


पुस्तक १२.] संवत् १९६९ कार्तिक कृष्णपक्ष १४. [ अंक १




॥ ॐ श्री ॥

## वर्षारंभमा जीवोनां विविध कष्ट हरवा श्रीइष्टप्राति अभ्यर्थना.

પદ ( શુણી શિશુની પ્રભુ આજે વાણી રે,—એ લય. )

વર્ષારંભે વિનવું શિરનામી રે, ઇચ્છા પૂરજો હૃદયની સ્વામિ રે;
સર્વજ્ઞ ને સર્વશક્ત પ્રભુ છો, સિદ્ધિ આપથી જતી સહુ પામી રે;—
ત્રિવિધ દુઃખથી પ્રજાજનાં, દીસે કંઇ નરનાર,
શાંતિ સુખ ન અનુભવે, અંતરમાંહિ લગાર:
તાપમાત્ર પ્રભુ હરજો વામી રે, રહે સુખશાંતિમાં જેથી જામી રે;—
હોયો અગણિત જીવના, જોશો પણ ના તેહ,
કાં જે જીવપદમાં રહે, હોયો નિઃસદેહ;
હોયે પાપી, કે દુષ્ટ હરામી રે, કરજો હિત તેનું જોઇ ન ખામી રે;—
કષ્ટો માનવ બંધુનાં, જોયાં મુજથી ન જાય,
અંતર ચણચણ દાઝતું, સાંખી ન નાથ ! શકાય,
ગણશો મુજ વિનતિ ન નકામી રે, હરજો દુઃખો સકલ પ્રભુ ઠામી રે;—
વ્યાધિ નિર્ધનતા તથા, ચિંતા, ભય, દુઃખ, શોક,
દીસે જીવોમાં ભર્યાં, કલેશો ચોકેચોક,
તું આગામિ રે, નિજપદમાં રહે જેથી વિરામી રે;—



## अन्यना हितमां पोतानुं हित शमाएलुं छे.

પદ (સતત રે કરજો સર્વ જીવતણું પ્રભુ હિત;—એ લય.)

હિત ઇચ્છો જો, પોતાનું, કરજો અન્યનું હિત સદાય,
છે એ સુખનો અમોઘ ઉપાય, તત્ત્વવિદો ડિંડિમ દઇ ગાય રે;—
એક અવયવને વ્યાધિ થતાં જેમ, અન્ય વ્યથાથી પીડાય,
હોય નિરામય સર્વ અવયવ તો, સ્વાસ્થ્યનું ભાન લહાય રે;—
તેવી રીતે મનુષ્ય મનુષ્યનો, સંબંધ વિશ્વે ગણાય,
તો પછી નિજ અવયવરૂપ અન્યને, કેમ કરી વિસરાય રે;—
પોતાનું પેટ તો પશુ પણ ભરતાં, તેમાં નથી કંઇ અધિક,—
પશુની પેઠે સ્વાર્થી જીવોનું, જીવન વિશ્વે છે ધિક્ રે;—
સ્વાર્થ પોતાનો સાધવો તે નથી, સાચો હિતકર સ્વાર્થ,
એક છે સાચું હિત કરનારો, મનુષ્યનું વિશ્વે પરાર્થ રે;—
એક પિતાના પુત્રો જ્યાં સર્વે, ભેદ ત્યાં કેમ રખાય,
બંધુ ભાવે વર્તન સેવે, પ્રસન્ન ઈશ્વર થાય રે;—
આત્મદૃષ્ટિથી પણ નથી એક બીજામાં જરી અંતરાય,
સર્વ રીતે એમ અભેદ વર્તે, એક બીજાની માંહ્ય રે;—
એવા આત્મબંધુના હિતમાં, મંદધિ કોણ ન ધાય,
બીજાના હિતમાં પોતાનું હિત લહી, કરવી અન્યને સાહાય્ય રે;—
દધિચિ જેવાએ પ્રાણ ત્યજ્યા નિજ, વિશ્વવિદિત એ કથાય,
સ્વાર્થભોગ અન્ય હિતાર્થે કરતાં, હાનિ ન સ્વલ્પ ભળાય રે;—
વિશ્વબંધનો દૃષ્ટાંત પ્રત્યક્ષ, રમતો છે દૃષ્ટિ સમીપ,
જીવન જેમણે સર્વ સમર્પ્યું, કરવા અન્યનું હિત રે;—
જેવી રીતે કટિ કસી સાધો, સાવધ રહી નિજ અર્થ,
માનવબંધુના હિતમાં તે રીતે, રહેજો સતત નિરત રે;—
આત્મદૃષ્ટિને પ્રાપ્ત થવાતું, જવ ભેદજ્ઞાન ભૂલાય,
અપરોક્ષ આત્માનુભવ થાતો, નિજપદ આવી ઠરાય રે;—



## पोताना जीवनरूपी घडीयाळनुं सूक्ष्मपणे निरीक्षण करनार तेनी उन्नतिअवनतिने जाणी शके छे.

પદ. ( મારા ભાગ્યતણો નહિ પાર, એ લય. )

પ્રશ્ન—આ શું તમે જુઓ છો લાલ ?
ઉત્તર—જોઉં છું ( હું ) મારૂં ઘડીયાળ.
આ મારી ઘડીયાળવિષે છે, એક અચંબો ભારી,
દિવસ અને રાત્રિનો સમય એ, પૃથક્ છે સૂચવનારી; આ શું૦
સમય એક છે પણ એ તો વળી, સ્થિતિ બતાવે ન્યારી,
ઉઠવાનો શું સમય થયો કે, આવી સૂવાવારી; આ શું૦
સૂવાકેરી[1] દિશાતરફ વળતો કે હું ઉઠવાની,[2]
તે હું નિહાળું ગતિ જોઇને, મુજ કૃતિરૂપ કાંટાની; આ શું૦
ચેતનકુંચી મળી ચુકી છે, નથી એ કેવળ કાષ્ઠ,
પણ હું સાવધ થઇ જોઉં એ તે, ચાલે ' સ્લો કે ફાસ્ટ '; આ શું૦
[3]પળના કાંટાઉપર રહી છે, ગતિ મોટા કાંટાની,[4]
( એ ) વિણસમજ્યે ( કંઇ ) ગતિ જોતા મોટા,–કાંટાના આંટાની; આ શું૦
મિનિટતણો કાંટો ચાલીને, કલાક એક બને છે,
નિહાળી શકતો સૂક્ષ્મપણે, જે, સાવધ ક્ષણે ક્ષણે છે; આ શું૦
પણ આ જગ જાણ્યાવિણ, કેવળ [5]કલાકને જ ગણે છે,
ને વળી કેવળ મોટા કાંટા ને ઘડીયાળ ભણે છે;[6] આ શું૦
સાવધ રહીને ઘટિયંત્રને, યથાનિયમ હું ચલાવું,
પળના કાંટાપ્રતિ દૃષ્ટિ ધરી, જોઉં મુજ ઉદયનું થાવું; આ શું૦



૧ અવનતિની. ૨ ઉન્નતિની. ૩ મનના સૂક્ષ્મ વ્યાપારોઉપર. ૪ સ્થૂલ ક્રિયાની અથવા પ્રકટ વ્યાપારોની. ૫ સ્થૂલ પ્રયત્નને જ. ૬ બાહ્ય વ્યાપારો કરવા એમાં જ પોતાનું આખું જીવન સમાયલું છે એમ જાણે છે.

## દુર્બળતાવાળો છતાં પણ ઇષ્ટસાથે ભક્તનો અનન્ય સંબંધ અને તેને નીભાવવા ભક્તની શ્રીઇષ્ટપ્રતિ અભ્યર્થના.

પદ (નાથ તુમ તો જાનત હો સબ ઘટકી—એ લય.)

નાથ! તમે ક્યાંથી હુંથી છૂટા થાશો.
છૂટા થાતાં તો ઉલટા બંધાશો;—
આપણો સંબંધ મ્હોડે ગણાવીશ, તો તો તમે લજવાશો,
લોક સકળ સાંભળીને હસશે, ઉલટા તમે પસ્તાશો;—
અધમ મળ્યો હું તમને તેથી, મનમાં જરી ન મુઝાશો,
અધમનો સંગ ન કરશો તો તો ન,-અધમોદ્ધારણ કહેવાશો;—
પતીતપાવનનું પદ કદી આપનું, (તો) પતીત પદે મારો વાસો!
કેમ કરી પછી છૂટા થવાશે, સંબંધ આવો જ્યાં ખાસો!—
દુઃખી રહ્યો હું તો દુઃખહર્તા,—પદમાં આપ સોહાશો,
હું સરખો યાચક છું પાસે તો, દાતાના પદમાં સ્થપાશો;—
દીન અને દયાપાત્ર હું છું તો તો, આપ દયાલુ ભણાશો,
ત્રાતા ત્યારે ગણાશો, હું પંકે, ડૂબેલાનો કર સ્હાશો;—
રક્ષક આપ આ વિશ્વે ગણાતા, શાથી તે આપ તપાસો,
વિપત્તિની હું રાડ ન પાડું તો, કહોને ક્યાં આપ જ ધાશો;—
હું ભયભીત તો અભયદાતા થઈ, થાબડશો મારો વાંસો,
બલહીન હું અને બલપ્રદ આપ છો, કહો પછી કેમ છૂટાશો;—
(હું) શરણાગતને છોડશો તો કેમ, શરણત્રાણ લહાશો,
'કોણ તમારે શરણ' એમ (કોઈ) પૂછે તો, તેને શો દેશો ખુલાસો;
મલિન છતાં પણ આપનો તો પછી, સંઘરશો ના તો ક્યાં જાશો,
કાજળને છોડી શું ક્યાંહી, કેવળ દીપ પ્રકાશ્યો?—
દૃષ્ટાંતો હું કાઢીશ તેમ તેમ, નાથ અધિક સલવાશો,
માટે નિકટ રહી આપનાં નામો, સાર્થક કરવામાં જોડાશો;—






## व्यवहार परमार्थने सिद्ध करावनार एक सरळ साधन.

ઘણા મનુષ્યોનું માનવું છે, કે આજે પ્રજા પૂર્વની જંગલી સ્થિતિમાંથી સુધરી છે અને વિનયન— કેળવણીવડે તેની પ્રગતિ થએલી છે, પરતુ આ તેમનું માનવું બુદ્ધિમાન્ વિદ્વાનોને સ્વીકૃત નથી. આ વિદ્વાનોનું માનવું છે કે જેમ કેટલીક બાબતમાં પ્રજા આગળ વધી છે તેમ કેટલીક બાબતમાં તે પાછળ પણ હઠી છે. અને જે બાબતમાં તે પાછળ હઠી છે તે બાબતો એવી છે કે તેના વાસ્તવ સુખનો તે નાશ કરનાર છે તથા તેની વાસ્તવ પ્રગતિમાંથી તેને અટકાવનાર છે.

આજે પ્રજાને કેળવણીમાં આગળ વધેલી માનવામાં આવે છે, પણ તે કેળવણી પણ જેથી પ્રજાની વાસ્તવ ઉન્નતિ થાય તથા તેને વાસ્તવ સુખશાન્તિ મળે તે પ્રકારની નથી. વર્તમાન પ્રજાએ જેથી વાસ્તવ સુખશાંતિનો અનુભવ થાય એવું ઘણું ખોયું છે અને હજી પણ તે વાસ્તવ સુખશાંતિના માર્ગોથી દૂર અને દૂર જતી જાય છે.

પ્રાચીન અને અર્વાચીન સમયમાં એ એક મોટો ભેદ જોવામાં આવે છે કે પ્રાચીન સમયની પ્રજા આર્જવતાયુક્ત હતી, જ્યારે અર્વાચીન સમયની પ્રજા આર્જવતાથી રહિત જોવામાં આવે છે.

મનુષ્યની આર્જવતાયુક્ત સ્થિતિ હોવી એ સ્વાભાવિક સ્થિતિ છે. જેમ મનુષ્ય આર્જવતાયુક્ત હોય છે તેમ તે પોતાના આત્માની નિકટ હોય છે અને જેમ તે આર્જવતાથી રહિત હોય છે તેમ તે આત્માથી દૂર હોય છે અર્થાત્ તેના અંતઃકરણ ઉપર અજ્ઞાનનાં પટ જામેલાં હોય છે. સ્વાભાવિક સ્થિતિ જ જગત્‌માં સુખપ્રદ હોય છે અને અસ્વાભાવિક સ્થિતિ દુખઃપ્રદ હોય છે, તે નિયમે જે મનુષ્યો આર્જવતાયુક્ત સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત હોય છે તે જ વાસ્તવ સુખ શાંતિને અનુભવે છે, અને જે તેથી રહિત હોય છે તે વાસ્તવ સુખશાંતિથી રહિત હોય છે.

જેમ મનુષ્ય આર્જવતાને ધારણ કરતો જાય છે તેમ તે પોતાના આત્માની નિકટ જતો જાય છે અને જેમ તે તેને ત્યજતો જાય છે તેમ તે તેનાથી દૂર જતો જાય છે. આત્માની નિકટ સ્થિતિ થવી એ જ વાસ્તવ ઉન્નતિ છે અને તેનાથી દૂર સ્થિતિ હોવી એ જ અવનતિ છે. આજે પ્રજાનો મોટો ભાગ આર્જવતાથી રહિત થતો જતો હોવાથી તે ઉન્નતિપ્રાપ્તિ પ્રયાણ નથી કરતો પણ અવનતિપ્રાપ્તિ જ પ્રયાણ સાધે છે.

ઘણા મનુષ્યો માને છે, કે આજે આર્જવતાની જરૂર નથી, પણ મનુષ્યે આજે યુક્તિયુક્ત જીવન રાખવું જોઇએ, કારણ કે આજે તેવો જમાનો છે. આજે યુક્તિયુક્ત, કુટિલતા કે પ્રપંચયુક્ત જીવન હોય છે તો જ મનુષ્ય જીવી શકે છે અને આર્જવતાયુક્ત જીવનવાળો આજે પોતાનો નિભાવ કરી શકતો નથી.

આ કથન આ મનુષ્યોની દૃષ્ટિથી યોગ્ય હશે પણ વાસ્તવ દૃષ્ટિથી તે અયુક્ત જ છે. જમાનો ગમે તેવો હોય પણ મનુષ્યે આર્જવતાને ધારણ કરી રાખવી જોઇએ. જે તેને નથી ધારણ કરતા તેમને તેનું ફળ મળે છે જ. અમુક સમય સુધી આવા મનુષ્યોની કુશલતા કદાચ નથી જણાવામાં આવતી પણ સમય જતાં તેમની કુશલતા પ્રકટ થાય છે જ અને

તેમના સ્વરૂપને યથાવત્ પ્રસિદ્ધ કરે છે. મનુષ્યોએ અનુભવ કરી જોયો નથી તેથી જ તેમને સમજાય છે, કે આજે યુક્તિવાળું કે પ્રપંચવાળું જીવન ગાળવાની જરૂર છે, પણ જેમને આર્જવતાયુક્ત જીવનનો અનુભવ છે તે જ સમજી શકે છે. આર્જવતાને જ જગતમાં ધારણ કરવાની જરૂર છે તથા તે જ વાસ્તવ પ્રગતિને સધાવનાર તથા વાસ્તવ સુખશાંતિને આપનાર છે.

જેવું હૃદયમાં હોય તેવું બોલવું અને તેવું વર્તવું એ આર્જવતાનું સ્વરૂપ છે, અને તેને સત્સંસ્કારી પુણ્ય પુરુષો જ ધારણ કરી શકે છે. આ સ્વભાવ જેમનામાં ન હોય તેમણે તેને કેળવવાની જરૂર છે, કારણ તે વાસ્તવ સુખશાંતિને આપનાર છે.

આર્જવતાથી રહિત મિત્રો શત્રુસમાન છે અને આર્જવતાયુક્ત શત્રુ છતાં તે મિત્ર સમાન છે. ઘણા મિત્રોનો કે સ્નેહીનો હક દર્શાવનાર પણ આર્જવતાથી રહિત મનુષ્યો શત્રુનું કાર્ય કરે છે. આર્જવતાવાળા શત્રુઓ આવા મિત્રો કે સ્નેહી કરતાં સારા હોય છે, કારણ કે તે જેવું હૃદયમાં હોય છે તેવું જ ભાખનાર હોય છે. જેમ આર્જવતાને ત્યજવાથી મનુષ્ય પોતાનું અહિત કરે છે તેમ અન્યનું પણ અહિત કરે છે. તેથી સ્વપરહિતાર્થે આર્જવતાને ધારણ કરવાયોગ્ય છે. જેવું હૃદયમાં હોય તેવું જ બોલો અને તે જ પ્રમાણે વર્તો.

ઘણા મનુષ્યો આજે જગતમાં એવા જોવામાં આવે છે, કે જે પરસ્પર મળતાં અત્યંત સ્નેહને દર્શાવે છે તથા જાણે તેમની વચ્ચે સાચો સ્નેહ પ્રવર્તતો હોય તે પ્રમાણેનું વર્તન રાખે છે. પરંતુ તેમના હૃદયમાં જૂદી જ સ્થિતિ હોય છે. બહારથી તેમનું આ પ્રમાણેનું વર્તન હોય છે, છતાં અંતરથી તે એક બીજાનાં ગળાં રેંસવામાં સંકોચાતા કે અચકાતા નથી. આ પ્રકારનું વર્તન ઉભયના હિતમાં હાનિ કરનાર છે અને તે વિવેકીએ સર્વદા ત્યાજ્ય છે.

આર્જવતાને ધારણ કરવી જેમ અનેક મનુષ્યો ધારે છે તેમ સહજ પણ નથી. આર્જવતાને ધારણ કરતાં હૃદયબળને પ્રથમ ધારણ કરવું પડે છે. જે હૃદયબળને ધારણ કરી શકે છે તે જ આર્જવતાને ધારણ કરી શકે છે. અને તેથી આર્જવતા એ હૃદયબળને વધારનાર છે. જેમ જેમ મનુષ્ય આર્જવતાને ધારણ કરતો જાય છે તેમ તેમ તેનું હૃદયબળ વધતું જાય છે.

ઘણા પ્રસંગો મનુષ્ય જીવનમાં એવા આવે છે કે જ્યારે મનુષ્યને આર્જવતાને ધારણ કરવી કઠિન જણાય છે. કેટલાક મનુષ્યો આગળ મનુષ્ય આર્જવતાને દર્શાવી શકે છે, પણ કેટલાક આગળ તે દર્શાવી શકતો નથી. આ ઠેકાણે તેને હૃદયબળની જરૂર પડે છે અને તેનામાં તે હોય છે તોજ તે તેને દર્શાવી શકે છે.

જગતમાં એક સ્થિતિ મનુષ્યને સઉથી વધારે સુખશાંતિ આપનાર છે, પછી મનુષ્ય ગમે તેવી ઉત્કૃષ્ટ નિકૃષ્ટ સ્થિતિમાં હોય. આ સ્થિતિ તે તેના આત્માના અનુગ્રહવાળી સ્થિતિ છે. જે મનુષ્ય સ્વાત્માનુગ્રહને પ્રાપ્ત છે, તે જ મનુષ્ય જગતમાં વાસ્તવ સુખી છે. મનુષ્ય અન્ય ગમે તેના અનુગ્રહને પ્રાપ્ત કરે પણ તે જો સ્વાત્માના અનુગ્રહને પ્રાપ્ત નથી થતો કે તેને પ્રાપ્ત નથી કરતો તો તે વાસ્તવ સુખશાંતિને કદી પણ વરતો નથી.

અને તે જ મનુષ્ય આત્માનુગ્રહને પ્રાપ્ત કરી શકે છે કે જે આર્જવતાને ધારણ કરે છે. જેનામાં આર્જવતા નથી, તેનાપ્રતિ આત્માનુગ્રહ કદી પણ થતો નથી. આર્જવતારહિત જીવન એ અસરળ, વક્ર અને અસ્વાભાવિક જીવન છે. જ્યારે આર્જવતાયુક્ત જીવન એ સરળ સીધું અને સ્વાભાવિક જીવન છે. આર્જવતારહિત જીવન એ અંતરાયરૂપ છે અને આત્મા-

માયા આવતા અનુગ્રહરૂપા કિરણોને અટકાવનાર છે અને મનુષ્યને દુઃખરૂપા અંધકારમાં અટવાવનાર છે. જે આર્જવતાને ધારણ કરે છે તેના અંતરમાં અંતર્યામીરૂપ સૂર્ય પોતાનાં પૂર્ણ કિરણો સાથે પ્રકાશે છે અને તેના જીવનને સુખમય કરે છે.

મનુષ્ય ભીખારી હોય, મજુર હોય કે ગમે તેવી બીજી નિકૃષ્ટ સ્થિતિમાં હોય છતાં જો તે પ્રતિ આત્માનો અનુગ્રહ છે તો તે પરમ સુખી છે; અને મનુષ્ય ગમે તો રાજા હોય કે ગમે તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિમાં હોય છતાં તે જો આત્માનુગ્રહથી રહિત છે તો તે વાસ્તવ સુખથી તથી સહસ્ર યોજન દૂર જ છે.

આર્જવતા એ પરમ કલ્યાણ કરનાર તથા પરમ પુનિત વસ્તુ છે. જે તેને ધારણ કરે છે તેનું તે ઉત્કૃષ્ટ શ્રેય સાધે છે તથા તેને પરમ પુનિત કરે છે. સુવર્ણ જેમ મલરહિત હોવાથી વિશુદ્ધ મનાય છે તેમ આર્જવતાયુક્ત મનુષ્ય મલરહિત—દોષરહિત પરમ વિશુદ્ધ પવિત્ર છે.

આર્જવતા એ આત્માનું જ કિરણ છે, અને જે તેને પોતાની આંતરભૂમિમાં ગ્રહણ કરે છે તે તદ્રૂપ થઇ રહે છે. સૂર્યમાંથી પૃથ્વીઉપર પડતાં જીવનમય કિરણો જેમ પૃથ્વીઉપર જીવનનો ( life ) સંચાર કરી મૂકે છે તેમ આર્જવતારૂપી કિરણો જે હૃદયભૂમિમાં પડે છે, અને પોષાય છે તે હૃદયભૂમિને—તે અંતઃકરણ સામગ્રીને તે તન્મય કરે છે.

આર્જવતા જેમ વ્યવહારમાં વિજય અપાવનાર છે તેમ પરમાર્થમાં પણ સિદ્ધિ અપાવનાર છે. આર્જવતાને ધારણ કરનાર સત્વર પરમાર્થના શિખરે વિરાજે છે અને કૃતકૃત્ય થઇ રહે છે.

વિશુદ્ધ વસ્ત્ર જેમ મનુષ્યને પહેરવું ગમે છે, નિર્મળ વાતાવરણમાં જેમ મનુષ્યને ફરવું રુચે છે, તેમ આર્જવતાયુક્ત મનુષ્યનો સંગ જનસમાજને સહજ રુચે છે. આર્જવતાયુક્ત મનુષ્યના જીવનવડે તેના સંબંધમાં આવનાર પ્રત્યેક વ્યક્તિ હિતને અને સુખને જ પામે છે.

હરિણ, ગાય, કબુતર, આદિ પ્રાણીનો જેમ કોઇ ભય ધરતું નથી, તેમ આર્જવતાવાન્ પુરુષથી કોઇને કદી પણ ભય થતો નથી, અને તે સર્વને નિર્ભયતાનું જ દાન કરે છે, અને સર્વને અભયને જ આપે છે.

ઘણા મનુષ્યો માને છે કે આજે સમય એવો છે કે આર્જવતાને ધારણ કરવાથી વ્યવહાર સધાતો નથી અને વ્યવહારથી ભ્રષ્ટ થવાય છે. પરંતુ આ મનુષ્યોનું માનવું યથાર્થ નથી. આર્જવતારહિત મનુષ્યોના વિશેષ પ્રમાણને લીધે કદાચ આરંભમાં આ મનુષ્યોને સહજ શોષવું પડે છે પણ પરિણામે તેમનો વિજય જ થાય છે. અને આ સહજ પ્રમાણમાં શોષવું પડે છે તે પણ અહિતકર થતું નથી, પણ હૃદયબળની વૃદ્ધિ કરનાર થાય છે તથા પરિણામે હિતને જ સાધનર થઇ રહે છે. આર્જવતાવાળા મનુષ્યનો વ્યવહારમાં કોઇ પણ મનુષ્ય વિશ્વાસ કરે છે અને તેથી તેનો વ્યવહાર ઉત્તમ પ્રકારે સધાય છે, તેથી આર્જવતા એ વ્યવહાર અને પરમાર્થ ઉભયને સધાવનાર છે અને બુદ્ધિમાને તેને દૃઢ આગ્રહવડે ધારણ કરવાયોગ્ય છે.

પ્રિયવાચક ! જો આ વિષયમાં જણાવવામાં આવેલું કથન આપને હિતકર તથા સત્ય જણાય તો આ નૂતન વર્ષથી વ્યવહાર પરમાર્થને ઉત્તમ પ્રકારે સત્વર સધાવનાર તથા પરમ સુખશાંતિને અર્પનાર આર્જવતાને ધારણ કરજો અને જાતે સુખી થઇ અન્યને સુખી કરજો.



# મનુષ્યોની પરમાર્થમાં કેમ અભિવૃદ્ધિ થતી નથી.

જગત્પ્રતિ દષ્ટિ કરતાં જણાય છે કે પરમાર્થને સિદ્ધ કરવાની ઇચ્છાવાળા અનેક મનુષ્યો જોવામાં આવે છે, છતાં તેમનો પરમાર્થ સિદ્ધ થએલો જોવામાં આવતો નથી. પરમાર્થ માર્ગમાં મનુષ્યોનું પ્રમાણ 'તીનકહાડે અઢાઇ કોશ' જેટલું જ થાય છે. મોટે ભાગે મનુષ્યોનો એ સ્વભાવ નથી હોતો કે પોતાની પ્રગતિ અમુક દિશામાં કેટલી થએલી છે તે જોવું. ખરૂં કહીએ તો જગતનો મોટો ભાગ પોતાના જીવનને વ્યવહારોચિત ( practical ) કરવાના સ્વભાવવાળો હોતો નથી. કોઇ પણ માર્ગમાં આગળ વધવાને ક્રિયા કરવી, પછી તે ક્રિયા ફળવતી થાય છે કે કેમ તથા તે કેટલા અંશમાં ફળવતી થાય છે, તથા તેમાં ક્યાં દોષ છે અથવા શી અપૂર્ણતા છે, એનો વિચાર કોઇ વિરલ જ સ્થિર ચિત્ત કરે છે અને જે આવો વિચાર કરે છે તે જ વર્તમાન જીવનમાં પોતાની પ્રગતિને પ્રત્યક્ષ અનુભવે છે અને જે નથી કરતા તે ઢંગધડાવિનાનો યત્ન કરતાં જીવનને પૂરૂં કરે છે અને ઇપ્સિતાર્થને વર્તમાન જન્મમાં સિદ્ધ થએલા જોતા નથી. તેથી બુદ્ધિમાને એવો પ્રયત્ન કરવો ઘટે છે, અથવા તો એવી દિશામાં કે એવા રૂપમાં પ્રયત્ન કરવો ઘટે છે, કે જેથી તેનું ફળ વર્તમાન જીવનમાં જ પ્રત્યક્ષ અનુભવાય; અને આવા સ્વભાવવાળા મનુષ્યો ઉન્નતિમાર્ગમાં સત્વર આગળ વધે છે અને અલ્પ સમયમાં શિખરે સ્થિતિ કરી રહે છે અને કૃતકૃત્ય થઇ રહે છે.

પરમાર્થમાં જેમની અભિવૃદ્ધિ વર્તમાન સમયમાં નથી થતી તેનાં બે કારણો છે. તે બે કારણો આ છે. દુધ અને દહીમાં પગ રાખનાર ઉભયથી ભ્રષ્ટ થાય છે તેમ એકીકાળે વ્યવહારપરમાર્થ ઉભયને સરખી રીતે સાધવા ઇચ્છનાર ઉભયને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી શકતા નથી. તેથી પરમાર્થને ઉત્તમ પ્રકારે સત્વર સિદ્ધ કરવાની ઇચ્છાવાળા મનુષ્યોએ અનુકૂળ જણાય તો વ્યવહારને ગૌણપણે સાધવો ઘટે છે અને પરમાર્થને પ્રધાનપણે સાધવો ઘટે છે. આ મનુષ્યોએ '**વ્યવહારમાત્રથી મોહ જવાથી થાય ન થાય વા ઇષ્ટકૂપાયો, ઉભયે સમત્વ સતત સજતી**'—એ શ્રીમાન્ વિશ્વચંદ્રના વચનાનુસાર વ્યવહાર ઉત્તમ પ્રકારે સધાય તોએ ઠીક, અને ન સધાય તોએ ઠીક, એ ભાવને વૃત્તિમાં દૃઢ કરવો ઘટે છે. તેમણે પ્રાપ્ત સ્થિતિથી સંતોષ માનીને વ્યવહારને ટુંકો કરવો ઘટે છે. વ્યાવહારિક અનેક ઇચ્છાઓને આ મનુષ્યોએ દબાવવી ઘટે છે—તેમનો જય કરવો ઘટે છે. મને ઉત્તમ ઘર મળે તો સારૂં, મને ઉત્તમ વાહન મળે તો સારૂં, મને ઉત્તમ અલંકાર મળે તો સારૂં, મને ઉત્તમ પ્રકારના સંપત્તિયુક્ત સ્થિતિ મળે તો સારૂં, મને પુત્રપુત્રીઆદિ પ્રજા મળે તો સારૂં, મારો વ્યવહાર ઉત્તમ પ્રકારનો ગણાય તો સારૂં, તથા મારી કીર્તિ દશે દિશામાં પ્રસરે તો સારૂં, એ પ્રકારની વિવિધ વ્યાવહારિક ઇચ્છાઓનો આ પુરુષે નિરોધ કરવો ઘટે છે તથા તદર્થ કરવામાં આવતા પ્રયત્નથી પણ ઉપરામ પામવું ઘટે છે. ઇશ્વરેચ્છાથી સામાન્યપણે પ્રાપ્ત કર્તવ્યને કરતાં સંતુષ્ટવૃત્તિને ધારણ કરીને પ્રધાનપણે તેમણે પરમાર્થને જ સિદ્ધ કરવાના ક્રમને સાધવો ઘટે છે.

અથવા તો તેમણે પરમાર્થને ગૌણ સ્થાન આપીને વ્યવહારને પ્રધાનપદ આપવું ઘટે છે. ધ્રુવે ઉગ્ર તપશ્ચર્યા કરીને જેમ પ્રથમ ઇશ્વરને પ્રસન્ન કરીને વ્યવહારમાં સર્વોત્કૃષ્ટ

એવી સ્થિતિ પ્રાપ્ત કરી હતી તથા તેના અંતમાં ઈશ્વરના અનુગ્રહને પ્રાપ્ત કરીને પરમાર્થના શિખરે સ્થિત થયા હતા, તે પ્રમાણે પ્રથમ વ્યવહારની સિદ્ધિને કોઇ પણ ઉપાયે કરવી ઘટે છે. અથવા તો શ્રી વીરવિજયચંદ્રે શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગમાં જેમ પ્રથમ પોતાના સ્વપ્નમાં જોએલી સ્ત્રીને મેળવવારૂપ અસાધારણ ભગીરથ પ્રયત્ન કર્યો હતો અને અંતમાં યોગારૂઢ દશાને પ્રાપ્ત થયા હતા તે પ્રમાણે પ્રથમ પોતાના વ્યવહારને ઉગ્ર પુરુષાર્થવડે સત્વર સિદ્ધ કરીને પરમાર્થ માર્ગમાં પ્રગતિ કરવી ઘટે છે.

પરંતુ ધ્યાનમાં એટલું રાખવનું છે, કે વ્યવહારની સિદ્ધિને માટે જ વ્યવહાર કરવાનો નથી, અને તેટલેથી જ ઉપરામ પામવાનું નથી, પણ પરમાર્થની સિદ્ધિમાટે વ્યવહારને સિદ્ધ કરવાનો છે. વ્યવહારમાં જોઇએ તેવી અનુકૂલતા ન હોવાથી તથા અંતરમાં વિવિધ વ્યાવહારિક ઇચ્છાઓ પ્રબળપણે પ્રવર્તતી હોવાથી તેના ઉપરામ અર્થે જ વ્યવહાર કરવાનો છે, નહિ કે કુશલ વ્યાવહારિક પુરુષ ગણાવાને માટે કે લૌકિક કીર્તિ સંપાદન કરવાને માટે. અને આ પ્રમાણે કરનાર સત્વર પરમાર્થના શિખરે વિરાજે છે જ. કારણ કે જે આંતરબળનો તેમણે વ્યવહારને સિદ્ધ કરવામાં ઉપયોગ કર્યો હોય છે તે જ આંતરબળવડે તે પરમાર્થને સત્વર સિદ્ધ કરી શકે છે. માત્ર દિશા જ તેમને બદલવાની હોય છે. પશ્ચિમમાં નિત્યના વીશ ગાઉ મુસાફરી કરનાર જો તે પોતાનું મુખ ફેરવે છે અને પૂર્વમાં પ્રયાણ કરવા માંડે છે તો તે વીશ ગાઉ પૂર્વ દિશામાં પણ માર્ગ કાપી શકે છે; તે પ્રમાણે એક નિશ્ચયથી અને આગ્રહથી વ્યવહારને સિદ્ધ કરનાર મનુષ્યો પણ પરમાર્થ માર્ગમાં વળતાં તે જ વેગથી તેમાં પ્રયાણ કરી શકે છે.

પરંતુ લક્ષ્યને પ્રધાનપણે પરમાર્થની સિદ્ધિમાં જ પરોવાએલું રાખવું ઘટે છે. કારણ આ જ સર્વ અર્થને સાધનાર છે. લક્ષ્યાનુસાર જ મનુષ્યો ફળસિદ્ધિને પામે છે. માથે ઘટ રાખીને નૃત્ય કરનાર સ્ત્રીનું ધ્યાન જેમ તે ઘટમાં હોય છે તેમ વ્યવહારને સાધતાં છતાં પરમાર્થને સિદ્ધ કરવા ઇચ્છનાર મનુષ્યનું ધ્યાન પરમાર્થમાં જ હોવું ઘટે છે. વ્યવહારને તો પરમાર્થના એક પગથીયા રૂપે જ તેણે ગણવાનો છે. અને આ પ્રમાણે પરમાર્થના પગથીયારૂપે વ્યવહારને ગણીને તેને જે સિદ્ધ કરે છે તે તદનંતર પરમાર્થને પણ સત્વર સિદ્ધ કરે છે અને કૃતકૃત્ય થઈ રહે છે. તેથી પરમાર્થને સિદ્ધ કરવા ઇચ્છનાર પુરુષે આ બે બાબતો ધ્યાનમાં રાખીને પ્રવૃત્તિ કર્તવ્ય છે.






## श्रीघेरण्डसंहिता.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૩૫૯ થી. )

**ભાવાર્થઃ**—હવે જિહ્વાસાધન શામાટે કરવું તે જણાવું છું. તે કરવાનું કારણ એ છે કે જિહ્વા જો લાંબી વિધિપ્રમાણે કરવામાં આવે છે તો તે જરા, મરણ અને રોગ આદિને દૂર કરે છે. તર્જની, મધ્યમા અને અનામિકા એ ત્રણ આંગળીઓ અર્થાત્ અંગુષ્ઠ અને ટચલી આંગળીની વચ્ચેની ત્રણ આંગળીઓને ભેગી–સાથે સાથે રાખી ગળામાં પ્રવેશ કરાવવી અને એ ત્રણવડે જિહ્વાનું મૂલ જે અસ્થિસાથે જડેલું છે ત્યાં ધીમેથી વારંવાર ઘર્ષણ કરવું. આમ કરવાથી એ ભાગમાં જામેલો કફનો સંચય છૂટો પડે છે અને બહાર નીકળે છે. પછી માંખણ લગાડી વારંવાર માર્જન તથા દોહન જિહ્વાનું કરવું અને જિહ્વાના છેડાની નીચે જે સૂક્ષ્મ નસવડે એનું અનુબંધન થયેલું છે તેને લોહયંત્રવડે સહજ સહજ ધીમે ધીમે ઘસવું. આ પ્રમાણે પ્રાતઃકાળે સૂર્યોદય સમયે તથા સાયંકાલે સૂર્યાસ્તસમયે પ્રયત્નવડે નિત્ય કરતાં રહેવું અને આમ નિત્ય કરવાથી જિહ્વા લાંબી થાય છે.

આ શ્લોકોથી ગ્રંથકારે જિહ્વાનાં મૂલ તથા અગ્રને માર્જન ઘર્ષણ કરી જિહ્વા દોહન કરવાનો વિધિ સૂચવ્યો છે. જિહ્વામૂલને આંગળાં ઘાલી સાફ કરવાથી સંચિત કફ નીકળી જાય છે એ તો દાતણ કરતી વખતે આંગળાં ઘાલી ઉલાળા ખાય છે તેથી સ્પષ્ટ જ છે. તે સાથે એ ક્રિયા નિયમપ્રમાણે સમજીને કરવામાં આવે છે તો જઠરાગ્નિને એ પ્રદીપ્ત કરે છે વિશેષમાં જિહ્વાના દોહનનો વિધિ અત્ર કહ્યો છે. પૂર્વે જ્યારે શસ્ત્રવિદ્યા વૈદ્યકના અંગરૂપે સામાન્ય પ્રચારને પામેલી હતી ત્યારે એ દોહન વિધિ વિશેષ કઠિન હતો. હાલ તો અમતુકર્ષણ ડાકટરો શસ્ત્રપ્રયોગથી સહજ કરી શકે છે તેથી આ પ્રયોગ સાધવાની ઇચ્છાવાળામાટે ઉભય માર્ગ ખુલ્લા છે; કાંતો સામાન્ય યંત્રવડે સહજ સહજ રોજ એ અમુક ભાગને ઘસવો, અથવા શસ્ત્રવડે એનું છેદન કરાવવું. આ રીતે દીર્ઘ કરેલી જિહ્વાનો ઉપયોગ આગળ મુદ્રામાં આવે છે ત્યાં એ સ્પષ્ટ થશે.

આ પ્રમાણે જિહ્વામૂલ શોધનાદિ કહી હવે કર્ણરંધ્રનું શોધન કહે છે.

तर्जन्यनामिकायोगान्मार्जयेत्कर्णरंध्रयोः ॥ ३४ ॥

नित्यमभ्यासयोगेन नादान्तरं प्रकाशयेत् ।

**ભાવાર્થઃ**—તર્જની તથા અનામિકા એ બે અંગુલીવડે કર્ણનાં છીદ્રને સાફ રાખવાં. આ પ્રકારે નિરંતર અભ્યાસ કરનારને એક ભિન્ન પ્રકારનો નાદ શ્રવણ થાય છે.

કર્ણ છિદ્રને મલથી રહિત કરવા તેનું નામ કર્ણરંધ્ર શોધન છે. એ કરવાથી વિવિધ પ્રકારે શારીર લાભ થાય છે એટલુંજ નહિ પણ એક જાતના નાદનું શ્રવણ પણ અત્ર કહ્યા પ્રમાણે થાય છે. પણ આ ક્રિયા કરવામાં સંભાળ રાખવાની જરૂર છે તે એ કે એ અંગુલીને જો વિશેષ અંદર ઘોચી કાન ખોતરવામાં આવે છે તો ત્યાં ક્ષત થાય છે અને તેમ વારંવાર

થતાં નાદાન્તર શ્રવણને બદલે નાદાશ્રવણની-બ્હેરાશપણાની-સ્થિતિ આવી જાય છે. તેથી નિયમપ્રમાણે સંભાળથી આ ક્રિયા કરવાની રહે છે. કર્ણનું વિવર એક નલિકારૂપ છે અને તે કેટલેક સુધી અંદર પોલું છે. તેની રચના શબ્દને ગ્રહણ કરવામાટે જેવી જોઇએ તેવી પરમેશ્વરે રચેલી છે તેથી એ નલિકામાં મલથી રોધ નહિ થાય એટલું જ માત્ર આ વિધિનું તાત્પર્ય છે, અને વારંવાર કાન ખોતરવા કરવાની કુટેવને ઉત્તેજન આપવાનું તાત્પર્ય નથી.

આ પ્રમાણે કર્ણરંધ્ર શોધન કહી હવે ક્રમપ્રાપ્ત કપાલરંધ્રશોધનનું પ્રતિપાદન કરે છે.

## ॥ कपालरंध्रशोधनम् ॥

बद्धांगुष्ठेन दक्षेण मार्जयेद् भालरंध्रकम् ॥ ३५ ॥
एवमभ्यासयोगेन कफदोषं निवारयेत् ।
नाडी निर्मलतां याति दिव्यदृष्टिः प्रजायते ॥ ३६ ॥
निद्रान्ते भोजनान्ते च दिवान्ते च दिने दिने ।

ભાવાર્થ:—જમણા અંગુઠાવડે તાલુ ભાગમાં જે રંધ્રજેવો ભાગ છે તેને નિરંતર સાફ કરતાનો અભ્યાસ રાખવો તે કપાલરંધ્રમાર્જન છે. એ અભ્યાસ નિરંતર કરવાથી કફદોષ નિવૃત્ત થાય છે, નાડીઓ મલરહિત થાય છે અને દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થાય છે. આ અભ્યાસ દિવસમાં ઉંઘી ઉઠયા પછી જમ્યા પછી અને સાયંકાળે સૂર્યાસ્તસમયે એ સર્વ સમયે કરવો.

અહિ તાલુરંધ્રના માર્જનથી જે કફનિવૃત્તિ, નાડીશુદ્ધિઆદિ ફલ કહ્યાં છે તે સર્વ એ ભાગમાં રહેલા તથા એના સંબંધમાં આવતા જ્ઞાનતંતુ તથા ક્રિયાતંતુને વેગ મળવાથી થાય છે. યોગવિદ્યા એ અનુભવાવસાના વિદ્યા છે તેથી એનું યથાર્થ ફલ એ વિદ્યાને સાંગોપાંગ અનુષ્ઠાન કરવાથી જ પ્રત્યક્ષ થાય છે. જેમ નાનું બાલક ભોજનથી શરીરપુષ્ટિ કેવી રીતે થાય છે, તૃપ્તિ કેવી રીતે થાય છે એ કારણની શોધમાં ઉતર્યા વિના જ અનુકૂલ આહારને સેવે છે તો તે તે ફલને પામે છે, અને એ કારણો મને બરાબર સકારણ સમજાય તો પછી જ હું ભોજન ગ્રહણ કરું એ પ્રમાણેનો દુરાગ્રહ સેવે છે તો તેના પરિણામમાં ભૂખમરાને જ પ્રાપ્ત થાય છે અને પ્રતિદિન દુર્બલ થતું રહે છે તે જ પ્રમાણે યોગવિદ્યાની કેટલીક પ્રક્રિયા એટલી તો ગૂઢ હોય છે કે શરીરયંત્રનું યથાવત્ જ્ઞાનવિનાના તથા વિશ્વરચનાના નિયમોને યથાર્થરીતે ન જાણનાર પુરુષોને એના ફલનો પ્રકાર આરંભમાં સમજાય તેવો હોતો નથી. પણ એ પ્રકાર સદા સર્વને દુર્બોધ રહે છે એમ હોતું નથી. તે તે પ્રકારની ક્રિયાને સિદ્ધ કરવાથી અંતઃકરણ વિકાસ પામે છે તથા સૂક્ષ્મ વસ્તુને પણ અવલોકવાના સામર્થ્યવાળું થઇ રહે છે ત્યારે એ સર્વ પૂર્વે દુર્બોધ ભાસતા પ્રકાર હસ્તામલકવત્ પ્રત્યક્ષ થઇ જાય છે. તેથી આ ગુરુગમ્ય વિદ્યામાં આરંભમાં શ્રદ્ધાની અને ધૈર્યનો ખાસ અપેક્ષા રહે છે, એનું સદા વિવેકીએ વિસ્મરણ કરવું ઉચિત નથી.

આ પ્રમાણે પાંચ પ્રકારની દન્તધૌતિ અથવા યથાર્થ રીતે કહીએ તો મુખધૌતિ ગ્રંથકારે વર્ણવી. હવે હૃદ્ધૌતિ પણ બહિર્ધૌતિમાં જ ગણાય છે અને એને જ હાલ પ્રાયશઃ ધૌતિકર્મમાં સેવાય છે તેનું પ્રતિપાદન કરે છે.

## ॥ हृद्धौतिः ॥

हृद्धौतिं त्रिविधं कुर्याद् दण्डवमनवाससा ॥ ३७ ॥

रम्भादण्डं हरिद्राया वेत्रदण्डं तथैव च ।
हृन्मध्ये चालयित्वा तु पुनः प्रत्याहरेच्छनैः ॥ ३८ ॥
कफपित्तं तथा क्लेदं रेचयेदूर्ध्ववर्त्मना ।
दण्डधौतिविधानेन हृद्रोगं नाशयेद्ध्रुवम् ॥ ३९ ॥
भोजनान्ते पिबेद् वारि चाकण्ठं पूर्णितं सुधीः ।
ऊर्ध्वदृष्टिं क्षणं कृत्वा तज्जलं वमयेत्पुनः ॥ ४० ॥
नित्यमभ्यासयोगेन कफपित्तं निवारयेत् ।
चतुरंगुलविस्तारं सूक्ष्मवस्त्रं शनैर्विशेत् ॥ ४१ ॥
पुनः प्रत्याहरेदेतत् प्रोच्यते धौतिकर्मकम् ।
गुल्मज्वरप्लीहकुष्ठं कफपित्तं विनश्यति ॥ ४२ ॥
आरोग्यं वलपुष्टिश्च भवेत्तस्य दिने दिने ।

ભાવાર્થ:—વિવેકી યોગસાધક ભોજન કરી રહ્યા પછી ભોજનને અંતે છેક કંઠદેશ સુધી પાણી આવે તેટલું પાણી પીએ છે અને ઉંચી દષ્ટિ રાખી તે સંધળા જલને પછી બહાર વમન કરી કાઢી નાંખે છે તે વમન ધૌતિ છે કે જેનો નિત્ય અભ્યાસ કરવાથી કફ તથા પિત્તની નિવૃત્તિ થઇ જાય છે.

ચાર આંગળ પહોળો, સૂક્ષ્મ કકડો ( વસ્ત્ર ) લેવો અને તેને ધીમે ધીમે ચાવીને ગળાની અંદર ઉતારી દેવો અને પછી તેને પુનઃ બહાર કાઢવો તેનું નામ વસ્ત્રધૌત છે અને આ વિધિને જ પ્રાયશઃ ધૌતિકર્મ કહેવામાં આવે છે. આ ધૌતિકર્મ કરનારના ગુલ્મ ( ઉદરમાં થતો વાયુ ) જ્વર, પ્લીહરોગ, કુષ્ઠરોગ તથા કફ અને પિત્તના રોગો નાશ પામે છે તથા તેને આરોગ્ય, બલની અધિકતા ઇત્યાદિ દિવસે દિવસે દેખાય છે.

અહિં ત્રિવિધ પ્રકારે છાતીના મળને સાફ કરવાના ત્રણ પ્રકારને ત્રણ પ્રકારની હૃદ્ધૌતિ કહી, એ ત્રણને પ્રસંગપરત્વે સાધકોને કર્તવ્યરૂપ છે છતાં સામાન્ય પ્રકારે તૃતીય પ્રકારે જ એ ધૌતિને કરવાનો વિધિ વિશેષ પ્રચલિત છે, અને ઇતર યોગના ગ્રંથોમાં ધૌતિકર્મમાં આ તૃતીય પ્રકારનું જ પ્રતિપાદન કરેલું દેખાય છે. વસ્ત્ર કેટલું લાંબું લેવું તેનું પ્રમાણ અહિં કહ્યું નથી છતાં ઇતર ગ્રંથોપ્રમાણે સોળ હસ્ત લાંબું લેવાનો પ્રચાર જણાય છે. આરંભક સાધકથી આરંભમાં સોળ હાથ લાંબો કકડો ગળાતો નથી પણ માત્ર થોડો જ તે ગળી શકે છે તેથી સોળ હાથ સુધીનો કકડો ગળી જવાનો પ્રયોગ કેટલાક દિવસના અભ્યાસ પછી જ સિદ્ધ થાય છે. માટે સાધકે ક્રમે ક્રમે વધતાં જવું યોગ્ય છે. એ કકડો નવો અર્થાત્ મળરહિત હોવો જોઇએ એ ખાસ જરૂરનું છે તેમ જ કાંણાવાળો કે એવો અન્ય પ્રકારે દૂષિત નહિ હોવો જોઇએ. તેમ જ એને ધોઇ નાંખી સ્વચ્છ કરેલો એ લેવો જરૂરનો છે તથા બને તો એને સ્નેહવાળો—સહજ ઘીના હાથ દીધેલો કરેલો હોય છે તો ગળાના ભાગમાં સોરાટ એથી થતો નથી, જો એ વસ્ત્ર મળવાળું હોય છે તો એ મળ ઉલટો છાતીના ભાગમાં જવાથી વ્યાધિ થવાનો સંભવ છે તેમ જ એ રૂક્ષ હોય છે તો ગળું સોરાઇ જવાથી વેદના થાય છે. આ ધૌતિના પ્રયોગ કરનારે અત્યંત સંભાળથી આ વિધિ ધીમે ધીમે કર-

વાનો છે તથા જેટલા દિવસ એ વિધિ કરવામાં આવે તેટલા દિવસ તેલ, મરચાં, મરી આદિ આહારનો ત્યાગ કરવા પણ જરૂર રહે છે. કારણ કે ગળામાં અથવા નલિકામાં કોઇ ભાગમાં પણ એ વસ્ત્રના ઘર્ષણથી ક્ષત અથવા વરમ જેવું થયું હોય છે અને ત્યાં મરચાં જેવો તીક્ષ્ણ પદાર્થ અડકે છે તો તેથી દાહ થાય છે અને તે વરમની વૃદ્ધિ થાય છે. આ જ પ્રમાણે વમન ધૌતિ કરનારે પણ સ્વચ્છ, ક્ષારરહિત જલ લેવું સાર છે અને તેને પણ વમન કરવાથી કાકડાના ભાગમાં સૂક્ષ્મ વરમ થવાનો સંભવ રહે છે તેથી તેમ જ જઠરના ભાગમાં પણ અતિ સ્વચ્છતા પાણીથી શોધન થવાથી થાય છે તેથી તેલ, મરચાં, આદિ તીક્ષ્ણ આહાર લેવામાં નુકસાન છે આ જ પ્રમાણે દંડધૌતિ કરનારમાટે પણ આ આદિ સર્વ નિયમો આવશ્યક છે. તેથી સંક્ષેપમાં કહીએ તો ધૌતિકર્મ કરનારમાત્રએ સાત્ત્વિક આહાર લેવો આવશ્યક છે તથા તેટલા દિવસ ખાસ કરીને એ અન્નનલિકા તથા જઠરને ચચરાટ થાય એવા પદાર્થમાત્રનો ત્યાગ કરવો જોઇએ છે. આ ધૌતિથી પચનસંબંધના વ્યાધિઓ દૂર થઇ જાય છે અને તેથી એનું માહાત્મ્ય પાશ્ચાત્ય પદ્ધતિથી વૈદ્યવિચારને સ્વીકારનારને પણ અજ્ઞાન રહ્યું નથી. જેમ બસ્તિક્રિયા માટે એ લોકો 'ડુશ' અને 'એનીમા' વાપરે છે તેમ જઠરને ધોવામાટે પણ 'રબરટ્યૂબ' શોધી કાઢી છે જેને 'સ્ટમકટ્યૂબ' નામ આપવામાં આવે છે. એ ટ્યૂબનો એક છેડો બહાર પાણીમાં રાખવામાં આવે છે અને બીજો આવી ગળાની અંદર ઉતારેલો હોય છે ત્યાર પછી વચ્ચેના ઉપસેલા ભાગને દાબવાથી બહારનું જલ અંદર પ્રવેશે છે અને બહારનો છેડો જલની બહાર કાઢી નાંખવાથી પછી જઠરમાંનો ખોરાક કે જે જલવડે પ્રવાહી રૂપમાં થયેલો હોય છે તે બહાર પણ કાઢી નંખાય છે. અશક્ત માણસમાટે આ 'સ્ટમક ટ્યૂબની' સહાય લેવાની ખાસ જરૂર રહે છે, પણ સાધારણ કરવા માટે વમનધૌતિ અત્ર બતાવ્યા પ્રમાણે કરવામાં આવે તો તે બસ છે. અત્ર એ ટ્યૂબનું કથન કહેવાનો સમય એ છે કે જે આજે આપણે વિચાર કરીને ઉપયોગી છે તેમ નિર્ણય પર આવ્યા છીએ તે સંબંધમાં યોગનિષ્ણાત પુરુષોએ ઘણાં વર્ષોનાં વર્ષો થયાં નિર્ણય કરી બતાવ્યા છે. તથા આ ધૌતિકર્મનું માહાત્મ્ય સિદ્ધ કરવા હાલ પ્રયત્નની અપેક્ષા રહી નથી.

આ પ્રમાણે આ શ્લોકોથી ધૌતિકર્મનું પ્રતિપાદન કરી છાતીનો ભાગ તથા જઠરને ધોવાનો વિધિ અત્ર કહ્યો. હવે નીચેના ભાગનો વિધિ રહ્યો છે કે જેને મૂલશોધન કહે છે. તે મૂલશોધનનું પ્રતિપાદન કરે છે.

अपानक्रूरता तावद्यावन्मूलं न शोधयेत् ॥ ४३ ॥

तस्मात्सर्वप्रयत्नेन मूलशोधनमाचरेत् ।
पीतमूलस्य दण्डेन मध्यमांगुलिनापि वा ॥ ४४ ॥
यत्नेन क्षालयेद्गुह्यं वारिणा च पुनः पुनः ।
वारयेत्कोष्ठकाठिन्यमामाजीर्णं निवारयेत् ।
कारणं कान्तिपुष्टयोश्च दीपनं वह्निमण्डलम् ॥ ४५ ॥

**ભાવાર્થ:**—જ્યાંસુધી મૂલનું શોધન પુરુષ કરતો નથી ત્યાંસુધી જ અપાનવાયુની ક્રૂરતા રહે છે, તેથી સર્વ પ્રયત્નવડે મૂલ શોધન કરવું ઘટે છે. કાચી હળદરના મૂલવડે અથવા મધ્યમા આંગળીવડે વારંવાર પાયુદ્વાર વિકાસ કરી તેને જલવડે સાફ કરવું તે મૂલશોધન છે. આ મુલશોધન થવાથી કોઠાની કઠિનતા તથા આમાજીર્ણ જતું રહે છે એટલું જ નહિ પણ એ મૂલશોધનપ્રયોગ કાન્તિ તથા પુષ્ટિને સાધે છે અને જઠરાગ્નિ વધે છે અર્થાત્ પચનશક્તિ પ્રદીપ્ત થાય છે.

(અપૂર્ણ.)




## उद्योगिनम् पुरुषसिंहमुपैति लक्ष्मीः.

### ઉપોદ્‌ઘાત.

આપણા દેશની પૂર્વની અને આજની સ્થિતિમાં ઘણું અંતર પડી ગયું છે. પૂર્વે દશ રૂપૈયા માણસ કમાતો હોય તો તે પોતાનો અને પોતાના કુટુંબનો નિર્વાહ ઉત્તમ પ્રકારે કરી શકતો હતો. અનાજ, ઘી, તેલ, વગેરે ઘણું સસ્તું હોવાથી તેને આજની પેઠે નિર્વાહને માટે ચિંતા રહેતી ન હતી. હું શું ખાઇશ, હું શું પહેરીશ, મારા વિવિધ વ્યવહારને હું કેવી રીતે ચલાવીશ, એ પ્રકારની ચિંતા પૂર્વે આ દેશમાં મનુષ્યને થતી ન હતી. મનુષ્યને તો શું પણ એક રાંડીરાંડ ડોશી હોય તેને પણ નિર્વાહની ચિંતા નહતી. પૂર્વે એક રાંડીરાંડ ડોશી રેંટીયો કાંતીને કે એવી બીજી મજુરી કરીને પોતાનો અને પોતાને પુત્રપુત્રી પ્રજા હોય તો તેનો નિર્વાહ કરતી એટલું જ નહિ પણ જ્યારે તેનું મરણ થતું ત્યારે તેના દિવસ-પાણીમાટે પણ તેની પાસેથી સંચય કરેલા પૈસા નીકળતા. આ પ્રમાણે નિર્વાહની પૂર્વે પ્રજાને ચિંતા ન હોવાથી તે સમયે પ્રજાનું આરોગ્ય અને આયુષ્ સહજ ઉત્તમ પ્રકારનું બન્યું રહેતું હતું.

પૂર્વે આપણા દેશમાં જે મોટા પુરુષો થઇ ગએલા છે તથા જે શોધો થએલી છે અને જે અપૂર્વ ગ્રંથો રચાયા છે, તેનું કારણ એ છે કે તેમને તે સમયે નિર્વાહની ચિંતા ન હતી. બ્રાહ્મણોને તો નિર્વાહને માટે કોઇ પણ પ્રયત્ન જ કરવો પડતો ન હતો. તે માનસ તથા અધ્યાત્મ ઉન્નતિ કરવામાં પોતાના સર્વ સમયનો વ્યય કરતા, અને તેનો લાભ અન્ય પ્રજાને આપતા અને તેમનું પોષણ અન્ય પ્રજા ઉત્તમ પ્રકારે કરતી હતી. મનુષ્યને જ્યારે નિર્વાહની ચિંતા હોતી નથી ત્યારે તે કંઇ મહત્વનું કાર્ય કરી શકે છે. પાશ્ચાત્ય દેશોમાં જે વિજ્ઞાનવિદો મોટી મોટી શોધો આજે કરી શકે છે તેનું કારણ એ છે, કે તેમને રાજા કે અન્ય શ્રીમાન્ વર્ગ ઉત્તમ પ્રકારનું ઉત્તેજન આપે છે અને તેથી તેમને નિર્વાહને માટે કંઇ જ કર્તવ્ય રહેતું નથી. આ પ્રમાણે હોવાથી આ વિદ્વાનો પોતાનો સર્વ સમય વિવિધ શોધો કરવામાં જ ગાળે છે.

આપણા દેશમાં આજે મનુષ્યોની સ્થિતિ જોઇએ છીએ તો જણાય છે, કે નિર્વાહનો પ્રશ્ન સર્વના જીવનમાં આજે અગત્યનો થઇ પડેલો છે. અને પ્રજાના મોટા ભાગનો મોટે ભાગે સર્વ સમય નિર્વાહ ચલાવવામાં જ જતો હોવાથી તે અન્ય કંઇ જ કરી શકે તેમ હોતું નથી. આજે આપણા દેશમાં ઘણા મનુષ્યો માત્ર નિર્વાહ જ કરી શકે તેટલું જ કાર્ય કરી શકે છે, અને તે તેટલું જ કરીને મરણને શરણ થઇ રહે છે. ઘણા મનુષ્યોને આજે નિર્વાહનેમાટે એટલો પરિશ્રમ કરવો પડે છે તથા એટલો સમય ગાળવો પડે છે, કે તેમને નિવૃત્તિથી વાંચવું હોય છે કે કોઇ અભ્યાસ કરવો હોય છે તો તે કરી શકતા નથી. જપ, તપ, કે યોગ સાધવાની ઇચ્છા હોય છે તો તે કરી શકતા નથી; શરીરને સુધારવાને વ્યાયામ, ફરવા જવું વગેરે યત્ન

કરવો હોય છે તો તેને માટે તેમને નિવૃત્તિ હોતી નથી, નિવૃત્તિથી તત્ત્વચિંતન કે શાસ્ત્રાધ્યયન કરવું હોય છે તો તેને માટે અવકાશ હોતો નથી, કોઈ શોખપાછળ સમય ગાળવો હોય છે તો તે મળી શકતો નથી. મનુષ્ય કુશળ હોય છે અને આજના સમયની સ્થિતિ અનુકૂલ કાર્ય કરી શકે છે તો તે પોતાનો નિર્વાહ કરી શકે છે, એવો આજે સમય છે. અને જે મનુષ્યો પૂર્વના સમયના જેવું નિવૃત્તિ પરાયણ જીવન ગાળવા જાય છે તે દરિદ્રી રહે છે તથા તેમને નિર્વાહનાં ફાંફાં પડે છે. ચાર કરોડ કે તેથી વધારે સંખ્યા હિંદુસ્તાનમાં ભુખે મરે છે, એમ કહેવાય છે તે કેવલ યોગ્ય જ છે. અનેક મનુષ્યો ભીખ માગીને પોતાનું જીવન ચલાવે છે, અનેક મનુષ્યો મજુરી કરીને પોતાનો નિર્વાહ કરે છે અને અનેક મનુષ્યો મજુરીથી પણ ખરાબ એવી અત્યંત પરતંત્રતાવાળી નોકરી કરીને પોતાનું જીવન ચલાવે છે, આ પ્રમાણે આજે આપણા દેશમાં પ્રજાની સ્થિતિ વિલક્ષણ થઇ ગઇ છે, અને નિર્વાહનો પ્રશ્ન સર્વના જીવનને આજે લાગુ પડયો છે.

જે મનુષ્યો કેળવાયલા છે અને જે કંઇક ઠીક કમાય છે તેમની સ્થિતિ પણ નિશ્ચિંત જોવામાં નથી આવતી, કારણ કે આજે જીવન એટલું મોંઘું થઈ ગયું છે, કે સારી કમાણીવાળાને પણ ઉત્તમ પ્રકારે નિર્વાહ કરવો કઠિન જણાય છે. આજે પચાસ રૂપૈયા મનુષ્ય કમાતો હોય તો તેને નિવૃત્તિ હોય છે એમ હોતું નથી, પણ તેને પણ અનેક પ્રકારની તાણ નિત્ય રહેલી હોય છે જ. તેનાં બે કારણો છે; એક તો પૂર્વના કરતાં અનાજ, ઘી, તેલ, વગેરે ઘણું મોંઘું મળે છે તથા બીજું મનુષ્યની જરૂરીઆતો પણ આજે ઘણી વધી છે. આજે પ્રથમ તો ધોબીનાં ધોએલાં ઉત્તમ પ્રકારનાં ફેસનવાળાં કપડાં મનુષ્યોને પહેરવા જોઇએ છીએ. પંદર અને વીશ રૂપૈયા કમાતા હોય તેવા મનુષ્યો પણ બબ્બે કે ચાર ચાર આના ધોબીને આપીને 'પોલીશ' વાળાં કપડાં પહેરે છે. બાર બાર આના આપીને 'શર્ટ' સીવડાવે છે, તથા દશ અને પંદર વીશ રૂપૈયાના કોટ પહેરે છે. સારા ફેશનવાળા 'બુટ' પણ આજે આ મનુષ્યોને પહેરવા જોઇએ છીએ. મોજાંવિના તો ઘણા મનુષ્યોને ચાલતું નથી. ઘણાને તો વળી કોલર નેકટાઇ પણ જોઇએ છીએ. આ વિના ચાહા, કોફી, સોડાવોટર, વગેરે પીવાને પણ અનેક મનુષ્યોને જોઇએ છીએ. અને આ પ્રમાણે અનેક પ્રકારની જરૂરીઆતો મનુષ્યે વધારી મૂકી છે, જેને લીધે જે સારું કમાતા હોય છે તેમને પણ હંમેશાં તંગી રહે છે તથા જેમની સાધારણ કમાણી છે તેમને તો નિત્યની તંગી જ હોય છે, અને તે એક દરિદ્રીજેવું જ જીવન ગાળે છે. આ મનુષ્યો પોતાને અતિ નિર્ધન અને દુઃખી સમજે છે અને નિરંતર અસંતુષ્ટ રહેતા જોવામાં આવે છે. પરંતુ આ મનુષ્યોને દુઃખી થવાનું એક કારણ એ પણ છે કે તેમણે પોતાની નિરર્થક જરૂરીઆતો ઘણી વધારી મૂકેલી છે. આ મનુષ્યોએ જો પોતાનું જીવન સુખી કરવું હોય તો આ પ્રકારની નિરર્થક ખાસીયતોને ઓછી કરવી.

ચિંતા, ભય, ગ્લાનિ, અનિશ્ચિંતપણું, પ્રવૃત્તિ એ આજે મનુષ્યના જીવનમાં સ્વાભાવિક અને અનિવાર્ય થઇ રહેલાં જણાય છે. અને તેને લીધે પ્રજાનું આરોગ્ય પૂર્વના કરતાં ઘણું નિકૃષ્ટ પ્રકારનું જોવામાં આવે છે; તેની સાથે તેમનું આયુષ્ પણ ઘણું ટુંકું થઇ ગએલું જણાય છે. પૂર્વે આરોગ્યના નિયમોને આજની પેઠે ઉત્તમ પ્રકારે પ્રજા જાણતી ન હતી છતાં સ્ત્રીઓ અને પુરુષો ઉત્તમ પ્રકારના આરોગ્યને અને દીર્ઘ જીવનને અનુભવતાં હતાં. આજે જે શ્રીમાન્ જણાય છે તે મનુષ્યો ઘી દુધ વગેરે ખાય છે તથા ગાડીઘોડે હરે છે ફરે છે, છતાં

તેમનાં જીવન ચિંતા, ભય, નિવૃત્તિનો અભાવ વગેરેથી યુક્ત હોવાથી તેમનું આરોગ્ય પણ નિકૃષ્ટ પ્રકારનું જોવામાં આવે છે તથા તેમનાં આયુષ્ પણ ટુંકાં થઇ ગએલાં જણાય છે. અને આ પ્રમાણે આ દેશની સ્થિતિ બની રહેશે તો અલ્પ સમયમાં જ પ્રજાના આરોગ્ય અને આયુષ્‌ની અધિક ક્ષતિ થશે અને પ્રજાના અધિક વિનિપાતની સાથે તેનો વિનાશ પણ થશે જ.

આ પ્રમાણે પ્રજામાં ચિંતા, અનિવૃત્તિ, ભય ગ્લાનિ વગેરેનો પ્રવેશ થવામાં પ્રાશ્ચાત્ય દેશો સાથેનો આ દેશનો સંબંધ એ જ કારણ છે. બીજા દેશોના સંબંધે કરીને આ દેશને કેટલાક લાભ થયા છે તેની ના નથી, પણ તેની સાથે તેને ઘણી હાનિઓ પણ થએલી છે. પૂર્વે આ દેશમાં નિર્વાહની ચિંતા પ્રજાને ન હતી તે આજે આ દેશોના સબંધે કરીને દાખલ થએલી છે, જે પ્રજાના જીવનને શોષી લેઇ તેનો વિનાશ કરનાર છે. આપણા દેશમાંથી ઘઉં ચોખા, તલ, વગેરે અનેક પ્રકારનું અનાજ મોટા જથામાં પરદેશમાં દર વર્ષે તણાઇ જાય છે, અને જે તેને પકવનાર છે તે ખેડુતો પણ ભુખે મરે છે. આ વિના બીજી અનેક વસ્તુઓ આ દેશમાંથી અન્ય દેશોમાં ઘસડાઇ જાય છે, અને તેની વિવિધ ઉદ્યોગવડે રૂપાંતર થઇને તે જ પુનઃ આ દેશમાં આયાત થાય છે, અને તેનું આઠ દશ કે પંદર વીશ ઘણી કિંમત અહીં ઉપજે છે. આ રીતે નિકાસ અને આયાત બંને રીતે આ દેશને હાનિ થાય છે.

જો આવી જ સ્થિતિ થોડાં વધારે વર્ષ ચાલુ રહેશે તો પ્રજાની ઉત્તરોત્તર અધિક પડતિ થશે અને પ્રજા થોડા જ વખતમાં ગુલામગીરીની સ્થિતિમાં આવી જશે, તથા તેમને મજુરી કરીને પેટ ભરવાનું જ માત્ર રહેશે, અને રોગ, દરિદ્રતા, વગેરેથી પીડાતી તે વિનાશના જ મુખમાં પ્રવેશશે.

તેથી આ પ્રાપ્ત સ્થિતિને જો સુધારવી હોય, તથા ભવિષ્યમાં પ્રજાનો જે વિનિપાત થવાનો સંભવ છે તે વિનિપાત અને વિનાશમાંથી પ્રજાને ઉદ્ધારવી હોય, તથા પ્રજાના આરોગ્ય અને આયુષ્‌ની વૃદ્ધિ કરીને તેમનાં જીવનને અધિક સુખી કરવાં હોય તો આ સંબંધમાં બુદ્ધિમાનોએ તથા આખી પ્રજાએ જરૂર વિચાર કર્તવ્ય છે તથા જે યોગ્ય ઉદ્ધારનો માર્ગ જણાય તે માર્ગે અવિલંબે અને પૂર્ણ ઉત્સાહથી અપ્રમાદપૂર્વક અનુસરવું ઘટે છે.

એ પણ એક સિદ્ધ વાર્તા છે, કે પૂર્વના જેવો સમય હવે નથી જ આવનાર. જેમ પૂર્વે રૂપૈયાનું પાંચ શેર દશ શેર ઘી મળતું હતું તેમ હવે પછી શું તે મળશે, કે પૂર્વે જેમ રૂપૈયાનું ચાર પાંચ મણ અનાજ મળતું હતું તેમ હવે તે પ્રમાણે કદી મળશે શું ? આવી કોઇ આશા રાખતું હોય તો તે દુરાશા જ છે. ભૂતકાળની સ્થિતિ ભૂતકાળસાથે જ ગઇ છે અને હવે તેનું દર્શન થવું દુર્લભ છે, પરંતુ તેને ઠેકાણે આજે જે પ્રકારની સ્થિતિ જોવામાં આવે છે તેના કરતાં પણ વધારે નિકૃષ્ટ સ્થિતિ આવવાનો સંભવ છે. આજે રૂપૈયાનું દોઢ શેર ઘી મળે છે તો પાંચ વર્ષે શેર કે અચ્છેરની આશા રાખવાની છે. આજે આને કે બે આને શેર દુધ મળે છે, તો હવેના વર્ષોમાં ચાર છ આને શેરની જ આશા રાખવી. કારણ કે, જે દિશામાં વર્તમાન સમય ગતિ કરે છે તેમાંથી તેનું પાછું ફરવું થાય એવાં કોઇ દૃષ્ટ કારણો તો જણાતાં નથી. હજી આપણો દેશ યૂરોપ અને અમેરિકાના સંબંધમાં વર્ષે પ્રતિવર્ષે અધિક આવતો જશે અને તેમ તેમ તેની સ્થિતિ અધિક કઠંગી થતી જશે જ. યૂરોપ અને અમેરિકામાં આજે જીવન કેટલું મોઘું થઇ પડેલું છે તેની જેને મહિતી છે તે જ સમજી શકે છે.

કે ત્યાં આપણા દેશ કરતાં મનુષ્યોને ઘણી જ હાડમારી વેઠવી પડે છે. હજી પણ આપણા દેશની સ્થિતિ કંઇક ઠીક છે. હજી આઠદશ રૂપૈયા મહિને જે મજુરવર્ગ કમાય છે તેને સ્વતંત્ર ઝુંપડું પડી રહેવાને મળે છે, તથા ભાત કે રોટલા પણ ખાવાને મળી શકે છે. પરંતુ ત્યાં તો મનુષ્યોને, સારી કમાણીવાળાને પણ સ્વતંત્ર રહેવાને ઘર મળી શકતું નથી તથા ખાવાપીવાને માટે ઘણા પૈસા આપીને ' હોટલોના જ આધારઉપર રહેવું પડે છે.

તોપણ જેમ જેમ આપણે આ દેશોના સંબંધમાં આવતા જઇશું તેમ તેમ તેનો ચેપ જરૂર આપણને લાગશે જ, કારણ કે જેટલા સંબંધમાં આપણે આવ્યા છીએ તેટલી હાનિ તો આપણાં દેશને થએલી છે જ. અને જેમ જેમ આ દેશોસાથેનો આપણો અધિક સંબંધ તેમ તેમ જીવન વધારે મોઘું સમજવું.

તેથી કોઇ એમ કહે કે મનુષ્યો જો આપણા દેશમાં સાદું જીવન ગાળતા થાય તો તેમને તથા દેશને લાભ થાય, પણ આ કહેવું યથાર્થ નથી. મનુષ્યે કંઇ પણ આ સંબંધમાં કર્તવ્ય છે તો એ કે કે તેમણે ખોટી ફેશનને દૂર કરવી. બાકી પૂર્વના જેવું સાદું જીવન આજે મનુષ્યો ગાળી શકે તેવો જમાનો જ હવે નથી રહ્યો. દેશ અને કાળને લઇને સ્થિતિ એવી થઇ ગઇ છે કે આજે કેટલાંક ખરચ તો અનિવાર્ય થઇ રહેલાં છે. પૂર્વે રેલ્વેગાડીનું ખરચ, પોસ્ટેજનું ખરચ, ઘાંચીનું ખરચ, અને એવાં બીજાં ખરચ ન હતાં. જ્યારે આજે તે અનિવાર્ય થઇ રહેલાં છે. આજે પૂર્વના કરતાં કપડાં પણ કંઇક સારાં પહેરવાં પડે છે તથા તેને સ્વચ્છ પણ રાખવાં પડે છે. વળી અનાજની પણ પૂર્વના કરતાં ઘણી મોંઘવારી છે તથા તે દિનપ્રતિદિન વધતી જ જાય છે અને વધતી જ જશે. આ વર્તમાન સમયમાં જેને રહેવું છે તેણે વર્તમાન સમયમાં પ્રકટ થતાં કોઇ કોઇ વર્તમાનપત્રો પણ વાંચવાં જોઇએ તથા પુસ્તકોનું પણ થોડું ઘણું ખરચ કરવું જોઇએ. જો મનુષ્યને ભૂતકાળમાં રહેવું હોય તો તેની કેટલીક જરૂરીઆતો ઓછી થઇ શકે છે, પરંતુ જેને વર્તમાનકાળમાં રહેવું છે તેણે તો કેટલુંક ખરચ કરવું જ જોઇએ.

આ વગેરે કારણો જોતાં મનુષ્ય પોતાના ખરચમાં ઘણો જ ઓછો ઘટાડો કરી શકે છે, તેથી તેની સ્વતંત્રતા બની રહે, તેને બહુ હાડમારી ન વેઠવી પડે તથા કંગાલ સ્થિતિમાં ન રહેવું પડે તથા આવી સ્થિતિમાં ઉત્તરોત્તર ન જવું પડે તેને માટે એક જ ઉત્તમ માર્ગ છે. અને આ માર્ગ સમસ્ત પ્રજાએ પોતાના ઉદ્ધારઅર્થે ગ્રહણ કરવાયોગ્ય છે. વળી બીજા દેશોની સાથે આપણા દેશને સ્પર્ધા કરવાની પણ રહેલી હોવાથી આ માર્ગને સ્વીકારવો એ જ પ્રજાને વર્તમાન નિકૃષ્ટ સ્થિતિમાંથી ઉન્નતિ કરનાર અમને જણાય છે.

આ માર્ગ તે ઉદ્યોગનો છે. જો પ્રજા વિવિધ ઉદ્યોગને સેવતી થાય તો આજે જેવી સ્થિતિ છે તેવી સ્થિતિ છતાં પણ તેનું જીવન સુખી થઇ રહે. તથા ભવિષ્યમાં પ્રજાની જે હજી પણ નિકૃષ્ટ સ્થિતિ થવાની આશા રાખવામાં આવે છે, તે પણ દૂર થઇ રહે, અને ઉત્તરોત્તર પ્રજાની ઉત્કૃષ્ટ સ્થિતિ થતી રહે. પૂર્વના જેવો જ જો સમય આજે હોત તો આજે જેટલી ઉદ્યોગી પ્રજા છે તેટલા ઉદ્યોગથી ચાલી શકત અને તેને હાડમારી ન વેઠવી પડત. પણ આજે સમય બદલાઇ ગયો છે.

## सामाजिक विषयो.

# व्हाइट स्लेव ट्राफीक
### અથવા
## पाश्चात्य नरपिशाचोनां भयंकर कृत्यो.



વ્હાઇટ સ્લેવ ટ્રાફીક' સંબંધમાં અમારા એક મિત્ર એક વખતે પુસ્તક વાંચતા હતા. તેમણે અમને આ સંબંધમાં એક બે પુસ્તક વાંચવા ખાસ ભલામણ કરી. પરંતુ ઉજળી બાજુ જોવાનો જ અમારો સ્વભાવ હોવાથી, અમને આ સંબંધમાં પુસ્તક વાંચવું કંઇ યોગ્ય જણાયું નહિ. પરંતુ તેમણે બે ત્રણ પુસ્તક આ સંબંધમાં વાંચીને એક પત્રના તંત્રી તરીકે આ બધા સંબંધમાં કંઈ પણ જાણવાની જરૂર છે, કારણ, કે તેથી પાશ્ચાત્ય પ્રજાની સામાજિક સ્થિતિ સંબંધમાં જાણવા જેવું ઘણું જાણવામાં આવે છે, એમ પુનઃ સૂચના કરી અને ડબલ્યુ એન. વીલીસનું કરેલું 'વેસ્ટર્ન મેન વીથ ઇસ્ટર્ન મોરલ્સ' (Western Men with Eastern Morals by W. N. Willis) નામનું આ સંબંધનું પુસ્તક વાંચવા આપ્યું. અમે આ પુસ્તક રસપૂર્વક વાંચી ગયા, કારણ કે લેખકે તેને વિલક્ષણ વિષય છતાં ઘણી રસવાળી અને સરળ ભાષામાં લખ્યું છે. આ પુસ્તક પૂરું કરતાં કરતાં અમારા મગજમાં ભારે ક્ષોભ થતો હતો અને અંતરાત્મામાંથી કોઇ વિલક્ષણ ક્રોધનો ભાવ જાગ્રત્ થતો હતો. શા માટે આ પ્રમાણે થતું હશે, તે જાણવાની વાચકને ઉત્કંઠા થયાવિના નહિ જ રહે. તે પ્રમાણે થવાનું કારણ એ હતું, કે તેમાં પાશ્ચાત્ય નરપિશાચોનાં ભયંકર કૃત્યોનું જે વર્ણન કર્યું હતું તે અસહ્ય જણાતું હતું.

પૂર્વે રાક્ષસો કોઇ કોઇ કન્યાઓને લેઇ જતા તથા અન્ય દુરાચાર સેવતા હતા એવું પુરાણોદ્વારા આપણે સાંભળ્યું છે તથા તે મદ્યમાંસનો ઉપયોગ કરતા હતા, એ વગેરે પણ જાણ્યું છે, પણ આ પૂર્વના રાક્ષસોને પણ દુષ્કૃતિમાં ટક્કર મારી જાય એવા રાક્ષસો યૂરોપ તથા અમેરિકા દેશમાં આજે જોવામાં આવે છે.

મનુષ્ય ઇશ્વરનો અંશ કહેવાય છે, છતાં તેનાં કૃત્યો જ્યારે આવાં ભયંકર જોવામાં આવે છે ત્યારે બુદ્ધિમાનને પણ આશ્ચર્ય થયાવિના નથી રહેતું, કે અહો ! મનુષ્ય કેટલે નીચે ઉતરી શકે છે તથા કેવાં નીચ કૃત્યો કરી શકે છે ! તથા તે ઇશ્વરનો અંશ હશે કે કેમ એવી શંકાને પણ સ્થાન મળે છે. આજે ઘણા મનુષ્યોનું એવું માનવું છે, કે મનુષ્યની પડતી થતી નથી, પણ સર્વદા તેની પ્રગતિ-ઉન્નતિ જ થાય છે, પછી તે ગમે તેવાં કૃત્ય કરે છે. આ સિદ્ધાંત આપણાં આર્યશાસ્ત્રને સંમત હોય એમ આ લેખકનું માનવું નથી. મનુષ્ય શુભ કર્મવડે જેમ ઉંચે ચઢી શકે છે, તેમ તે દુષ્કૃતિવડે મનુષ્યથી હલકી યોનિમાં પણ પાછો જઇ શકે છે. અને અત્ર સ્વરૂપમાં જણાવવામાં આવનાર દુષ્ટ મનુષ્યોનાં દુષ્ટ કૃત્યો જોઇને ભાગ્યે જ કોઇ બુદ્ધિમાનને એમ જણાયાવિના રહેશે, કે આવાં કૃત્ય કરીને કોઇ પણ ઉંચે ન

જ ચઢી શકે, પણ તેણે જેમાં વિવિધ કષ્ટપ્રદ દુઃખો રહેલાં છે એવી તિર્યક્ યોનિમાં જ જવું જોઇએ.

આ ' વ્હાઇટ સ્લેવ ટ્રાફીક ' ( White slave Traffic ) શું છે તે સ્વલ્પમાં અત્ર આગળ જણાવવામાં આવનાર છે જ. પરંતુ તે પૂર્વે બે બાબતો એને લગતી જણાવવાની છે, જે પ્રથમ જણાવી દઇએ છીએ. તે બે બાબતો આ છે; ( ૧ ) આપણે જો યૂરોપ તથા અમેરિકા દેશોની જાહોજલાલી જોઇ છે તો તેમાં આપણે એક જ બાજુ જોઇ છે, કે એક જ ઉજળું જોવાની દૃષ્ટિથી તેને જોઇ છે. આપણા દેશના ઘણા સુધારકો માને છે, કે યૂરોપ તથા અમેરિકા દેશો આજે ઉન્નતિના શિખરે વિરાજે છે; અને તેમને પગલે પગલે આપણે આપણી ઉન્નતિને માટે ચાલવાની જરૂર છે. પરંતુ આ મનુષ્યોને ખબર જ નથી, કે વાસ્તવ ઉન્નતિ શું છે. આ દેશોએ આર્થિક ઉન્નતિ વિવિધ ઉદ્યોગોવડે પોતાની કરેલી છે, તેની ના નથી, તથા બીજી કેટલીક વ્યાવહારિક કુશલતા આપણા કરતાં વધારે મેળવેલી છે, તેની પણ ના નથી. પણ તેમનાં જીવન શુદ્ધ સ્ફટિક જેવાં નિર્મલ છે, એમ જો કોઇ માનતું હોય તો તે ભૂલ જ કરે છે.

તેમણે તેમની વ્યાવહારિક ઉન્નતિ કરી છે, એ વાત સત્ય છે, અને તેમાં પણ ખામી નથી એમ નથી. આપણા દેશ કરતાં મનુષ્યો ત્યાં વધારે કમાતાં છતાં આપણા દેશનો એક ગરીબ મજુર મહિને આઠ દશ રૂપૈયા કમાઇને, પોતાના કુટુમ્બસાથે પોતાની માલકીની એક ઝુંપડીમાં રહીને જે સુખશાંતિનો અનુભવ કરે છે તેવા અનુભવનાં ત્યાંના શ્રીમાન્ ગણાતા મનુષ્યોને પણ ફાંફાં હોય છે. જેથી બહારથી મોટર, સાઇકલ, ગાડી, વગેરે ઉત્તમ સગવડોથી યુક્ત તે આપણને જણાય છે, છતાં તેમના જીવનમાં વાસ્તવ સુખશાંતિનો સર્વદા અભાવ જ છે; અને આ સ્થિતિ ત્યાં હજી પણ વધારે અને વધારે ખરાબ ઉત્તરોત્તર થતી જાય છે અને જીવનનિર્વાહને માટેનો પ્રયત્ન ( Srtuggle of life ) દિનપ્રતિદિન ત્યાં વધતો જ જાય છે. જેમ આપણા દેશમાં દરિદ્રતા અનેક સ્ત્રીપુરુષોને અનેક પ્રકારની અનીતિમાં મૂકે છે, તેમ ત્યાં મોઘું જીવન તથા તેમની અનેક જરૂરીઆતો તેમને અનીતિના માર્ગમાં સ્થાપે છે.

જે ઉન્નતિ ધર્મયુક્ત હોય છે, કે ધર્મને સાથે રાખીને કરેલી હોય છે, તે જ વાસ્તવ ઉન્નતિ છે, અને તે જ વાસ્તવ સુખશાંતિને અર્પનાર છે. મનુષ્ય ગમે તેટલો પૈસો મેળવે પણ જો તે ધર્મથી નથી મેળવતો તો તેને તેથી વાસ્તવ સુખ નથી થતું તથા તેની પતતિ જ તે કરાવે છે; મનુષ્ય ઐશ્વર્ય ગમે તેટલાં મેળવે, પરંતુ તે જો ધર્મપૂર્વક પ્રાપ્ત કરેલાં નથી હોતાં તો તે વિનાશના જ કારણરૂપ થઇ રહે છે. અને આટલા માટે જ આપણા શાસ્ત્રમાં અર્થ, અને કામમાં ધર્મને પ્રથમ સ્થાન આપ્યું છે. ધર્મવિનાના અર્થ અને કામ તે પતન જ કરાવનાર છે તથા દુઃખને જ આપનાર છે. પાશ્ચાત્ય દેશોની ઝગઝગાટ કરતી જે અર્થ અને કામની સિદ્ધિ થએલી આપણને જણાય છે, પણ તે ધર્મરહિત છે, અને તે નિઃશંક સત્વર નિપાત જ કરનાર છે.

જે મનુષ્યો આ દેશોની ઉન્નતિને વખાણે છે, તેમણે તેમના વાસ્તવ જીવનનો અભ્યાસ કરેલો નથી તથા તે તેથી અજ્ઞાત જ છે. આજે આપણને આ દેશોની પ્રગતિ થએલી જણાય છે, પણ તેમના વિનિપાતનાં અનેક બીજકો તેમના જીવનમાં રોપાઇ ગએલાં છે,

આ પ્રમાણે થવામાં ત્યાંની વર્તમાન સામાજિક સ્થિતિ જ કારણભૂત છે. મનુષ્ય અસાધારણ હૃદયવાળો જો ન હોય તો ત્યાં જઇને સદાચારી રહેવું, એ સરળ નથી જ. તેથી આ દેશમાંથી જતા પૂર્વે અથવા પોતાના પુત્રોને ત્યાં મોકલતા પૂર્વે ત્યાંની સામાજિક સ્થિતિ સંબંધમાં ઉત્તમ પ્રકારે જ્ઞાન મેળવવાની જરૂર છે. કારણ, કે તે પ્રમાણે જો નથી કરવામાં આવતું તો ત્યાં ચાલતા વિલક્ષણ પ્રપંચમાં ભાગ્યે જ તે સપડાયાવિના રહે છે. અને તેવા પ્રસંગો આજસુધીમાં અનેક બનેલા છે જ. વળી ત્યાં આપણા દેશ કરતાં પ્રજાની કેળવણી વિશેષ પ્રમાણમાં છે અને તે કેળવણીનો ઉપયોગ કેવા માર્ગમાં અને કેવી રીતે કરે છે, તે પણ આ વિષયથી ઉત્તમ પ્રકારે જાણવામાં આવે છે. આવિના તે દેશની સમાજ સંબંધી બીજી ઘણી બાબતો જાણવામાં આવે છે અને તેથી જ આ વિષયનો ઉપક્રમ કરવો લેખક યોગ્ય ગણે છે.

મી. ડબલ્યુ એન. વીલીસે આ સંબંધમાં ઘણાં પુસ્તક લખેલાં છે તથા બીજાં પણ કેટલાંક પુસ્તકો છે, તે ઉપરથી આ સંબંધમાં અતિ સ્વલ્પમાં ઉલ્લેખ કરવામાં આવશે. ઉક્ત પુરુષે આ સંબંધમાં જે જે માહિતી મેળવી છે તે પોતાના જીવના જોખમે મેળવેલી છે તથા તેમણે ત્યાંની પ્રજાઉપર ખરેખર આ સંબંધમાં પુસ્તકો લખીને ન વળી શકે તેવો ઉપકાર કર્યો છે તથા દેશની ભારે સેવા બજાવેલી છે. જો આ સંબંધમાં તેમણે પ્રજાને પુસ્તકો લખીને કંઇ પણ ન જણાવ્યું હોત તો હજી પણ તે અંધારામાં રહેત અને કોઇ કોઇ વ્યક્તિઓ પોતાના જીવનને જીવતાં નરકજેવા સ્થાનોમાં કે જ્યાં કેવલ દુઃખ જ રહેલું છે, ત્યાં જતાં જે અટકાવી શકશે તે ન અટકાવી શકત.

પ્રથમ આ સંબંધમાં Why girls go wrong–વ્હાય ગર્લ્સ ગો રૉંગ, એ નામના પુસ્તકમાંથી સ્વલ્પમાં જણાવવામાં આવશે. કારણ, કે ત્યાંની સમાજની સ્થિતિનું આ પુસ્તક ઉત્તમ દર્શન કરાવે છે. શામાટે પરાણે કે સ્વેચ્છાથી દુરાચારના પંથમાં ત્યાંની પ્રજા ફસાય છે કે તેમને ફસાવનાર અધમ સ્ત્રી પુરુષો શામાટે તેમને સહેલાઇથી પોતાના પંજામાં સપડાવી શકે છે, તેનો ચિતાર આ પુસ્તક ઘણી ઉત્તમ રીતે આપે છે. અને આપણે જેમ જેમ આ સંબંધમાં અધિક ઉલ્લેખ કરતા જઇશું તેમ તેમ આપણને સ્પષ્ટ થશે જ, કે ત્યાંની સામાજિક સ્થિતિ ઘણી જ નિકૃષ્ટ છે તથા તેમાં સડાનો પાર રહ્યો નથી. અને તે ઉપરથી આપણે જોઇ શકીશું, કે આપણા દેશની ગ્રામ્ય ગણાતી સામાજિક સ્થિતિ તેમની સુધરેલી ( civilised ) સામાજિક સ્થિતિ કરતાં એક દરજ્જે નહિ પણ હજાર દરજ્જે ઉત્કૃષ્ટ છે જ.

પ્રસ્તાવનામાં ધારવા કરતાં જરા વિશેષ વિસ્તાર થઇ ગએલો હોવાથી આ સંબંધમાં આવતા અંકથી ઉલ્લેખ કરવામાં આવશે. આ લેખપ્રતિ આપણા દેશમાં સુધારો કરનાર સુધારકોને ધ્યાન આપવા ખાસ વિજ્ઞપ્તિ કરીએ છીએ.

(અપૂર્ણ.)






## स्वास्थ्य, सामर्थ्य अने संपत्ति.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૩૬૭ થી. )

ભય, ચિંતા, ગ્લાનિ વગેરે મનુષ્યજીવનમાંથી જે હરી લે છે, તે અમૂલ્ય જ હોય છે. વર્તમાન સમયમાં મનુષ્યનું જીવન ટુંકું હોય છે અને તેમાંથી ઘણો ભાગ તે ભય, ચિંતા આદિવડે ખોઈ નાખે છે અને સત્વર વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુને શરણ થઈ રહે છે. તેથી મનુષ્યે એક પણ વિચાર એવો ન સેવવો જોઇએ, કે એક પણ આચાર એવો ન કરવો જોઇએ, કે જીવનનો ક્ષય કરનાર હોય. આ સંબંધમાં મનુષ્યે વધારેમાં વધારે કાળજી રાખવી ઘટે છે. આજે મનુષ્યો પોતાના અમૂલ્ય જીવનની સમજવી જોઇએ તેટલી કિંમત સમજતાં નથી, અને તેથી જ તેનો ક્ષય અનેક પ્રકારે તે કરે છે.

નિરંતર પ્રશાંત જીવન ગાળો. તમારા જીવન ઉદધિને ક્ષોભ ન પામવા દો પણ નિરંતર પ્રશાંત રહેવા દો. જે માર્ગે તમારો જીવન સમુદ્ર ખળભળાટ પામતો હોય તે માર્ગને ત્યજી દેતાં એક ક્ષણનો પણ વિલંબ ન કરો. દિવસે અનેક પ્રસંગે શાંત થવાનો અભ્યાસ સેવો તથા રાત્રે પણ સૂતી વખતે પ્રશાંતિને ધારણ કરો અને પછી સૂઈ જાઓ.

દિવસે તમે ઈર્ષ્યાના, ક્રોધના, ભયના, અને ચિંતાઆદિના વિનાશક વિચારો સેવ્યા હોય તો તે સર્વને તમે ભૂલી જાઓ. તમારી મનરૂપી પાટીને રાત્રે સૂતી વખતે સારી રીતે સ્વચ્છ કરીને જ સૂઇ જાઓ.

સદ્‌વિચારવડે આ પ્રમાણે કદાચ તમે ન કરી શકો તો કોઇ સદ્‌ગ્રંથને નિત્ય સૂતી વખતે વાંચવાનો અભ્યાસ રાખો. અથવા તો ઈશ્વરના નામની બેચાર માળાઓ ફેરવીને સૂઇ જવાનો અભ્યાસ રાખો; કે ઈશ્વરની પ્રાર્થના કરીને સૂઇ જાઓ. તેમાં પણ પદ્યયુક્ત પ્રાર્થના બને તો તે ઉત્તમ છે. અને તેમ ન બને તો હાથ જોડીને ગદ્યમય પ્રાર્થના કરશો તોપણ તમારૂં મન પ્રશાંતિને અને સ્વાસ્થ્યને ધારણ કરશે અને તમને સુખપૂર્વક બળપ્રદ નિદ્રા આવશે.

ઉત્તમ પ્રકારના ચારિત્ર્યને રચવાને ઇચ્છનારે કોઇ મહાપુરુષ કે મોટા પુરુષના ચારિત્ર્યની છાપને રાત્રે સૂતી વખતે સ્મૃતિપટઉપર દૃઢ પાડીને પછી સૂઇ જવું ઘટે છે. આ પ્રમાણે કરવાથી આ છાપ હૃદયઉપર ઊંડી પડે છે, અને તે છાપના સંસ્કાર મનુષ્યને તન્મય કરી મૂકે છે. ' જે જેનું ચિંતન કરે તે તેમય થઇ જાય ' એ નિયમાનુસાર મનુષ્ય જેનું ચિંતન કરે છે તન્મય તે થઇ રહે છે.

પશ્ચિમ દિશામાંથી પૂર્વ દિશામાં જેને જવું છે તે પૂર્વ દિશામાં ચાલવા માંડે છે તેમ વિચારોને બદલવાની કળાને હસ્તગત કરવા ઇચ્છનાર અલ્પ સમયમાં જ તેવો અભ્યાસ

પાડતાં તે કળાને સિદ્ધ કરી શકે છે, અને જ્યારે વિચારની દિશા બદલવી હોય છે ત્યારે બદલી શકે છે.

ઘણા મનુષ્યો પ્રશાંત નિદ્રાને લેઇ શકતા નથી, કારણ કે દિવસે તેમણે જે કામ કર્યું હોય છે તથા બીજે દિવસે જે કામ કરવાનાં હોય છે તેના વિચારોને સૂતી વખતે સેવે છે. કોઇ કોઇ તો મહિને, કે છ મહિને જે કામ કરવાનું હોય છે તેના વિચારને આજે સેવે છે અને બળનો ક્ષય કરે છે. આવા મનુષ્યોને રાત્રે પ્રશાંત નિદ્રા આવતી નથી, અને તેથી સવારમાં તેમને બળનું ભાન થતું નથી. આ પ્રકારની ટેવ, એ જીવનનો ક્ષય કરનાર છે. તેથી રાત્રે કોઇ પણ આ પ્રકારનો વિચાર કરવાની જરૂર નથી. બીજે દિવસે જ્યારે પ્રાપ્ત કાર્ય કરવાનો પ્રસંગ આવે તે જ પ્રસંગે તેના વિચાર કરવાની જરૂર છે.

રાત્રે સૂતી વખતે તમામ કાર્યનું વિસ્મરણ કરવું જોઇએ, અને આપણને જાણે તેની સાથે કશો જ સંબંધ નથી એમ દૃઢપણે માનવું જોઇએ. બાળકો ઘણીએ બાબતોનો દિવસમાં દૃઢ લાગણીપૂર્વક વિચાર કરે છે છતાં તે રાત્રે શાંતિથી ઉંઘી શકે છે, તેનું કારણ એ છે કે તે દિવસના વિચારને તદ્દન ભૂલી જાય છે. તેથી પોતાના ધંધાને અને સર્વને રાત્રે સૂતી વખતે મનુષ્યે ભૂલી જતાં શીખવાની જરૂર છે. 'હું સર્વથી ન્યારો છું, ચિદ્રુપ છું, અલિપ્ત છું અને પરમ આનંદરૂપ છું,' વગેરે તત્ત્વવિચારે રાત્રે સૂતી વખતે મનુષ્યે પોતાને સર્વથી પ્રથમ જોવાનો અભ્યાસ પાડવો ઘટે છે. આ પ્રમાણે કરનાર સુખપૂર્વક દિવસે સેવેલા વિચારને વિસ્મરી શકે છે અને પ્રશાંત નિદ્રાને લેઇ શકે છે.

જે મનુષ્યો રાત્રે કે બીજા સમયમાં મનના વિચારોને સ્વતંત્રપણે ચાલવા દે છે અને તેને અટકાવી શકતા નથી, તે પોતાના મનના દાસજેવા છે. મનુષ્ય જ્યાંસુધી પોતાના મનનો દાસ રહે છે ત્યાંસુધી તે વાસ્તવ સુખશાંતિથી વિદૂર જ રહે છે. જગતમાં સુખઅર્થે અને સ્વતંત્રતા તથા મોક્ષઅર્થે કોઇ કર્તવ્ય હોય તો તે એક જ છે અને તે મનને જીતવાનું છે. મનનો જય કરનાર આ લોકમાં કૃત્યકૃત્ય થઇ રહે છે. જીતવાજેવો આ એક મનરિપુ જ જગતમાં છે.

મન અને તન ઉભયને સૂતી વખતે શિથિલ કરવામાં આવે છે ત્યારે જ વાસ્તવ નિદ્રા મળે છે તથા વાસ્તવ બળનું ભાન થાય છે. જે પોતાના તન અને મન ઉભયને શિથિલ કરી શકે છે તે જ્યારે ઇચ્છે ત્યારે સ્વાસ્થ્યને મેળવી શકે છે, અને શ્રમને ઇચ્છે ત્યારે ઉતારી શકે છે. મન અને તનને શિથિલ કરનાર ઇચ્છે ત્યારે નિદ્રા લેઇ શકે છે. પ્રખ્યાત વક્તા ગ્લેડસ્ટનના સંબંધમાં એમ કહેવાય છે, કે તેને પાંચ મિનિટ મળતી તો તેમાં તે નિદ્રા લેઇ શકતો. આનું કારણ એ જ છે, કે તે પ્રાસ સર્વ વિચારોને ઇચ્છે ત્યારે ભૂલી જતો તથા તન અને મનને શિથિલ કરી શકતો. શિથિલતાની બાબતમાં મનુષ્યે બાળકજેવા રહેવાની જરૂર છે. અને આ બાબતમાં મોટા મનુષ્યો જેટલા દૂર જાય છે તેટલા તે આરોગ્ય અને આયુષ્યથી દૂર જતા જાય છે.

અનેક વ્યાપારીઓ તથા અનેક અમલદારોના સંબંધમાં એમ બને છે, કે તે દિવસે જે કાર્ય કરે છે તે કાર્યના વિચારોને રાત્રે સેવે છે, અને વિશ્રાંતિને અનુભવતા નથી. તેમનું મગજ જેમ દિવસે કામ કરે છે તેમ રાત્રે પણ કરે છે અને તેનું મન શિથિલતાને પામતું નથી. આવા મનુષ્યોને વાસ્તવ સ્વાસ્થ્યનું ભાન કદી પણ થતું નથી જ.

આવા મનુષ્યોએ ' ઑફીસમાં બારણું બંધ કરતી વખતે તેના વિચારનાં બારણાંને પણ બંધ કરી દેવાં જોઇએ. તેમણે ઘેર આવીને છોકરાં હોય તો તેમની સાથે આનંદથી હળવું મળવું જોઇએ. સાંજે થાકી જવાય ત્યાંસુધી પગે ચાલીને ખુલ્લી હવામાં ફરવું જોઇએ તથા ' ટેનીસ, ' ક્રીકેટ, ફુટબોલ, કે એવી કોઇ રમત ખુલ્લી હવામાં નિત્ય રમવી જોઇએ, કે જેથી દિવસનાં કામ તદ્દન વિસારે પડે.

રાત્રે સૂતી વખતે આવા મનુષ્યોએ પેટ તડાતુમ કરીને સુઇ ન જવું જોઇએ. પણ ઘણું જ ઓછું જમવું જોઇએ અથવા બને તો દુધ જ થોડું પીને સુઇ જવું જોઇએ. પછી સવારમાં વહેલાં નવેક વાગે જમી લેવાને અડચણ નથી. ભારે પદાર્થો તો આવા મનુષ્યોએ કદી પણ રાત્રે ન ખાવા તેમ જ મોડી રાત્રે પણ તેમણે જમવું ન જોઇએ.

સુવાનું સ્થાન પણ આવા મનુષ્યોએ અંદર હવા આવી શકે તેવા સ્થાનમાં રાખવું જોઇએ. પથારી પણ ઘણી સ્વચ્છ રાખવી, કે માકડ વગેરે જંતુઓથી નિદ્રામાં વિક્ષેપ થાય નહિ.

સર્વથી ઉત્તમ માર્ગ તો તત્ત્વવિચારનો છે. હું આ જગતથી ન્યારો છું, હું કેવલ સચ્ચિદાનંદરૂપ છું, વગેરે તત્ત્વવિચારો સૂતી વખતે જગતથી પોતાને પૃથક્ માનીને પછી સુઇ જવું જોઇએ. આવો અભ્યાસ પડતાં મનુષ્ય સહજ રાત્રે ચાલતા વિચારોને રોકી શકે છે અને ઉત્તમ નિદ્રાને અનુભવી શકે છે. પોતાની વૃત્તિને પરમ ચૈતન્યસાથે એકાકાર કરીને રાત્રે સુઇ જવું, એ ઉત્તમ પ્રકારની શાંતિને અર્પનાર છે.

સવારમાં ઉઠતી વખતે જ્યારે ચાર પાંચ વાગે નિદ્રા પૂરી થઇ જાય ત્યારે જાગ્રત્ થઇને શૌચસ્નાન સંધ્યા વગેરે નિત્ય કર્મમાં લાગવું જોઇએ. ઘણા મનુષ્યો દિવસે મોડા ઉઠવાનો અભ્યાસ રાખે છે તે ઉત્તમ આરોગ્યને અનુભવી શકતા નથી જ. આવા મનુષ્યો વહેલા ઉઠવાની શી જરૂર છે માનીને રાત્રે બાર એક વાગે મોડા સુઇ જાય છે અને સવારમાં પણ સાત આઠ વાગે ઉઠે છે; પણ આ રિવાજ હિતકર નથી જ. રાત્રે વહેલાં સુવું અને સવારે વહેલાં ઉઠવું, એ જ હિતકર છે, તથા આરોગ્ય, બળ અને આયુષ્યની વૃદ્ધિ કરનાર છે.

આપણા આરોગ્ય, બળ, આયુષ્યઉપર તથા આપણા તનમન અને તમામ ઇંદ્રિયો અને અવયવોઉપર ઉત્તમ નિદ્રાની શી અસર થાય છે તે આપણે જાણતા નથી, પણ આ સર્વ ઉપર તેની અદ્ભુત અસર થાય છે. આ સર્વને નિદ્રા પોષે છે તથા બળથી યુક્ત કરે છે, તેથી પ્રશાંત નિદ્રાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે.

આપણે ક્રોધ, ભય, ચિંતા, ગ્લાનિ, ઇર્ષ્યા, અસૂયા, દ્વેષ, શાંતિ, નિર્ભયતા, નિશ્ચિંતત્વ, આનંદ, પ્રેમ વગેરેના જે જે વિચારો જાગ્રત્ અવસ્થામાં સેવીએ છીએ તે સર્વની છાપ આપણા મગજ અને મનઉપર પડે છે, અને તે છાપ રાત્રે નિદ્રામાં પોષાઇને પુષ્ટ થાય છે. તેથી દિવસે જાગ્રત્ અવસ્થામાં વિવિધ વિચારો સેવતાં મનુષ્યોએ સાધારણ સાવધાનતા રાખવાની નથી. કારણ કે જીવનઉપર આ સર્વ વિચારોની અસર થાય છે અને તેને ઉન્નત અવનત કરે છે.

૪

મનુષ્યના પોતાનામાં પરમાત્મસત્તા રહેલી છે અને તેનામાં અપરિમિત સ્વાસ્થ્ય તથા સામર્થ્ય રહેલાં છે. પરંતુ આ સ્વાસ્થ્ય અને સામર્થ્ય તેમનામાંથી ત્યારે જ જાગ્રત્ થાય છે, કે જ્યારે તન અને મન ઉભયમાં એકરાગ ( Harmony ) પ્રવર્તે છે. આ તન અને મનમાં વિક્ષેપ હોય છે તો આ સ્વાસ્થ્ય અને સામર્થ્ય જાગ્રત્ થતાં નથી; તેથી આ ઉભયના આવિર્ભાવ અર્થે તન અને મનને ઉભયને પ્રશાંત અને વિક્ષેપવિનાની સ્થિતિમાં રાખવાની જરૂર છે. અને જ્યારે ક્રોધ, ભય વગેરેના વિપરીત અને અસ્વાભાવિક વિચારો સેવવામાં નથી આવતા ત્યારે જ આ બેમાં એવી સ્થિતિ પ્રકટે છે, કે જે અંતરાત્માના સામર્થ્યને પ્રકટ થવામાં સાનુકૂલ હોય છે.

તમારે કોઇ પ્રશ્નનો નિર્ણય કરવાનો હોય અને તેથી તમે તેના વિચારમાં ઉંઘી શકતા ન હો તો તે પ્રશ્નનો નિર્ણય કરવાનું કાર્ય તમારા અંતરાત્માને સોંપો અને તમે નિરાંતે સૂઇ જાઓ. બીજે દિવસે આશ્ચર્યથી તમે જોઇ શકશો, કે તમારા મગજનો ખીમો કર્યાવિના તમારા પ્રશ્નનો નિર્ણય થઇ ગયો છે, મોટા મોટા અને અગત્યના ઘણા પ્રશ્નોનું નિરાકરણ અનેક વિદ્વાનોએ આ જ રીતે નિદ્રામાં કરેલું છે.

જેમ આપણા ચારિત્ર્યને આપણે દિવસે જાગ્રત્ અવસ્થામાં રચીએ છીએ તેમ રાત્રે સુપ્ત અવસ્થામાં પણ તેને રચીએ છીએ. તેથી દિવસે એવા વિચાર સેવવા જોઇએ તથા એવી કૃતિ કરવી જોઇએ, કે જે રાત્રે પુષ્ટ થઇને દ્વિગુણ બળને પામે.

આજે મનુષ્યો પોતાને શિક્ષિત કહેવરાવે છે તથા પોતાને મોટા વિદ્વાન્ સમજે છે, પણ તેમણે હજી જાણવાજેવું કંઇ જ જાણ્યું નથી. જે જાણવાથી મનુષ્યની વાસ્તવ ઉન્નતિ થાય છે તથા જે જાણવાથી વાસ્તવ સુખશાંતિ મળે છે, તે જાણવાથી તે હજી ઘણો દૂર છે. તેના જીવનના સંબંધમાં તેણે ખરી રીતે હજી કંઇ જ જાણ્યું નથી, અને જ્યારે તે તેને જાણશે ત્યારે જ તે પોતાની વાસ્તવ ઉન્નતિ કરી શકશે તથા વાસ્તવ સુખશાંતિને પ્રાપ્ત કરી શકશે.

( અપૂર્ણ. )




## इन्दिरा.×

આખરે મારા પતિ પાસે જવાનો મારે સમય આવ્યો. મને ઓગણીશ વરસ પૂરાં થઇ ગયાં હતાં, છતાં, હિંદુ રિવાજ વિરુદ્ધ મારા પિતાનું ઘર છોડી શ્વસુર ગૃહે જવાનો યોગ આવ્યો નહોતો. શામાટે ? તેનું કારણ સરલ છે. મારા પિતા ધનવાન્ ગૃહસ્થ હતા, અને મારા સસરા તદન નિર્ધન હતા. મારાં લગ્ન થયા પછી થોડા સમયમાં કે જ્યારે હું તદન નાની વયની હતી, ત્યારે રિવાજ મુજબ મારા સસરાએ મને તેડવા માટે માણસો મોકલ્યાં હતાં, પરંતુ તે વખતે મને મોકલવા માટે મારા પિતાએ સ્પષ્ટ ના કહી દીધી. તેમણે કહ્યું કે " પ્રથમ મારા જમાઇએ કમાતાં શિખવું જોઇએ; આવી નિર્ધન સ્થિતિમાં પોતાનો અને પોતાની સ્ત્રીનો નિર્વાહ કેવી રીતે કરી શકશે ? જ્યારે મારા પિતાએ કહેલા આ શબ્દો મારા પતિના જાણવામાં આવ્યા, ત્યારે તેમને ઘણું દુઃખ અને ક્રોધ ઉત્પન્ન થયાં. ( આ વખતે મારા પતિનું વય વીશ વરસનું હતું ) અને તેમણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે, " હું ગમે તે ઉદ્યમ કરીને મારા કુટુંબના નિર્વાહ અર્થે જોઇતું દ્રવ્ય કમાઇશ ત્યારે જ મારા વતનમાં પાછો આવીશ. " આવો દૃઢ નિશ્ચય કરી દ્રવ્યોપાર્જન અર્થે કોઇની વગ સગ કે અન્ય કશાં સાધન શિવાય પંજાબ તરફ પ્રયાણ કર્યું. આ દિવસોમાં રેલ્વેની સગવડ નહોતી તેથી પ્રવાસ કરવો એ જોખમ અને ભય ભરેલું હતું, છતાં તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો કે, ગમે તેવી આપત્તિ આવે તોપણ પોતાના આશયને સિદ્ધ કર્યા વિના પાછા ફરવું નહિ. અને આવા નિશ્ચયબળપૂર્વક પુરુષાર્થમાં પ્રવૃત્ત થનારનો કયો ઈપ્સિતાર્થ સિદ્ધ નથી થતો ? થોડા જ સમય બાદ ઉદ્યમ ઉપર લાગી જવાના વર્તમાન મારા જાણવામાં આવ્યા હતા. તેમના તરફથી નાણાં પણ મારા સસરા તરફ વારંવાર આવતાં હતાં. સાત આઠ વરસ સુધી એમનું પ્રવાસમાંથી પાછું ફરવું થયું નહિ. તેમ મારા સંબંધમાં પણ કશી સંભાળ લીધી નહિ. મારા વૃત્તાંતનો આરંભ થાય છે તેની અગાઉ થોડા સમયમાં એમનું પ્રવાસમાંથી પાછા ફરવું થયું હતું. લોકોમાં એવી વાત થતી હતી કે, પંજાબમાં સરકારી કોન્ટ્રેક્ટનું કામ તેમને મળતું હતું, અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય કમાઇ આવ્યા છે. થોડા સમય બાદ મારા સસરાએ મારા પિતાને લખ્યું કે, " ઈશ્વરકૃપાથી શિશિરકુમાર થોડા સમય થયાં પાછા આવ્યા છે, અને પોતાનું તથા પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરી શકે તેટલું દ્રવ્ય કમાઇ આવ્યો છે, તો આ સાથે શિબિકા તથા મનુષ્યો મોકલ્યાં છે તેની સાથે તમારી પુત્રીને

---

× આ વાર્તા બંગાલી ઉપરથી અનુવાદરૂપે લખવામાં આવી છે. પૂર્વે બંગાળામાં સ્ત્રીઓની સમાજમાં કેવી સ્થિતિ હતી તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે, જો કે આજે આ સ્થિતિમાં નહિ જેવો જ સુધારો થયેલો છે. તંત્રી.

મોકલી આપવા કૃપા કરશો; તેમ છતાં તમારી પુત્રીને મોકલવા ઇચ્છા ન હોય તો તે પ્રમાણે જણાવશો તો શિશિરકુમારના માટે અન્ય કન્યાની તપાસ કરવા પ્રયત્ન થશે."

શ્રીમંત લોકોના રિવાજ મુજબ કિંમતી શિબિકા તથા તેને ઉંચકનારા સારાં વસ્ત્રયુકત જોવામાં આવ્યા ત્યારે મારા પિતા અત્યંત પ્રસન્ન થયા. શિબિકા ઉપર કિંમતી રેશમનો સોનેરી બુટ્ટાવાળો પડદો હતો; તેના હસ્ત દંડ ચાંદીના સુંદર કારીગરીવાળા હતા. શિબિકા સાથે દાસી મોકલી હતી તે પણ ઉત્તમ પ્રકારનાં રેશમી વસ્ત્રાલંકારયુકત હતી; તેના કંઠમાં સુવર્ણની સુંદર માળા હતી. તે ઉપરાંત ચાર કદાવર, દાઢીવાળા, મજબુત માણસો મારા રક્ષણમાટે મોકલ્યા હતા.

મારા પિતા **હરમોહનદત્ત** ખાનદાન કુટુંબના ગૃહસ્થ હતા, તેમણે હસતાં હસતાં કહ્યું કે "મારી વ્હાલી પુત્રી ઇન્દિરા! હવે મારાથી તને રાખી શકાય તેમ નથી, તું આનંદપૂર્વક તારા શ્વસુર ગૃહે જા, પરંતુ તારા વૃદ્ધ પિતાને તારું મુખ બતાવવા પાછી વહેલી આવજે. તારા ધર્મનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરજે, તથા આ બધો વૈભવ જોઇ તારામાં ગર્વ ઉત્પન્ન ન થાય તેની સંભાળ રાખજે." આ પ્રકારનાં મારા પિતાએ કહેલાં વચનો સાથે મારા પિતાથી જૂદા પડવાનો સમય આવ્યો. મને તથા મારા પિતાને છૂટા પડતાં અત્યંત લાગણી થઇ, પરંતુ આખરે મારા ભવિષ્યના સાચા ઘરપ્રતિ પ્રયાણ કર્યું. મારા સસરાનું ઘર મનોહરપુરમાં હતું અને મારા પિતાનું ઘર **મહેશપુરમાં** હતું. એ બે ગામની વચ્ચે વીશ માઇલનું અંતર હતું. સવારમાં વહેલા ઉઠીને અમે રવાના થયાં, કારણ કે વહેલાં નીકળવા છતાં, રાત્રિ પહેલાં મનોહરપુર પહોંચી શકાય તેમ નહોતું. લગભગ અરધો માર્ગ કાપ્યા પછી "**શ્યામ તળાવ**" ના નામથી ઓળખાતું તળાવ આવ્યું, તે લગભગ એક માઇલ લાંબું હતું; અને તેની આસપાસના ટેકરીવાળા પ્રદેશની નીચાણમાં આવેલું હતું, તેની પાસેથી અમારો રસ્તો નીકળતો હતો. તે તળાવની આસપાસ વિધવિધ પ્રકારનાં અનેક વૃક્ષો આવી રહેલાં હતાં. તે તળાવનું પાણી શ્યામ વાદળ જેવું હતું; પરંતુ જોવામાં અત્યંત આનંદજનક જણાતું હતું. તે તળાવની આસપાસ કોઇ વસ્તી નહોતી, તેનાથી બેએક માઇલ ઉપર **સગીરથપુર** નામનું ગામડું આવેલું હતું.

"**શ્યામ તળાવ**" ની આસપાસનો પ્રદેશ પણ તળાવના નામની લક્ષણા કરાવતો હતો અર્થાત્ તેની આસપાસનો પ્રદેશ ભયજનક જણાતો હતો, તેથી પ્રવાસીઓને એ સ્થાનમાં ભય ઉત્પન્ન થતો હતો. તે સ્થાન લુંટારાઓનું મથક ગણાતું હોવાથી, આ માર્ગે જનારાઓ એકલા ભાગ્યે જ જતા. મારે ભયનું કશું કારણ નહોતું, કારણ કે મારા રક્ષણને માટે જોઇએ તે કરતાં વધારે માણસો મારી સાથે હતાં. મારી સાથે સોળ શિબિકા ઉંચકનારા, ચારવળાવા અને દાસી એટલાં મનુષ્યો હતાં.

જ્યારે અમે આ સ્થાને પહોંચ્યાં ત્યારે મધ્યાન્હકાળ થઇ ગયો હતો. શિબિકા ઉંચકનારાઓએ જણાવ્યું કે ભૂખ અને તરસથી ખાધા પિધા વગર હવે આગળ ચાલી શકાય તેમ નથી. મારા હથીઆરબંધ રક્ષકોએ જણાવ્યું કે, અહિં રોકાવું સલાહ ભરેલું નથી, પરંતુ શિબિકાવાળાઓએ કહ્યું કે આપણે સારી સંખ્યામાં હોવાથી ડરવાનું કશું પ્રયોજન નથી. બધા ભૂખ્યા અને થાકેલા હોવાથી ત્યાં થોડો સમય રોકાવાના નિશ્ચયઉપર આવ્યા.

મારી શિબિકા તળાવના કિનારા ઉપર વડના વૃક્ષ તળે છાયામાં રાખવામાં આવી હતી. કંઇ અવાજ ઉપરથી મારા જાણવામાં આવ્યું કે, મારી સાથેનાં માણસો થોડે દૂર ગયેલાં છે. મેં પડદો ઉંચો કરી તળાવપ્રતિ દૃષ્ટિ કરી. મારા જોવામાં આવ્યું કે, મારી સાથેના મનુષ્યો સોએક કદમ દૂર એક વૃક્ષનીચે નાસ્તો કરતાં હતાં. બીજી બાજુ તળાવનું સુંદર જળ મારી દૃષ્ટિએ પડ્યું હતું; તેની આસપાસ આવેલો પ્રદેશ ટેકરીઓવાળો જણાતો હતો; ટેકરીઓ અને તળાવના કિનારાની વચ્ચે મોટાં મોટાં અનેક વૃક્ષો હતાં. ટેકરીના ઢોળાવવાળા પ્રદેશઉપર કોઇ કોઇ ઢોર ચરતાં જણાતાં હતાં; તળાવના જળમાં જળચર પ્રાણીઓ વિહાર કરતાં હતાં. મારા રક્ષકો પણ જમ્યા પછી તળાવમાં સ્નાન કરતા મારા જોવામાં આવ્યા, તેઓ આનંદપૂર્વક સ્નાન કરતા હતા, અને પરસ્પરપ્રતિ જળ ઉડાડતા હતા; તેનાં બિંદુ મધ્યાન્હકાળના સૂર્યનાં કિરણો સાથે હિરાની માફક ચળકતાં હતાં ધ્યાન-પૂર્વક જોતાં જણાયું કે શિબિકા ઉંચકનારા શિવાય મારી સાથેનાં બધાં મનુષ્યો જળમાં સ્નાન કરતાં હતાં. મારી પાસે ફક્ત બે અબળા સ્ત્રીઓ હતી–એક મારી દાસી, અને બીજી મારા સસરાએ મોકલેલી દાસી. મારી પાસે બે સ્ત્રીઓ વિના બીજું કોઈ ન હોવાથી મને થોડી વ્યગ્રતા જણાવા માંડી. આ સ્થાન ભયવાળુ ગણાતું હોવાથી મને ભય જણાવા લાગ્યો. પરંતુ હું શું કરૂં ! હું પરાધીન સ્ત્રી હોવાથી મારા માણસોને પણ બોલાવી શકું તેમ નહોતું.

આ ક્ષણે જ મારી શિબિકાની બીજી બાજુથી કંઇ અવાજ મને કર્ણગોચર થયો; પાસેના વૃક્ષ ઉપરથી કંઇ મોટી વસ્તુ પડી હોય એમ મને જણાયું. તે બાજુનો પડદો ઉંચકી બહાર જોયું તેટલામાં તો એક ઉંચો, શ્યામવર્ણો, દાઢીવાળો મનુષ્ય મારી પાસે આવી ઉભો રહ્યો. હું ભયભીત થઇ તેને જોઉં છું, તેટલામાં તો એક પછી એક મનુષ્ય વૃક્ષની ડાળીઓ ઉપરથી ઉતરી મારી સામે ઉભા, અને તુરત તેમાંથી ચાર જણાએ મારી શિબિકાને ઉંચકી દોડવા માંડ્યું.

આ બનાવ મારા રક્ષકોના જોવામાં આવતાં તેઓએ બૂમ પાડી કે "ખબરદાર ! ત્યાં કોણ છે ?" અને તુરત જ તળાવમાંથી નીકળી મારી વહારે દોડ્યા. ત્યારે મારા જાણ-વામાં આવ્યું કે, હું લુંટારાના પંજામાં સપડાઇ છું. હવે ખોટી લાજ રાખવાની શું જરૂર છે ? એમ ધારી મારી શિબિકાનાં બન્ને દ્વાર મેં ખોલી નાંખ્યાં. મારા જોવામાં આવ્યું કે, મારી સાથેના માણસો જુસ્સાથી બૂમો પાડતા મને પકડી જનારાઓની પાછળ દોડ્યા આવતા હતા. પ્રથમ તો મને એવી આશા બંધાઇ કે મારા રક્ષકો આ દુષ્ટોના પંજામાંથી મને છોડાવી શકશે: પરંતુ અલ્પ સમયમાં જ મારી આશા નિરાશામાં પરિણામ પામી; કારણ કે જેમ જેમ આગળ અમે ગયાં, તેમ તેમ તે લુંટારાની ટોળીનાં મનુષ્યો વૃક્ષો ઉપ-રથી કુદીને નીચે પડતા જતા હતા. મેં પ્રથમ જણાવેલું છે કે, તે તળાવની આસપાસ મોટી વૃક્ષરાજિ આવેલી હતી, અને ઝાડીવાળા ભાગમાંથી જ લુંટારાઓએ પોતાનો માર્ગ લીધો. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ લુંટારાની સંખ્યા વધતી જતી હતી. તેમાંથી કોઇના હાથમાં વાંસની લાકડીઓ હતી, તથા કેટલાકના હાથમાં ઝાડની કાપેલી ડાળીઓ હતી.

લુંટારાનું મોટું ટોળું જોઇ મારી સાથેનાં માણસોએ પાછળ રહેવા માંડ્યું. આ

નિરાશાના પ્રસંગે મને મનથી થતું કે " હું શિબિકા ઉપરથી કુદકો મારી નાશી જાઉં !" પરંતુ શિબિકા ઉંચકનારા એટલા વેગપૂર્વક જતા હતા કે કુદી પડવું એ કંઇ લાભને આપનાર મને જણાયું નહિ. તેમાં વળી એ ટોળીના એક મનુષ્યે મને ધમકી આપીને કહ્યું કે " જો તું બહાર નીકળવાનો પ્રયત્ન કરીશ તો તારા બાર વાગી ગયા સમજજે. " તેથી મારે બેસી રહ્યાવિના બીજો કોઇ માર્ગ નહોતો.

આખરે મારા રક્ષકોમાંનો એક મનુષ્ય અમને પકડી પાડવામાં વિજયી થયો, અને શિબિકા ઉંચકનારાને પકડયા. પરંતુ અફસોસ ! લુંટારામાંથી એક મનુષ્યે તેના માથા ઉપર એવા તો જોરથી એક પથ્થર માર્યો કે તે બેભાન થઇ પૃથ્વી ઉપર પડયો. પાછો ઉભો થતાં મેં તેને જોયો નહિ. તે ફરીથી ઉઠવા પામ્યો જ નહિ હોય એમ હું માનું છું.

આ બનાવ જોઈ તેની પાછળ આવતા બીજા મનુષ્યો અટકી ગયા. અને લુંટારાઓ મારી શિબિકા સાથે કંઇ પણ પ્રતિબંધવિના માર્ગ કાપવા લાગ્યા. રાત્રિ પડી ત્યાંસુધી પોતાનો માર્ગ નિર્વિઘ્નપણે કાપતા ગયા. આખરે અંધારામાં એક સ્થળે મારી શિબિકાને નીચે ઉતારી જમીન ઉપર રાખી. મેં આસપાસ દૃષ્ટિ કરી તો ભયંકર જંગલ આવી રહેલું હતું, અને રાત્રિએ અંધકારનું પૂર્ણ સામ્રાજ્ય જમાવ્યું હતું તેમાંના એક લુંટારાએ કાંકડો સળગાવ્યો. મારી પાસે જે કંઇ દાગીના હોય તે તેમને આપી દેવા માટે મને કહેવામાં આવ્યું. મારી સાથે હતા તે તથા મેં પહેરેલા હતા તે દાગીના ઉતારી તેમની પાસે મૂકયા. ત્યારબાદ મેં કિંમતી વસ્રો ધારણ કરેલાં હતાં, તે પણ ઉતારી આપવાની તે દુષ્ટોએ આજ્ઞા કરી, મને પહેરવાને ફાટેલાં અને મેલાં વસ્રો આપ્યાં તે પહેરી મારાં વસ્રો પણ ઉતારી આપ્યાં. મને લુંટી લીધા પછી મારી શિબિકાને ભાગી નાંખી, અને તેમાંનો ચાંદીવાળો ભાગ કાઢી લીધો. પછી ત્યાં અગ્નિ સળગાવ્યો, તેમાં શિબિકાનાં લાકડાં પણ સળગાવી દીધાં, કે જેથી એ લોકોના ભયંકર કામની નિશાની પણ ન રહે. ત્યારબાદ આ ભયંકર જંગલમાં કે જ્યાં મનુષ્યનો શબ્દ પણ સાંભળી શકાય તેમ નહોતું, ત્યાં ઘાતકી પશુઓના શિકાર માટે મને છોડી એ દુષ્ટોએ છૂટા પડવા માંડયું. મેં ભયથી રડી પડીને કહ્યું કે, " હું તમને પગે લાગીને વિનંતિ કરૂં છું કે મને તમારી સાથે લઇ જાઓ !" આ નિર્દય અને ઘાતકી લુંટારાઓ પાસે લાચાર અવસ્થામાં નિરુપાયે મારે આ માંગણી કરવી પડી.

તેમાંના એક વૃદ્ધ મનુષ્યે મને કહ્યું કે " તારા સરખી સુંદર સ્રીને લઇ જઇ અમે શું કરીએ ? અને જો કોઇના જાણવામાં આવે તો અમારી બધી બાજી લોકોના જાણવામાં આવી જાય; તેમજ કોઇના જોવામાં તારી સાથે આવીએ તો તુરત પકડાઇ જઇએ. "

તે બોલતો હતો તેની વચ્ચે એક યુવકે કહ્યું કે " આવી સુંદર સ્રી માટે કેદમાં જવું પડે તોપણ જવા તૈયાર છું. હું તેને નહિ જવા દઉં. " તેણે આ ઉપરાંત બીજી કહેલી ભયંકર વાત વિચાર કરતાં પણ મને તિરસ્કાર ઉત્પન્ન થાય છે. તે ટોળીનો મુખ્ય મનુષ્ય પ્રથમનો વૃદ્ધ હોય એમ મને જણાયું. તેણે પોતાની લાકડી ઉગામીને તે યુવકને કહ્યું " મૂર્ખ ! જો તું આવી વાત કરીશ તો તારૂં માથું ભાગી નાંખીશ, આપણા જેવાંએ એવાં પાપકર્મ કરવાનાં છે ?" આમ કહેતાં પોતાની ટોળીનાં માણસો સાથે રવાના થયો. જ્યાંસુધી તેમનો અવાજ મારા સાંભળવામાં આવ્યો ત્યાંસુધી હું ભાનમાં હતી. જ્યારે એ લોકોને હું સાંભળી ન શકી ત્યારે બેભાન થઈ પૃથ્વી ઉપર પડી.

હું ધારું છું કે મને નિદ્રા આવી ગઇ હશે. કોયલ, પોપટ આદિ પક્ષીઓના કલરવથી હું સવારે શુદ્ધિમાં આવી. ઉદય થતા સૂર્યનાં કિરણો વાંસના કુમળાં પત્રોમાંથી પ્રકાશતાં હતાં. હું ઉભી થઇ અને કોઇ ગામડાની તપાસ માટે નીકળી. લગભગ મધ્યાન્હકાળે એક ગામ આવ્યું. જે કોઇ મનુષ્યો મને મળ્યા તેમને મેં મારા પિતા અથવા સસરા જે ગામમાં રહેતા હતા, તે ગામનો માર્ગ બતાવવા કહ્યું, પરંતુ એ બેમાંથી એકે ગામને કોઇ જાણતું હોય તેમ જણાયું નહિ. થોડા સમયમાં મને જણાયું કે, અહિં કરતાં જંગલમાં હું વધારે સહિસલામત હતી. પ્રથમ મુશ્કેલી તો એ હતી કે, બંગાળામાં પડદાનો રિવાજ હોવાથી મારા જેવી યુવાન્ સ્ત્રીએ પુરુષો સાથે કેવી રીતે વાત કરવી. પરંતુ નિરુપાયે જ્યારે એ લોકો સાથે મારે વાત કરવી પડી, ત્યારે એ લોકો કેવા ભાવપૂર્વક મારાપ્રતિ જોતા હતા તે મને સમજાયું. કોઇએ મારી મશ્કરી કરી; કોઇએ અસભ્ય માગણી કરી આથી મારા દુઃખમાં ઉલટો વધારો થયો; અને મેં દૃઢ નિશ્ચય કર્યો કે, ભલે હું મરી જાઉં, પરંતુ આવા દુષ્ટ લોકોને હું પૂછીશ નહિ. માર્ગમાં સ્ત્રીઓ મળતી તેમને હું પૂછતી, પરંતુ મને જોઇતી ખબર કોઇ આપી શક્યું નહિ. સ્ત્રીઓ પણ મારાપ્રતિ કોઇ નવિન પ્રકારના જાનવરને જુએ તે દૃષ્ટિથી જોતી હતી, એમ તેમના મૂર્ખતાસૂચક ભાવોથી સ્પષ્ટ થતું હતું. માત્ર એક સ્ત્રીએ કહ્યું, "દિકરી! તું કોણ છે? તારા જેવી કોમળ અને સુકુમાર સ્ત્રીએ કોઇના રક્ષણ વિના આવા રાજમાર્ગ ઉપર ચાલવું યોગ્ય છે? દીકરી! તું મારે ઘેર ચાલ." હું એક પણ શબ્દ બોલ્યાવિના તેની પાછળ પાછળ ચાલી. ક્ષુધાતુર જાણી મને તેણે ખાવાનું આપ્યું. તેણે મને કહ્યું કે, મહેશપુર તેના જાણવામાં છે. તેને મેં કહ્યું કે "જો તમે મને મહેશપુર પહોંચાડો તો મારા પિતા પાસે સારૂં ઈનામ અપાવીશ." પરંતુ તેણે મૂર્ખતાથી જવાબ દીધો કે, "હું મારું કુટુંબ તથા ઘર છોડી શકું તેમ નથી." તેથી મેં તેને રસ્તો બતાવવા કહ્યું. તેણે દર્શાવેલ માર્ગપ્રતિ હું ચાલવા લાગી. થાકીને લોથ થઇ ગઇ હતી, છતાં અંધારું થતાં સુધી ચાલ્યા કર્યું. માર્ગમાં એક પ્રવાસી મને મળ્યો, મેં તેને પૂછ્યું "અહિંથી મહેશપુર કેટલે દૂર છે? એકાદ ક્ષણ આશ્ચર્યચકિતભાવથી મારાપ્રતિ જોઇ મને પૂછ્યું, "તમે ક્યાંથી આવો છો?" મેં તેને પેલી સ્ત્રી રહેતી હતી તે ગામનું નામ જણાવ્યું, તેણે મને કહ્યું કે, તમે તમારે જવાના સ્થાનથી ઉંધે માર્ગે જાઓ છો, મહેશપુર અહિંથી પૂર્વ દિશામાં છે, અને બે દિવસનો રસ્તો છે.

મેં ભય અને નિરાશાપૂર્વક પૂછ્યું. "તમે ક્યાં જાઓ છો?" તેણે કહ્યું અહિંથી થોડે દૂર ગૌરીગ્રામ કરીને એક ગામડું છે ત્યાં જાઉં છું." મને પણ બીજો કોઇ માર્ગ ન સુઝવાથી હું પણ તેની પાછળ પાછળ ચાલી જ્યારે અમે તે ગામ પહોંચ્યાં ત્યારે તે માણસે મને પૂછ્યું, "અહિં તમે કોને ઘેર જવાનાં છો?" મેં તેને કહ્યું અહિં કોઇ મારું ઓળખીતું ન હોવાથી કોઇ ઝાડ તળે રાત્રિ ગાળીશ.

"તમે જાતે કોણ છો?" તેણે પૂછ્યું.

"હું કાયસ્થ છું" મેં જવાબ વાળ્યો.

તેણે મને કહ્યું કે "હું બ્રાહ્મણ છું. તમે મારી સાથે નિર્ભયપણે ચાલો, તમારાં શરીર અને મેલાં કપડાં છે છતાં હું જોઇ શકું છું, કે તમે કોઇ ખાનદાન કુટુંબનાં છો."

"અહો! કેવું સૌંદર્ય! કેવી સુંદર સ્ત્રી છે!" આવા પ્રકારના ઉદ્‌ગારો લોકો

મારૂં સૌંદર્ય જોઇ મારા માટે કાઢતા હતા, તેથી હું છેક કંટાળી ગઇ હતી. પરંતુ તે બ્રાહ્મણ મોટી વયનો, સદ્‌ગુણી અને ભલો હતો.

મેં તે રાત્રિ તે બ્રાહ્મણના ઘરમાં ગાળી. ભય, ત્રાસ, અને ગભરાટમાં બે દિવસ ગાળ્યા પછી મને અહિં વિશ્રાંતિ મળવાથી જરા પ્રસન્નતા મને જણાઇ. સવારે જ્યારે હું જાગ્રત્ થઇ ત્યારે મારાં અંગેઅંગ દુઃખતાં કરતાં હતાં, મારા પગ પણ સુજી આવ્યા હતા, તથા મારામાં બેસી શકવાની પણ શકિત નહોતી.

મારી આવી અશકત સ્થિતિ રહે ત્યાં સુધી આ બ્રાહ્મણના ઘરમાં રહ્યાવિના બીજો ઉપાય નહોતો. તે અને તેની ભલી સ્ત્રી મારાપ્રતિ બહુ માયાળુ ભાવથી વર્તતાં હતાં, પરંતુ મને **મહેશપુર** જવાનું કંઇ સાધન ન મળવાથી મને અંતરમાં દુઃખ થયા કરતું હતું. કોઇ સ્ત્રી તે ગામનો માર્ગ જાણતી નહોતી; કોઇના જાણવામાં હોય તોપણ કોઇ ચાલવા તૈયાર નહોતું. કોઇ કોઇ માણસો મારી સાથે ચાલવા ઉત્સુક હતા, પરંતુ એકલું પુરુષ સાથે જવું એ પણ મને યોગ્ય જણાતું નહોતું; તેમ જ તે વૃદ્ધ બ્રાહ્મણ પણ તેવા કોઇ પુરુષ સાથે જવા દે તેમ નહોતું. તેણે મને એક બાજુ લઇ જઇ કહ્યું કે, " બ્હેન ! આ હલકી ચાલનાં માણસો છે. આ લોકોનો બીલકુલ વિશ્વાસ કરશો નહિ. એ લોકોના મનમાં શું ધારણા છે તે હું તમને જણાવી શકતો નથી. હું એક ખાનદાન ગૃહસ્થ તરીકે આવા લોકો સાથે જવાની તમને રજા આપીશ નહિ. આ ઉપરથી મારે ત્યાં રોકાવું પડયું. એક દિવસે મારા સાંભળવામાં આવ્યું કે, કૃષ્ણદાસ બાબુ નામના એક સદ્‌ગૃહસ્થ તેમના કુટુંબ સાથે કલકત્તા જવાના છે; અને તેથી મેં ધાર્યું કે કદાચ એમની સાથે જવાનો યોગ આવશે તો મારે ઘેર જવાનો કંઇ માર્ગ મળશે. કલકત્તા મારા પિતાના તથા મારા સસરાના ગામથી ઘણું દૂર હતું, તોપણ મારા દૂરના સગા તે શહેરમાં વેપાર કરે છે એમ મારા જાણવામાં હતું. મેં ધાર્યું કે એક વખત કલકત્તા પહોંચીશ તો મારા સગાને શોધી કાઢવામાં મુશ્કેલી નહિ પડે અને ત્યાંથી મારા સગા મારે ઘેર મોકલવાની જરૂર વ્યવસ્થા કરી આપશે; અથવા તો મારા પિતાને હું સંદેશો મોકલાવીશ તો ત્યાંથી મને તુરત તેડી જશે.

મેં મારા વિચાર તે બ્રાહ્મણને જણાવ્યા તેને મારી યોજના પસંદ પડી. તેણે કહ્યું કે, " હું કૃષ્ણ બાબુને સારી રીતે ઓળખું છું. તે ઘણા ભલા અને સદ્‌ગુણી વૃદ્ધ પુરુષ છે, હું તમને તેમની પાસે લઇ જઇશ. "

મને ત્યાર પછી તુરત કૃષ્ણબાબુને ત્યાં લઇ જવામાં આવી. તે બ્રાહ્મણે મારી બધી વાત જણાવી અને કહ્યું કે જો તમે આ ગરીબ નિરાધાર બાળાને કલકત્તા લઇ જવા કૃપા કરશો તો ત્યાંથી તેને ઘેર જવું મુશ્કેલ નહિ પડે. કૃષ્ણદાસ બાબુને મારી દયા આવવાથી તેણે એ વાત કબુલ કરી. બીજે દિવસે અમારે જવાનું હોવાથી તે દિવસે પોતાની સ્ત્રી પાસે રહેવાની મને વ્યવસ્થા કરી આપી. બીજે દિવસે તેમના કુટુંબની સ્ત્રીઓ સાથે કલકત્તા જવા હું નીકળી. અમે લગભગ દશેક માઇલ ગંગાજીના કિનારા સુધી ચાલતાં આવ્યાં ત્યાંથી અમે મછવામાં બેઠાં. થોડા સમયમાં અમે કલકત્તા આવી પહોંચ્યાં, જ્યાં તેઓ કાલીઘાટની જાત્રાએ જવાનાં હતાં. તેમણે ભવાનીપુર નામના બહારના લતામાં મકાન ભાડે લીધું. એક દિવસે તેમણે મને પૂછયું " તમારા સગા કયાં રહે છે ? તેઓ કલકત્તા શહેરમાં રહે છે કે ભવાનીપુરમાં ? મને તેની જરા પણ ખબર નહોતી; તેમનું ઠેકાણું પણ મારા જાણવામાં

નહોતું, તેથી મેં જણાવ્યું કે તે મારા જાણવામાં નથી. હું તો ભોળપણમાં એમ જાણતી હતી કે કલકત્તા એક મોટું ગામડું હશે અને ત્યાં પૈસાદાર ગૃહસ્થો રહેતા હશે. અને મારા સગાનું નામ જણાવી કોઇને પૂછવાથી કોઇ પણ તેમનું રહેવાનું ઠેકાણું મને બતાવી આપશે !

હવે મારા જાણવામાં આવ્યું કે કલકત્તા શહેર ભવ્ય મકાનોનું ગંજાવર શહેર છે. આવા મોટા શહેરમાં મારા સગાનો પત્તો લાગી શકે તેમ જણાયું નહિ. કૃષ્ણદાસબાબુએ મારા સગાની તપાસ માટે ઘણી તપાસ કરી પરંતુ કલકત્તા જેવા શહેરમાં ક્યાં પત્તો લાગે ?

કાલીઘાટની જાત્રા કરીને કૃષ્ણદાસબાબુનો બનારસ જાત્રાએ જવા વિચાર હતો. જ્યારે જાત્રા પૂરી થઇ રહી ત્યારે તેમના કુટુંબ સાથે બનારસ જવાનો દિવસ નિર્ણિત થયો. હવે મારે શું કરવું ? મારી દુર્દશાનો ફરીથી આરંભ થયો. મારાં નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી.

તે માયાળુ બાબુએ કહ્યું, ' બ્હેન જુઓ ! મારો સુરેન્દ્રદત્ત કરીને એક મિત્ર છે, તે શામબજારમાં રહે છે. તેની સાથે મારે ગઈ કાલે મળવું થયું હતું. તેણે મને કહ્યું કે રસોઇ કરવા માટે કોઇ સ્ત્રી નોકરની મને ઘણી જરૂર છે, અને જો તમારા જાણવામાં કોઇ સારી રસોઇ કરનાર સ્ત્રી હોય તો મને જણાવજો. મેં તેમને તપાસ કરીને જણાવવા કહ્યું છે. મારી મરજી છે કે તમને આ નોકરી શામાટે ન અપાવવી ? તમારા માટે આ વિના બીજો કોઇ માર્ગ મને જણાતો નથી. મારે તમને સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે, હું તમને બનારસ લઇ જઇ શકું તેટલું દ્રવ્ય મારી પાસે નથી. તમે કદાચ અમારી સાથે આવો તોપણ તમને તેથી કશો લાભ નથી. ઉલટું તમે અહીં હશો તો તમારા સગાની તપાસ કરી શકશો. "

આ વાર્તા મારે કબુલ કર્યા વિના બીજો કયો માર્ગ હતો ? પરંતુ મેં અનુભવેલાં દુઃખનો ચિતાર પુનઃ મારી દ્રષ્ટિ સાગે ખરો થયો. મેં તેમને આતુરતાથી પૂછ્યું,

" સુરેન્દ્રબાબુની કેટલી વય છે ? "

" તે મારા જેટલી વયના વૃદ્ધ પુરુષ છે. "

" તેમની સ્ત્રી હયાત છે ? " મેં પૂછ્યું.

" તેમને બે સ્ત્રીઓ છે. "

" તેમના ઘરમાં બીજો કોઇ પુરુષ છે ? મેં બીજો પ્રશ્ન પૂછયો.

" તેમને બીજી સ્ત્રીથી થયેલો એક દશેક વરસનો છોકરો છે, અને તે ઉપરાંત તેમનો એક ભત્રિજો છે, તે આંધળો છે. " આટલા સંતોષકારક ખુલાસા પછી મારે ના પાડવાનું કંઇ પ્રયોજન નહોતું. તેથી બીજેજ દિવસે કૃષ્ણદાસબાબુ સુરેન્દ્રબાબુને ઘેર મને મૂકી ગયા. તેમના ઘરમાં રસોઇયાણી તરીકે હું રહી. મારા જેવી શ્રીમાન્ ગૃહસ્થની પુત્રીના પ્રારબ્ધમાં આ વિચિત્ર સ્થિતિ લખાયલી હશે ! આવી નોકરી કરી મારે મારો નિર્વાહ કરવો પડશે એમ ક્ષણભર પણ કોણ ધારી શકે તેમ હતું ? પરંતુ પ્રારબ્ધની વિચિત્ર ગતિ કોણ જાણી શકે છે ?

નોકરીમાં દાખલ થતી વખતે જ મેં નિશ્ચય કર્યો કે મારા પગારમાંથી મારે ઘેર જવા માટે થોડું થોડું દ્રવ્ય જૂદું રાખવું. હું બધાને હમેશાં મહેશપુર માટે પૂછતી હતી પણ તે ગામને કોઇ જાણતું હોય એમ જણાયું નહિ; તેમજ ત્યાં કેવી રીતે જવું તે પણ મને કોઇ કહી શક્યું નહિ. દુર્ભાગ્યવશાત્ એ પણ મારા જાણવામાં નહોતું કે મહેશપુર કયા જીલ્લામાં કે કઇ દિશાએ આવેલું છે. આવી સ્થિતિ વચ્ચે લગભગ એક વરસ પૂરું થવા

૫

આવ્યું. ત્યારબાદ એકાએક મારી અંધકારવાળી સ્થિતિઉપર પ્રકાશનું કિરણ પડતું જણાયું. વર્ષાઋતુની અંધકારમય રાત્રિમાં ઘેરાયલાં વાદળાંમાંથી પ્રકાશનો ભાસ મને થયો.

એક દિવસે સુરેન્દ્રબાબુએ મને પોતાની પાસે બોલાવી કહ્યું " આજે મેં એક સદ્‌ગૃહસ્થને પરોણા તરીકે નોતર્યા છે, તે મારા શેઠ છે, તેથી આજની રસોઇ ખાસ કાળજીપૂર્વક ઉત્તમ પ્રકારની બનાવજે; જો રસોઇ ઉત્તમ પ્રકારની નહિ બને તો મને ઠીક નહિ લાગે. "

મેં મારાથી બનતી રીતે ઉત્તમ પ્રકારની રસોઈ કરી. સ્ત્રીઓને બેસવાના ઓરડામાં જમવાનું રાખ્યું હતું, પીરસવામાટે પણ મને સૂચના કરવામાં આવી હતી. જમવામાં માત્ર સુરેન્દ્રબાબુ અને તેમના પરોણા—એ બે જણ હતા.

જમવા આવ્યા તે પહેલાં મેં થોડું થોડું પીરસી રાખ્યું હતું. બીજી વખત હું પુરી અને ભાજીયાં લઇ પીરસવા ગઇ. મેં અમારા રિવાજ પ્રમાણે લાજ કાઢી હતી. પરંતુ સ્ત્રીની દૃષ્ટિ સાડીના સામાન્ય ઘુંઘટાથી ઢંકાઇ રહે તેમ છે ? મારા ઘુંઘટામાંથી મારા શેઠના પરોણા તરફ કોઇ ન જાણે તેમ નજર ફેરવી લીધી.

મને તેમની ઉમર લગભગ ત્રીશેક વરસની જણાઇ. તેમનો વર્ણ ગૌર અને તેજસ્વી હતો, વિશાળ ભાળ, પ્રસન્નતાવાળી મુખમુદ્રા, ઘાટીલા અવયવો—અદ્‌ભુત સૌંદર્યમય જણાતા હતા. તેમનાપ્રતિ દૃષ્ટિ કરતાં સ્વાભાવિકરીતે મારી વૃત્તિ તેમનાપ્રતિ આકર્ષાઇ. પીરસીને થાળી સાથે જેવી હું ઉભી રહી કે પાછી પુનઃ તેમનાપ્રતિ દૃષ્ટિ કરી. મેં તેમનાપ્રતિ ઘુંઘટામાંથી દૃષ્ટિ કરી કે તુરત તેમણે પોતાનું માથું ઉંચું કર્યું અને હું તેમનાપ્રતિ જોઉં છું એમ તેમના ચહેરાના ભાવ ઉપરથી મને જણાયું. અમારા બંગાળી લોકોમાં કહેવાય છે કે, વિશેષ અંધકારમાં દીપક વિશેષ પ્રકાશવાળો જણાય છે, તેમ ખુલ્લા ચહેરાવાળી સ્ત્રી કરતાં ઘુંઘટાવાળી સ્ત્રીનાં નેત્રો વધારે તેજસ્વી હોય છે. તેમના મનમાં પણ આવા વિચારો ચાલતા હોય એમ મને જણાયું. તેમણે કોઇ સમજી ન શકે એવી રીતે સ્મિત કર્યું, અને ગ્રાસ મોંમાં મૂક્યો. તેમનું સ્મિત મારા વિના બીજું કોઇ સમજી શક્યું નહિ. હું જંખવાણી પડી અને થાળીમાંનાં બધાં ભજીયાં તેમને બેભાનપણે પીરસી ઉતાવળે ચાલી ગઇ.

મને એક બાજુથી લજ્જા ઉત્પન્ન થઇ, બીજી બાજુથી પ્રસન્નતા થઇ. મારે કબુલ કરવું પડે છે કે, મને લજ્જા કરતાં પ્રસન્નતા વિશેષ જણાઇ. મારા જીવનમાં આ પહેલી વખત આવા સ્મિતનું દર્શન થયું હતું કે જેણે મને આનંદમગ્ન કરી મૂકી હતી. આવી રીતે પૂર્વે મારાપ્રતિ કોઇએ સ્મિત કર્યું નહોતું, તેથી આ સ્મિતની તૂલનામાં જગતનાં અન્ય મનુષ્યોનું સ્મિત મને ઝેર જેવું જણાયું.

હવે મારી ખાત્રી છે કે, મારી ભગિની વાચકો, જેઓ પોતાના પતિતરફ ભક્તિવાળી છે તેઓ કહેશે કે, " બેશરમ વ્યભિચારી સ્ત્રી ! " એ તદન સત્યવાત છે કે મને તેમનાપ્રતિ પ્રેમવાળી લાગણી ઉત્પન્ન થઇ હતી. પરંતુ મારા જીવનપ્રતિ દૃષ્ટિ કરો, જો કે હું પરણેલી સ્ત્રી હતી, છતાં મારાં લગ્ન થયાં ત્યારે મારું વય દશ વરસનું હતું. આજસુધી મારા જીવનની એક પણ આશા ફળીભૂત થઈ નહોતી. ઉંડાં પાણીમાં જાળ ફેંકાય ત્યારે એકાદ મોજું ઉત્પન્ન થાય એમાં શું આશ્ચર્ય ?

હું કબુલ કરું છું કે મારા દોષનો સ્વિકાર કરી હું દોષથી મુક્ત છું એમ કહેવા માંગતી નથી. ગમે તે કારણ અથવા સંજોગ હોય છતાં પાપતે પાપ જ છે. અને દલીલ રજુ કરવાથી દોષથી મુક્ત થવાતું નથી. પરંતુ આ પ્રકારનું પાપ મારા જીવનમાં પહેલામાં પહેલું અને છેલ્લામાં છેલ્લું હતું.

જ્યારે હું રસોડામાં પાછી ગઈ ત્યારે મારા મનમાં વિચાર થયો કે, આ પુરુષને અગાઉ મેં કોઇ સ્થળે જોયેલા છે. મારી શંકા નિવૃત્ત કરવામાટે હું ફરીથી શાક પીરસવાનું નિમિત્ત લઇને ગઇ, અને તેમનાપ્રતિ તિરછી નજરથી મેં જોયું. મેં ધ્યાનપૂર્વક તેમને નીહાળ્યા અને ત્યારે મેં જાણ્યું !

આ ક્ષણે સુરેન્દ્રબાબુએ મને કઢી લાવવાનું કહ્યું. હું કઢી લઇ પીરસવા ગઇ. હું તીક્ષ્ણ દ્રષ્ટિથી પરોણા તરફ જ દ્રષ્ટિ ફેરવી લેતી હતી, તેટલામાં પરોણાએ મારા શેઠને કહ્યું, "સુરેન્દ્રબાબુ ! તમારી રસોઈવાળીને કહો કે, તેણે રસોઇ બહુ સ્વાદિષ્ટ બનાવી છે."

સુરેન્દ્રબાબુ તેમની ગુપ્ત વાતનો મર્મ સમજ્યા નહિ. સામાન્ય રીતે કહ્યું, "હા, તે કંઇ ખરાબ રસોઇ નથી કરતી."

પરંતુ હું સમજી ગઇ, અને મનથી નિશ્ચય કર્યો કે, તેમને દર્શાવી આપવું કે, એક હુંશીયાર રસોઇયાણી સુજાન્ મનુષ્યના મનોભાવો કેવી રીતે પલટી નાંખે છે.

પરોણાએ પાછું કહ્યું "શીરો, શાક, ભજીયાં વિગેરે કેવાં ઉત્તમ પ્રકારનાં બનાવ્યાં છે ! અને અમારા ભાગમાં જેવાં બને છે, તેવાં જ બનાવ્યાં છે."

મેં ફરીથી ધાર્યું કે "એ એ જ છે !" ખરી રીતે કહું તો મારા વતનમાં જેવી રીતે રસોઇ બનાવે છે, તેવી જ રીતે કેટલીક વસ્તુઓ બનાવી હતી. સુરેન્દ્રબાબુએ કહ્યું "હા, તે રસોઇયાણી આ તરફની નથી."

પરોણાએ આ પ્રસંગનો લાભ લઈ મને પૂછ્યું, "છોકરી ! તારૂં વતન કયાં છે ?"

મને ભાંજગડ થઈ કે જણાવું કે ન જણાવું ? આખરે મને નિશ્ચય થયો કે, તેમને જણાવવું તો ખરૂં. પરંતુ મને બીજી શંકા થઇ કે તેમને સત્ય જણાવું કે જૂઠું ? મેં નિશ્ચય કર્યો કે તેમને તુરત તો જૂઠો જવાબ આપવો. હું આવા નિશ્ચય ઉપર શામાટે આવી તો કહેવાનું કે, જે સત્તાએ આવું અંતઃકરણ સમજી ન શકાય એવા પ્રકારનું રચ્યું છે તે જ જાણે છે. મેં નિશ્ચય કર્યો કે જરૂર જણાયેથી હું સત્ય જણાવી દઇશ. તત્કાલ તો મેં જૂઠો ઉત્તર આપ્યો કે "મારૂં વતન ભગીરથપુર છે.

તેઓ આથી ચમકયા હોય એમ જણાયું. થોડા સમય પછી ધીમા સ્વરે મને પૂછ્યું, "કયું ભગીરથપુર ? લુંટારાઓથી પ્રખ્યાત થયેલું ભગીરથપુર ?"

મેં શરમાઇ ઉત્તર આપ્યો, "હા."

ત્યારપછી તેઓ એક શબ્દ પણ બોલ્યા નહિ.

આ બધો વખત મારા હાથમાં થાળી લઈ હું ઉભી હતી. હું તદન ભૂલી ગઇ હતી કે, અમારા લોકોમાં રસોઇયાણી તરીકે અજાણ્યા પુરુષ સમક્ષ આવી રીતે ઉભા રહેવું એ વિવેક વિરુદ્ધ ગણાય છે. મારા જોવામાં આવ્યું કે આટલી વાત થયા પછી તેઓ જમવામાં આનંદ લેતા નહોતા. સુરેન્દ્રબાબુને પણ આમ જણાવાથી પૂછ્યું કે, "શિશિરકુમારબાબુ ? તમે કેમ જમતા નથી ?" આનો જવાબ સાંભળવા હું કાન માંડી રહી હતી. "શિશિરકુમારબાબુ" આ નામ પૂર્વે પણ મેં સાંભળ્યું હતું. મેં ચોકસ ધાર્યું કે એ મારા પતિ છે.

હું રસોડાતરફ દોડી, અને થાળી એક તરફ ફેંકી દઈ આનંદમાં આવી જઈ, એક સ્થાને બેઠી. સુરેન્દ્રબાબુએ બૂમ મારી "એ શું પડ્યું !" મેં જવાબ દીધો "ખાલી થાળી હાથમાંથી પડી ગઇ."

(અપૂર્ણ.)






(અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૯૬ થી.)

## અંક ૩ જો.



### પ્રવેશ ૩ જો.

**સ્થળઃ—પાંડુ પ્રાસાદનું એક દિવાનખાનું.**

*　　*　　*　　*

બલ્લવ—( નોબતનો અવાજ સાંભળી ) આ રાજમહેલમાંની મધ્ય રાત્રીની નોબત થઇ, તોપણ હજી મને કંઇ નિદ્રા આવતી નથી, હવે મારે શું કરવું ! ભીમદાદાએ બે ભાણાં ઉડાવ્યાં, તે જોઇ બંદાએ ત્રણ ચાપ્યાં, પણ માણસે પચે તેટલું જ ખાવું જોઇએ કે નહિ વારૂં ? ! વધારે ખાવાથી અપચો થાય જ ! મને એકસરખા દુણાયલા ઓડકારો આવ્યાં કરે છે ( ઓડકાર ખાઇ મોઢું બગાડે છે ) દીવો બુજવી ઉંઘ આવવા માટે અજગરની માફક પહોળો થઇ પડયો છું પણ ઉંઘનું નામ જ નહિ ! જો માણસને પુરતી ઉંઘ મળતી નથી તો તે તદન ગાંડાજેવો બની જાય છે. હું ધારૂં છું કે જેમ આજે મને નિદ્રા આવતી નથી તેમ ત્યાં ભીમદાદાને પણ અમુજણ થતી હશે નહિ વારૂં ? પણ આમ વિચાર કરવા કરતાં ત્યાં જઇ પ્રત્યક્ષ જોયું હોય તો ! માણસનો કેવો સ્વાર્થી સ્વભાવ છે કે મફતનું મળતાં માર ઉડાવ ઉડાવ ! અને પછીથી નિદ્રાને માટે આવાં ફાંફાં મારવાં પડે ત્યારે જ જાણે ! ( દીપક લેઇ જાય છે. )

દ્રોણ—( બલ્લવને જોઇ ) કોણ છે ?

બલ્લવ—એ તો હું બલ્લવ.

દ્રોણ—કેમ ! મોડી રાતસુધી તું કેમ જાગે છે ?

બલ્લવ—શું કરૂં ગુરુરાજ ! અત્યાહાર કરવાથી નિરાંતે ઉંઘ જ આવતી નથીને ( ઓડકાર ખાઇ ) લ્યો જુઓ. આ દુણાયલા ઓડકારો ઉપરાછાપરી એક સરખા આવ્યાં જાય છે !

દ્રોણ—ભાઇ આજ કારણને લીધે માણસે મિતાહારી રહેવું જોઇએ. મીઠું મળતાં રાત દિવસ વખત કવખત જોવો નહિ અને ચાંપવું સારૂં નહિ ! જા આદુ સિંધવ ચાવી સુઇ જા એટલે સઘળું ઠીક થઇ જશે. ( જાય છે. )

બલ્લવ—ઓ તમારાની ભીમદાદાનું ઘોરવું તોઅહીં સુધી સંભળાય છેને શું ! એમને આટલી બધી ઉંઘ કેમ આવી હશે ! સાચી વાત છે કે તેઓને, મલ્લ યુદ્ધ, ગદા યુદ્ધ, ધનુ-

વિદ્યા વગેરે શિખવવાથી પૂર્ણ શ્રમ થાય છે, અને મારે તેમાંનું કંઇ જ નહિ. હવે આપણે પણ કાલથી સઘળા રસોઇયાઓ માટે એક મોટો અખાડો બાંધી નાનપણાની માફક મહેનત કરવી જોઇશે. અને આ રાજકુમારોનું જોઇ તે પ્રમાણે મલ્લ યુદ્ધ, ગદા યુદ્ધ કરવું જોઇશે. ખોરાકનો તો મુદ્દલે વાંધો નથી! ચાલો હવે આચાર્યજીના ફરમાવ્યાપ્રમાણે થોડું આદુ અને સિંધવ ખાઇ સુખેથી સુઇ જઇએ. જોઇએ કેમે કરતાં આંખ મળે છે. અરે! પણ આ શું સંભળાય છે. ધનુષ્યનો ટણકારો! નારે ના હમેશાં તેને તે સાંભળી તેવો ભાસ થાય છે. બીજું શું! ( જાય છે. )

દ્રોણુ—( સાંભળવાનો આવિર્ભાવ કરી ) ધનુષ્યની મૌર્વીનું જ આ સિંચન! તેનો જ આ ટણકારો ( દીપક નીચે મુકી ) આ દીપ અહીં રહેવા દેઇ, આસ્તેથી જઇને જોઉં કે આ અવાજ ક્યાંથી આવે છે: અંધકારના ઉપહારે મારો ઉદ્દિષ્ટ હેતુ સુફલિત થવાનું ચિહ્ન જણાય છે ખરૂં! નિઃસંશય આ ટણકારો અર્જુનનો જ! નારે ના; તે બાબતમાં હવે ભ્રાન્તિનું કંઇ જ કારણુ રહ્યું નથી. ( દીપક લેઇ એકદમ અંદર જાય છે. )

અર્જુન—( દીપક જોતાં જ ધનુષ્ય બાજુએ મુકી ઉભો થઇ ) કોણ! આચાર્યજી? આચાર્યજીને મારા પ્રણામ.

દ્રોણુ—અર્જુન! તારી નિદ્રા ક્યાં ગઇ! એ શું છુપાવ્યું? અહીં ધનુષ્યનો ટણકારો થવાનો મને ભાસ થયો માટે હું અહીં સુધી આવ્યો. મારાથી કાંઇ એ છુપાવતો મા. જે કંઇ સત્ય હોય તે વદ.

અર્જુન—( પુનઃ પ્રણામ કરી ) ગુરુવર્યના ચરણુથી હું શામારે છુપાવું? સત્ય જ જણાવીશ. જ્યારે હું અંધારામાં ઉપહાર કરતો હતો, ત્યારે મારા મનમાં એવા વિચારો સ્ફુર્યો જે એક સમયે નિરિક્ષણ કર્યા બાદ અંધકારમાં જો અમુક જુદા જુદા પદાર્થો લેઇ ઉપહાર કરી શકાય છે તો તે જ પ્રમાણે એક સમયે નિહાળેલી વસ્તુપર અમુક બાણુ કેમ મારી ન શકાય.

દ્રોણુ—ભાઇ અર્જુન! આમ આવ, એક વખત તું તને હૃદય સાથે દબાવી ભેટવા દે! મારો આ આજનો આનંદ ત્રિભુવનમાં પણ સમાશે નહિ. કાલના અંધકારના ઉપહારની મારી યોજના આટલા માટેની જ હતી. ખરા ધનુર્ધરને ઉચિત એવી આ તારી ધારણા જાણી મને અત્યાનંદ થયો છે. સઘળા જગત્માં તારી કોઇ પણ બરોબરી ન કરી શકે એવો હું તને ધનુર્ધર બનાવીશ, તો જ હું દ્રોણુ! તારી આ તેજસ્વિતા જોઇ હવે મારી પૂર્ણ ખાત્રી થઇ ચુકી છે કે તું એકલો જ મારૂં ઉદ્દિષ્ટ કાર્ય પૂર્ણ કરીશ. ( મધ્ય રાત્રિની નોબત વાગે છે ) સાંભળ આ મધ્યરાત્રીની ત્રીજી વખતની નોબત થાય છે. હવે તું સ્વસ્થ ચિત્તે નિદ્રાધીન થા. માણસને શાંત નિદ્રા જોઇએ, નહિ તો પ્રકૃતિ સારી રહેતી નથી, તેં બે વખતની નોબત સાંભળી હતી કે?

અર્જુન—ના, આચાર્યજી! મારૂં તે તરફ મુદ્દલે લક્ષ નહોતું, જેથી મારા કંઇ જાણુમાં અગર સાંભળવામાં આવ્યું નથી. જ્યારે આપ દીપક લેઇ પધાર્યા ત્યારે પ્રકાશથી મારૂં તે તરફ ધ્યાન ખેંચાયું.

દ્રોણુ—( પુનઃ આલિંગન દેઇ ) ભાઇ અર્જુન! તારા જેવો શિષ્ય મેળવવા હું

ભાગ્યશાળી થયો તેથી હું પોતાને ધન્ય સમજું છું. હે ધનુર્ધર ! લક્ષ્ય સાધવા માટે એક જ વિષયપર લક્ષ હોવું જોઇએ તો જ તે વસ્તુ સાધ્ય થાય છે. જ્યાં તેનું દુર્લક્ષ્ય થયું કે હિસાબ પત્યો જ સમજવો. પછી તેને કંઇ પણ સાધ્ય થતું નથી. આજ એક બાબત તું હમેશાં ધ્યાનમાં રાખી અભ્યાસ કરતો જા, એટલે પછી તને અવિજયનું નામ પણ સાંભળવા મળશે નહિ.

અર્જુન—આચાર્યજીની આજ્ઞા મને શિરસાવંદ્ય છે.

દ્રોણ—જાઓ, ત્યારે હવે સુખેથી સુઓ; હું પણ જાઉં છું અને કિંચિત્ વિશ્રાંતિ લેઉં છું.

અર્જુન—( નમસ્કાર કરી ) નિદ્રા લેવા આ ચાલ્યો.

દ્રોણ —( જતાં જતાં સ્વગત ) મારા પોતાના પુત્રમાં પણ આવી ધારણાશકિત નથી. કુરુકુલશ્રેષ્ઠ ભીષ્માચાર્યે મારી પાસે અર્જુનની જે વિલક્ષણ ધારણાશક્તિ અને બુદ્ધિનાં વખાણ કર્યાં હતાં તે અક્ષરક્ષ: ખરાં છે. આ રાજકુમાર અર્જુન મને મારા અશ્વત્થામા કરતાં પણ ઘણો જ પ્રિય છે. એકંદર રીતે જોતાં માણસ પોતાના સદ્‌ગુણોએ કરી અન્યના પ્રેમને સ્વમેવ પોતાતરફ આકર્ષે છે. સદ્‌ગુણોમાં કંઇ અલૌકિક આકર્ષણશકિત છે. નહિ તો મારા પુત્ર કરતાં પણ આ અર્જુન મને અત્યંત પ્રિય કેમ થયો ! તેમાં વળી સદ્‌ગુણ અને સ્વાભાવિક વિનય આ બંને જ્યાં એકત્ર માન્યા ત્યાં આકર્ષણ થયું જ સમજવું અને તેમ થતાં પ્રેમ દુણો ધુંધરી ઉઠે છે. પ્રથમ તો અર્જુન રાજકુમાર, મનોહર, સદ્‌ગુણી અને વળી વિલક્ષણ ધારણાશકિતનો. આટલું છતાં તેની નમ્રતા, તેમ જ વડીલ અને ગુરુ પ્રત્યેનો તેના હૃદયનો આદર, સન્માન રાખવાની શૈલી અને નમ્ર ભાષણ સાંભળી દરેકે દરેક તેના મોહપાશમાં બંધાવવો જ જોઇએ. તેના પ્રત્યે પ્રેમ જાગ્રત થવો જ જોઇએ. જો તેમ ન થાય તો તો નવાઇ જ કહેવાય. મારી મનોદેવતા મને કહે છે કે, આવા પર પરિશ્રમ કરતાં તે આ ભરત કુળનું નામ જરૂર કાઢશે. ગુરુજનોને યોગ્ય શિષ્ય મળતાં જે આનંદ થાય છે તે કંઇ અલૌકિક જ હોય છે. તેનું વર્ણન કરવું અશક્ય છે. અનુભવ શિવાય તે આનંદની મઝા સમજવી શકય જ નથી ! અશ્વત્થામાએ દુધ ધારી પીધેલો સાથવો જોતાં ' પુત્ર મોહ ' ની કલ્પના જેવી મેં પ્રત્યક્ષ અનુભવી. તેવો જ આ સચ્છિષ્ય પ્રાપ્ત થવાના આનંદનો અનુભવ છે. માણસને જ્યારે અત્યાનંદ થાય છે ત્યારે તેની નિદ્રાનો ભંગ થાય છે. હવે થયેલા આનંદથી બીજા પ્રસવનારા જુદા જુદા આનંદોના મનોરથની નવી નવી કલ્પનાસૃષ્ટિ રચી માણસ તેમાં નિમગ્ન થાય છે અર્થાત્ તેને પછી નિદ્રાની કંઇ જ જરૂર રહેતી નથી. વળી માણસને નિદ્રા કેવળ વિશ્રાંતિઅર્થેજ જોઇએ છે, અને તે જો જાગ્રત્ અવસ્થામાં જ વિશ્રાંતિ મળે તો પછી નિદ્રાની શામાટે અપેક્ષા કરવી ! તોપણ હમણા મધ્ય રાત્રીનો સમય છે. માટે વિશ્રાંતિમંદિરમાં જઇ પરમાત્માના ધ્યાનમાં બેસવું એ જ ઠીક. સચ્ચિદાનંદ, સચ્ચિદાનંદ. ( જાય છે. )

( અપૂર્ણ. )

---

હિતકર છે તે તેમને તેમના ઉત્તર જીવનમાં સ્પષ્ટ થયું હતું. ઉક્ત કવિ પોતાના જ મુખે કહે છે, કે મારી માતાના મરી ગયા પછી મારે ઘણો સમય એકલા જ રહેવાનું આવતું અને હું જ્યારે એકલો પડતો ત્યારે બારીમાંથી કુદરતનું અવલોકન કરતો. મને કુદરત મારો ઉત્તમોત્તમ સાથી જણાતો હતો. હું બારીમાંથી આકાશમાં આમ તેમ વહેતાં વાદળ જોતો અને હું ગાંડોઘેલો થઈ જતો. પ્રસંગે પ્રસંગે હું સવારમાં પથારીમાંથી ઉઠીને ઉદ્યાનમાં દોડી જતો અને લીલુંછમ જેવું મનોહર ઘાસ, તેના ઉપર પડેલાં મોતીજેવાં ધુમસનાં બિંદુ, લિલાંછમ વિવિધ ભાતનાં વૃક્ષો, અને આ સર્વ ઉપર પડતો સૂર્યનો પ્રકાશ મને એટલાં તો મનોહર લાગતાં કે કંઇ કહેવાની વાત નહિ, મને આ સર્વ જાણે ખાસ કરીને કંઇ કહેતાં હોય તેમ મને સ્પષ્ટ જણાતું હતું." તેમણે સૂર્યના પ્રકાશ ઉપર જોઇને અનેક પદ્યો રચેલાં છે જેમાંથી એકના અંગ્રેજી ભાષાંતરની એકબે કડીઓ અત્ર ટાંકવામાં આવે છે.

Light, my light, the world filling light, the eye-kissing light, heart sweetening light;

*   *   *   *

The butterflies spread their sails on the sla of light, lilies and Jasmanes surge up on the crest of the manes of light

*   *   *   *

રવીન્દ્રનાથ બાલ્યાવસ્થામાં ચંડીદાસ અને વિદ્યાપત્તિ વગેરે પ્રાચીન કવિઓના કાવ્યને વાંચતા હતા, અને તેમનું કહેવું છે કે આ વાંચનથી જ તેમનામાં લેખનશક્તિ જાગ્રત્ થઈ હતી. તેમણે આ કવિઓના અનુકરણ રૂપે ભાનુસિંહના નામથી કેટલીક કવિતાઓ પ્રસિદ્ધ કરી હતી, જે પ્રજામાં ઘણી જ વ મણાઇ હતી અને ભાનુસિંહ કોણ છે તે જાણવાની સર્વને જીજ્ઞાસા થઇ હતી. શાળામાં તેમનું વિદ્યાર્થીજીવન પ્રશસ્ય ગણાતું નહતું. તેમનું કહેવું છે કે તે જે શીખ્યા છે તે શાળામાંથી શીખ્યા નહતા પણ જગતરૂપી અનુભવ શાળામાંથી જ શિખ્યા હતા.

રવીન્દ્રનાથ ટાગોરને પ્રથમ જ્યારે આંતરસ્ફુરણ થયું ત્યારે તે કેવી રીતે થયું હતું તે પોતાને મુખે જ તેમણે નીચે પ્રમાણે મને જણાવ્યું હતું. 'એક દિવસે સવારે હું શાળાના આંગણામાં ઉભો હતો અને સૂર્યનો ઉદય થતો હતો. તે વખતે એકાએક જ મને કંઇ વિલક્ષણ સ્વસંવેદ્ય પ્રકાશ અંતરમાં પડતો જણાયો. આ ક્ષણે મને સમગ્ર વિશ્વઆનંદમય અને પ્રેમમય જણાવા લાગ્યું. ઝાડ, પાન, ઘર, મનુષ્ય વગેરે સર્વ જડચેતન સૃષ્ટિ મને સુખરૂપ આ ક્ષણે ભાસવા લાગી. રસ્તામાં ચાલતા મજુરોની ચાલ જોઇને પણ મને આનંદ થતો અને આ સમયે એક પણ એવી વસ્તુ નહતી, કે જે મને આનંદરૂપ ન ભાસે તથા તેના ઉપર મને પ્રેમ ન પ્રકટે. ઇશ્વરે મને આ સ્ફુરણ કરાવ્યું હશે અને તેથી તે સ્ફુરણ પૂર્ણ રૂપમાં પ્રકટે તદર્થ હું હિમાલયમાં ગયો, પણ કંઇ તેથી અધિક મને જણાયું નહિ. આ વખતે મને સ્પષ્ટ થયું, કે આંતર સ્ફુરણને માટે જે બાહ્ય વસ્તુનો મેં આધાર લીધો તે યોગ્ય નથી, એ તો અંતર્યામીની કૃપા થતાં ગમે તે સ્થિતિમાં થતું હશે.' આ સ્ફુરણને તેમણે **પ્રભાતસંગીત** નામના પદ્યોમાં સ્પષ્ટ કરવા પ્રયત્ન કરેલો છે.

તેવીશ વર્ષની ઉમરે તેમના પિતાએ તેમને તેમની જમીન વગેરે સંભાળવાનું કામ સોંપ્યું આ કામ કરવાને માટે તેમને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગંગાનદીમાં હોડીમાં બેસીને જવું પડતું હતું, અને તેથી કુદરતને અવલોકવાનો તથા ગામડાના લોકો સાથે પરિચયમાં આવતાં જનસ્વભાવનો અભ્યાસ કરવાનો સારો યોગ પ્રાપ્ત થયો હતો. આ કવિવર કહે છે, કે હું મહિનાના મહિના સુધી વિચારમાં જ ગુંથાએલો રહેતો અને કંઇ પણ બોલતો નહિ. આથી મારો અવાજ ઘણો નાનો થઇ જતો. જો કે આ સમયમાં હું લખવાનું કામ પણ કરતો હતો.

તેમને ગામડાના લોકોની અંતઃકરણની ભલી સ્થિતિ જોઇને તેમને માટે ઘણો પ્રેમભાવ જાગ્રત્ થયો હતો. તથા આ પ્રસંગે પોતાની માતૃભૂમિને માટે પણ તેમને અસાધારણ પ્રેમ જાગ્રત્ થએલો છે. તેમણે નીચે પ્રમાણે એક કવિતા પોતાની માતૃભૂમિના ઉદ્ધાર અર્થે લખેલી છે. જો કે રાજકીય સત્તાની મરજી વિરુદ્ધ કંઇ પણ લખવાથી કેવો પરિણામ આવે છે, તે તેમને અજ્ઞાત હતું, એમ નહતું.

Where the mind is without fear, and the head is held high;

Where knowledge is free;

Where the world has not been broken up into fragments by narrow domestic walls;

Where words come out of the depth of truth;

Where titeless striving stretches its arms towords perfection;

Where the clear stream of reason has not lost its way into the dreary desert sand of dead habit;

Where the mind is led forward by Thee into ever widening thought and action;

Into that heaven of freedom, my Father, let my country awake."

(અપૂર્ણ.)






**જગતને તે મનુષ્યોની જરૂર છે કે જે—**

પૈસાને માટે પોતાના અંતઃકરણને વેચતા નથી,
પોતાના શબ્દોને પાલન કરવાના આગ્રહવાળા હોય છે,
પોતાના ચારિત્ર્યને દ્રવ્યાદિથી અધિક મૂલ્યવાન્ સમજે છે
સ્વતંત્ર અભિપ્રાયને દર્શાવવાના ધૈર્યવાળા હોય છે,
આગ્રહ, નિશ્ચય અને ધૈર્યને ધારણ કરનાર હોય છે;
આરંભેલા કાર્યને પૂર્ણ કરનાર હોય છે,
અસદાચરણને મરણાંતે પણ આચરતા નથી,
ઉચ્ચ લક્ષ્યને સતત સેવનાર હોય છે,
કર્તવ્યને ધર્મરૂપ સમજનાર હોય છે,
પ્રપંચ, અનીતિ, અન્યાયઆદિથી રહિત હોય છે,
ઉદાર અંતઃકરણસંપન્ન હોય છે,
ખોટાને ખોટું જાણ્યા પછી તેને તરત ત્યજી દેનાર હોય છે,
સત્ય વસ્તુનો સ્વીકાર કરવામાં સદા તત્પર હોય છે,
સ્વાત્મ પ્રતિષ્ઠાનો નાશ કરતા નથી,
કાપુરુષ નથી,
પૂર્ણ પ્રમાણિકપણે વર્તે છે,
ગાડરીયા પ્રવાહમાં ભળી જનાર નથી,
પરાર્થે સ્વાર્થનો ભોગ આપનાર હોય છે,
પોતાનો ડાબો હાથ શું કરે છે તે જમણા હાથને જણાવવાના સ્વભાવવાળા હોતા નથી,
પ્રશંસા કે કીર્તિની ખાતર કામ કરનાર નથી,
સર્વદા નિમકહલાલ હોય છે,
સુખદુઃખમાં સમવૃત્તિને ધારણ કરી શકે છે,
દુઃખમાં ધૈર્ય ધરીને આગળ વધનાર હોય છે,
પોતાની મહત્તાને કર્તવ્ય કરવામાં ભૂલી જનાર હોય છે,
દંભથી સર્વદા રહિત રહેનાર હોય છે,
પોતાનો દોષ જણાતાં તેનો સ્વીકાર કરનાર હોય છે,
સાદું જીવન ગાળનાર અને ઉચ્ચ વિચારને સેવનાર હોય છે,
આર્જવતાથી યુક્ત હોય છે,
ઇંદ્રિયોને વશ વર્તાવનાર હોય છે,
સાચા પ્રેમને હૃદયમાં ધારણ કરનાર હોય છે,
પ્રાણીમાત્રને અભય આપનાર હોય છે,
પોતાની ઉન્નતિ સાધી અન્યની ઉન્નતિમાં સાહાય્ય કરનાર હોય છે,
પોતાના જીવનને સ્ફટિક સમાન શુદ્ધ રાખનાર હોય છે,
આત્મદૃષ્ટિથી અન્યને જોનાર છે.

---

# प्रसंगानुरूपम्.

——પ્રિય વાચક ! તમારૂં આ નવીન વર્ષમાં પરમાત્મસત્તા સર્વ પ્રકારે હિત સાધો, એવી લેખકની સાચા ભાવપૂર્વક શુભેચ્છા છે.

——સમય પોતાનું કાર્ય વિલક્ષણ રીતે કર્યે જાય છે. ક્ષણ, ઘટિ, પ્રહર, અને દિવસરાત્રિ કરતાં કરતાં વર્ષો વીતી જાય છે. આ વિલક્ષણ રીતે નિત્ય વહેતા સમયમાં જે પોતાનું કર્તવ્ય સાવધાનતાપૂર્વક કરી લે છે તે જ પ્રગતિને પામે છે, તે જ દુઃખને દહે છે, અને તે જ સુખશાંતિને વરે છે.

——પ્રિય ભાઇ ! તમે બને તેટલી સાવધાનતાપૂર્વક તમારા કર્તવ્યને ઉત્તમ પ્રકારે આ નૂતન વર્ષમાં સાધજો અને ઈપ્સિતાર્થને સત્વર પામજો. ખરૂં છે કે આરંભમાં અખંડ સાવધાનતા રહી શકતી નથી, પણ અભ્યાસ પડતાં પછી અખંડ સાવધાન રહી શકાય છે, તેથી આરંભમાં આપણાથી બની શકે તેટલી સાવધાનતા સેવીને પ્રાપ્ત કર્તવ્યને કરવાનો અભ્યાસ પાડવો હિતકર છે.

——આ જગતમાં એવી કોઇ વસ્તુ નથી કે જે પ્રયત્નવડે ન સિદ્ધ થાય ઉદ્યમ પ્રયત્ન કરનાર ઈપ્સિત વસ્તુને પ્રાપ્ત કરે છે જ. તેથી ઈપ્સિતાર્થની સિદ્ધિઅર્થે પ્રયત્નની પણ આવશ્યકતા છે, અને આ પ્રયત્ન પણ એવો થવો જોઇએ, કે તે કાર્યસાધક હોય. જે પ્રયત્ન ફળનું દર્શન ન કરે, તે પ્રયત્નમાં કંઇ અપૂર્ણતા છે એમ જાણવું; અને તે અપૂર્ણને શોધીને તેને દૂર કરીને પ્રયત્નને અર્થસાધક કરવો એ પણ પ્રયત્ન કરનારે કરવાયોગ્ય છે.

——તોપણ કયા અને કેટલા પ્રયત્નથી, કયું ચે કયા ફળ કેટલા સમયમાં મળશે, કયું ફળ આપણને વાસ્તવ સુખશાંતિને આપશે અને કયું ફળ આપણને મિથ્યા સુખથી જોડશે કે આપણા ઈપ્સિત ફળને વિલંબે પ્રકટાવશે કે અવિલંબે; એ વગેરે અનેક બાબતો જીવદશામાં પૂર્ણ અંશમાં જાણી જતી નથી; તેથી સર્વદા પરમાત્મસત્તાનો આશ્રય સેવો જીવોને માટે હિતકર મનાયો છે. તેથી પ્રાપ્ત કર્તવ્યને કરતાં મનુષ્યોએ પ્રધાનપણે પરમાત્માના અનુગ્રહને પ્રાપ્ત કરવો ઘટે છે. અને આ અનુગ્રહ પ્રાપ્ત કરવાને પરમાત્મપરાયણવૃત્તિથી તેમનું .સ્મરણ ચિંતન ભક્તિભાવવડે નિત્ય કર્તવ્ય છે આ પ્રમાણે પરમાત્માના અનુગ્રહને પ્રાપ્ત કરનાર વ્યવહાર પરમાર્થને ઉત્તમ પ્રકારે અલ્પ સમયમાં સાધી શકે છે અને જે સ્થિતિમાં સ્થિત થવાથી કૃતકૃત્ય થઇ કહેવાય છે તેવી પરિણામી સ્થિતિને પ્રાપ્ત થઇ રહેછે. તેથી આ નૂતન વર્ષમાં પ્રધાનપણે શ્રીપરમાત્માનુગ્રહને પ્રાપ્ત કરવારૂપ અને ગૌણપણે પ્રાપ્ત કર્તવ્યને કરવારૂપ યત્નને સેવશો અને વિવિધ ક્લેશોના પરામર્શપૂર્વક જીવન્મુક્ત દશામાં સ્થિતિ કરી રહેશો, અને આ માનવતનુને સફળ કરશો.

——ગયા વર્ષમાં પ્રાતઃકાલ કેટલાંક પ્રતિબંધોથી અનિયમિત નીકળી શક્યું છે, પરંતુ આ વર્ષમાં ઈશ્વરકૃપાથી તે નિયમિત નીકળશે, તેમ છતાં કવચિત્ વિલંબ થાય તો તેને માટે ક્ષંતવ્ય દૃષ્ટિથી જોશો.

——ગયા વર્ષમાં ભેટનું પુસ્તક ગ્રાહકોને મળી જાય એવી પ્રબળ ઇચ્છા છતાં તે પ્રમાણે બની શક્યું નથી, જેને માટે તંત્રી ક્ષમા ઇચ્છે છે. કોઇ કોઇ પ્રસંગે Man pro-

પણ બને છે અને તે જ પ્રમાણે આમાં પણ બન્યું છે. પરંતુ હવે એકાદ માહનામાં તે તૈયાર થઇ જશે જ. કારણ તેને છપાવવાનું કાર્ય શરૂ થઇ ચુકયું છે.

——ગયા વર્ષનું ભેટનું પુસ્તક ગયા વર્ષમાં જ આપવું જોઇએ, પણ તે પ્રમાણે ન બન્યાથી કાર્તિક–માર્ગશીર્ષના નવા અંક વી. પી. કરવામાં આવશે નહિ, પણ એમને એમ ગ્રાહકો ઉપર બીડી દેવામાં આવશે, અને ભેટનું પુસ્તક તૈયાર થતાં તેને જ વી. પી. કરવામાં આવશે.જેમનું ગયા વર્ષનું લવાજમ બાકી હશે તેમનાઉપર તે લવાજમ સાથે વી. પી. કરવામાં આવશે. ભેટના પુસ્તકનું પોસ્ટેજ આ વખતે ચઢશે એટલે એક રૂપૈયા દશ આનાનું વી.પી. કરવામાં આવશે.

પરમાત્મા વાચકોનું અનેક રીતે હિત સધાય તેવા લેખો લખી શકે તદર્થે લેખકની મતિમાં અલૌકિક જ્ઞાન પ્રકાશ ઉત્તરોત્તર પ્રેરો, અને ઉત્તમ પ્રકારે વાચકોનું હિત સધાવો, એ જ તેમના પ્રતિ અંતિમ અભ્યર્થના છે.



## જર્મન સરકારનો બર્લીન શહેરની વ્યવસ્થામાટે કાઢેલો હિતકર હુકમઃ—

હમણા જર્મનીમાં રાજ્યસત્તા તરફથી બર્લીન શહેરમાટે નીચે પ્રમાણે હુકમ બહાર પડયો છે. શહેરના રસ્તાઓ તદન સ્વચ્છ રહેવા જોઇએ, વ્યવસ્થાવાળા રહેવા જોઇએ તથા તેમાં શાંતિ રહેવી જોઇએ. રસ્તામાં ચાલતાં જમીનને સ્પર્શ થાય અને તેમ થતાં તેને ધુળ ચોટે એવો લાંબો સ્ત્રીઓએ પોશાક પહેરવો ન જોઇએ. રસ્તામાં ચાલતાં ચાલતાં છત્રી કે લાકડી કોઇએ આમતેમ ઉછાળવી ન જોઇએ. નકામા કાગળો, ફળનાં છોડાં, ખીચાં, નકામાં શાક ભાજી, બીડીઓનાં ખોખાં વગેરે ચીજો રસ્તામાં નાખવી ન જોઇએ; મનુષ્યોએ રસ્તામાં એક ઠેકાણે નકામા ભટકયા કરવું ન જોઇએ. રસ્તામાં કોઇએ સીસોટી વગાડવી નહિ; મોટેથી ગાવું નહિ; ચીસ કે બૂમ પાડવી નહિ તથા મોટેથી બરાડા પાડીને વાતચિત કરવી નહિ; પોતાના ઘરમાં સંગીત ચાલતું હોય ત્યારે બારણાં બંધ રાખવાં; ગાડીઓ તથા મોટોર હાંકનારે વધારે અવાજ ન થાય તેવી રીતે હાંકવી જોઇએ અને માર્ગમાં કેવલ શાંતિ, સ્વચ્છતા તથા વ્યવસ્થા સચવાય તેવી રીતે દરેક મનુષ્યે વર્તવું જોઇએ.

આપણા દેશમાં પણ આવો હુકમ નીકળવાની જરૂર છે જ. કારણ કે શહેરમાં રહેનારને ઉપરની બાબતોનો હંમેશાં ઘણો ત્રાસ થાય છે.

**ઠંડા પાણીએ સ્નાન કરવું કે ગરમ પાણીએ ?**—ઠંડા પાણીથી વિશેષ લાભ થાય છે એમ માનીને કેટલાક મનુષ્યો, કે જે ઠંડા પાણીએ સ્નાન કરી શકે તેવી સ્થિતિમાં હોતા નથી તે પણ ઠંડા પાણીએ સ્નાન કરે છે અને હાનિને સહન કરે છે. ઠંડા પાણીએ સ્નાન કર્યા પછી તરત જ શરીરમાં ગરમી જો ન આવતી હોય તથા ઠંડી લાગતી હોય તો કદી પણ ઠંડા પાણીએ સ્નાન ન કરવું પણ ગરમ પાણીએ જ સ્નાન કરવું હિતકર છે. પછી જ્યારે પ્રકૃતિ વધારે સુદૃઢ થાય ત્યારે જ ઠંડા પાણીએ સ્નાન કરવું. સારી પ્રકૃતિવાળા મનુષ્યોએ પણ અઠવાડીયામાં એક વખત ગરમ પાણીએ સ્નાન કરવાની જરૂર છે. કારણ કે તેથી ત્વચાનાં છિદ્રો અધિક ખુલ્લાં થાય છે.

---

**કવીનાઇનથી બહેરાપણું આવે છે એ વાર્તા ખરી છે શું ?**—અંગ્રેજો સાથેનો સંબંધ આપણને થયા પછી અંગ્રેજી દવાઓનો ઘણો પ્રચાર વધી પડયો છે. ઠેકાણે ઠેકાણે વધી પડેલી દાક્તરોની સંખ્યાથી તથા તેમના ધમધોકાર ચાલતા ધંધાથી એ સ્પષ્ટ થાય છે જ, કે અંગ્રેજી દવાનો વપરાશ આપણા દેશમાં ઘણો વધ્યો છે જ. પરંતુ પૂર્વે આ દાક્તરો ન હતા ત્યારે પ્રજાનું આરોગ્ય અવશ્ય વધારે સારૂં હતું જ. અમારૂં માનવું છે કે ઘણા પૈસા ખરચીને અંગ્રેજી દવાઓ વાપરીને શરીરને ખરાબ કરવા કરતાં કોઇ કુશળ વૈદ્ય મારફતે દેશી દવાઓ વાપરવી, એ આપણી પ્રજાને વધારે હિતકર છે. પરંતુ પ્રજાનો એક દિશાપ્રતિ જ્યારે વેગ હોય છે ત્યારે સર્વ સહજ તે દિશામાં જ ગાડરીયા પ્રવાહની પેઠે વહે છે. તાવ આવતાં અનેક મનુષ્યો આજે કવીનાઇનનો છુટથી વાપરે છે. તેમ જ ઘણા મનુષ્યો તો કવીનાઇનને 'ટોનીક' એટલે પુષ્ટિપ્રદ ઔષધતરીકે પણ હંમેશાં વાપરે છે, પણ અનેક મનુષ્યોને ખબર નથી કે, કવીનાઇનના વધારે વપરાશથી સાંભળવાની શક્તિ ઓછી થાય છે. બીજી પણ હાનિઓ થતી હશે પણ બહેરાપણું તો અવશ્ય આવે છે, એમ આ સંબંધમાં શોધ કરનાર પાશ્ચાત્ય દાક્તરોનું માનવું છે. વીએનામાં સોળ વર્ષની એક છોકરીને તાવ આવવાથી તેણે અર્ધા કલાકમાં ત્રીશ ગ્રેન કવીનાઇન લીધું હતું. બે કલાક પછી તેનું માથું દુઃખવા લાગ્યું તથા બન્ને કાનમાં અવાજ સંભળાવા લાગ્યો. તેણે ધાર્યું, કે હવે તાવ મટયો છે તો આ અવ્યવસ્થા એક બે દિવસમાં જ મટી જશે. પરંતુ તે પ્રમાણે ન મટવાથી તેણે તરત જ ત્યાંના પ્રસિદ્ધ દાક્તર પ્રો૦ પોલીટઝરને પોતાનો કાન બતાવ્યો. આ દાક્તરે તેનો કાન તપાસીને જણાવ્યું, કે તેના કાન હવે સુધરી શકે તેવી સ્થિતિમાં નથી. અને આજ પ્રમાણે અનેક મનુષ્યોના સંબંધમાં બકરી કાઢતાં ઉંટ પેસી જાય છે જ. તેથી કવીનાઇનનો વારંવાર ઉપયોગ કરનારે સાવધાન રહેવાની ઘણી અગત્ય છે.

---

**મોટામાં મોટી નવલકથાઃ**—કીઓંગ ટી. બાકીન કરીને જાપાનના એક લેખકે એક નવલકથા લખી છે. જેના ૧૦૬ ભાગ તેણે બહાર પાડ્યા છે. આ નવલકથા ૧૮૫૨ માં તેણે શરૂ કરી હતી અને છેલ્લો ભાગ તેણે આ વર્ષે જ પૂરો કર્યો છે. દરેક ભાગનાં એક હજાર પૃષ્ઠ છે અને દરેક પૃષ્ઠમાં ૩૦ લીટીઓ છે તથા દરેક લીટીમાં ૧૦ શબ્દ છે. આ હિસાબે તેણે આજસુધીમાં ૧૦૬૦૦૦ પૃષ્ઠ, અથવા ૩૧૮૦૦૦૦ લીટીઓ અથવા ૩૮૧૦૦૦૦૦ શબ્દો લખ્યા છે. આ નવલકથાનું વજન ૧૩૦ રતલનું છે।

---

**ઉંચા વધવાના બની શકે તેવા સરળ ઉપાયો:**—જ્યાંસુધી સ્ત્રીપુરુષોની ઉત્તરાવસ્થા થઇ નથી ત્યાંસુધી તે ઉંચા વધી શકે છે. આ વાત માત્ર અનુમાનથી કે કલ્પનાથી જણાવવામાં આવતી નથી પણ પ્રયોગ સિદ્ધ થયા પછી જ જણાવવામાં આવે છે. ઉંચા વધવા ઇચ્છનારે, લાંબા ચત્તા સુઇને શરીરને ખેંચતા હોય તેવી કસરત કરવી, તથા દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયા નિત્ય કરવી. રાત્રે સૂતી વખતે ટુંટીયાં વાળીને સુઇ ન જવું. બેસવું ત્યારે છાતી કાઢીને સીધા ટટાર બેસવું તથા ચાલતી વખતે પણ કરોડને તદ્દન સીધી રાખીને હંમેશાં ટટાર ચાલવું. આરામ ખુરશીમાં પડયા રહેવાની તથા 'ટેબલ' ઉપર વાંકા વળીને લખવાની ટેવને દૂર કરવી. આપણામાં સ્ત્રીઓ સાસરે જાય છે ત્યારે તે જલદી વધી જાય માટે તેમને કોપરૂં ખવરાવવાનો રિવાજ છે, તે પણ લાભ કરનાર છે અને અજમાવી જોવા યોગ્ય છે. બાળકોને નાનપણથી સીધા ટટાર બેસવાની તથા સીધા ટટાર ચાલવાની ટેવ પાડવાની જરૂર છે, અને માતાપિતાએ આ સંબંધમાં ખાસ કાળજી રાખવાની છે; કારણ કે આ વિના તેના બીજા લાભ પણ ઘણા છે.

---

**માતા બાળકોને રડતાં છાનાં રાખવાનો શું ઉપાય કરે છે?**—આપણા દેશમાં સેંકડે ૯૦-૯૫ ટકા માતાઓ બાળક જ્યારે રડે છે ત્યારે તેને છાનું રાખવાને તેને ધવરાવે છે. બાળકને જરાક કંઇક થાય છે, અને તે રડે છે તો માતા તેને ખોળામાં લેઇને ધવરાવે છે. આ પ્રમાણે સેંકડો પ્રસંગે તે બીજું કંઇ જ કરતી નથી, પણ તેને ધવરાવે છે, અને તેથી તેને દિવસમાં અનેક વખત ધવરાવવાનો પ્રસંગ બને છે. બાળકોની પ્રકૃતિ બગડવામાં આ જ કારણ છે. તેથી બાળકોને દિવસમાં ત્રણ કે ચાર વાર ધવરાવવાનો સમય હોય તે જ સમયે ધવરાવવાં અને બાકીના સમયમાં તે રડે તો તેમને બીજી રીતે છાનાં રાખવાનો પ્રયત્ન કરવો, પણ ધવરાવવાં તો નહિ જ.

---

**દુધના ડબા બાળકોમાટે વાપરવા હિતકારક છે કે કેમ?**—જ્યારથી પાશ્ચાત્ય દેશોનો આપણા દેશસાથે સંબંધ થયો છે અને જ્યારથી તે દેશોનો વ્યાપાર સંબંધ આપણા દેશસાથે જોડાયો છે ત્યારથી જેમ આપણા દેશને કેટલાક લાભ થયા છે તેમ ઘણી હાનિઓ પણ થઇ છે. આપણા દેશમાં કેટલાક સમયથી દુધના ડબા પાશ્ચાત્ય દેશોમાંથી આવવા લાગ્યા છે અને અનેક મનુષ્યો તે પોતાનાં બાળકોને આપે છે. આ મુર્ખાઇ નથી તો બીજું શું છે? હજી આપણા દેશમાં ગામડામાં અનેક મનુષ્યો ઘેર ગાય ભેંસ રાખી શકે છે તથા શહેરમાં પણ ગાય તથા ભેંસનું દુધ મળી શકે છે, તેવા સ્થાનમાં તાજું દુધ બાળકોને આપવાને બદલે છ મહિના બાર મહિના કે તેથી વધારે સમયઉપર ભરેલા દુધના ડબાનો ઉપયોગ બાળકમાટે કરવો એ કોઇ રીતે હિતકર નથી જ. કોઇ કોઇ મનુષ્યો વળી આ ડબાના એટલા શોખીન હોય છે કે તે ચાહા બનાવે છે તેમાં પણ આ દુધના ડબાનું દુધ નાખે છે. પોતાના દેશમાં મળતું તાજું દુધ વાપરવાને બદલે વાસી દુધના ડબાનો ઉપયોગ કરવો એ બુદ્ધિની મંદતા નથી તો બીજું શું છે!

---

# विचित्र बाळक.

( હિંદી સરસ્વતી માસિકપરથી. )

ચિલકપુરા, પોસ્ટ અતરોલી જીલ્લા અલીગઢમાં એક હજામને ત્યાં ઑક્ટોમ્બર માસમાં એક બાળક જન્મ્યું છે. જેને બે માથાં ચાર હાથ ચાર પગ છે. આ બાળકને જોવામાટે મોટી જાત્રા ભરાય છે અને તેને જોવાનો વખત પ્રાતઃકાળે ૭ થી ૧૦ અને બપોરના ૨થી રાત્રિના ૧૦ સુધી રાખવામાં આવ્યો છે. આ બાળકના બાપનું નામ બંસી છે અને દાદાનું નામ કલ્યાણ છે. જ્યારે આ બાળક જન્મ્યું ત્યારે તેની માતા ઘણું જ ગભરાઈ અને તેને જોસમાં તાવ આવ્યો અને તે બિચારી હજુ બેહોશ જ છે. બાપ પણ ગભરાયો તેને લોકોએ સમજાવી ધીરજ આપી. બીજે દિવસે ધર્મપુરના લોકો ત્યાં ગયા અને તેઓએ તે બાળકની રક્ષા માટે બંદોબસ્ત કરી કંઈક પૈસા પણ આપ્યા, એટલે કે તે બાળકના તેઓ સંરક્ષક બન્યા. આ બાળક પુરા નવ મહિના અને નવ દિવસે જન્મ્યું હતું. જ્યારે આ બાળકનો જન્મ થયો ત્યારે ઘરમાં કોઈ બીજું માણુસ નહોતું, માટે તે વખતની સ્થિતિનું વૃત્તાંત મળવું મુશ્કેલ છે. આ બાળકને જુદાં બે માથાં છે. નાભીથી ઉપરનો સઘળો ભાગ પૃથક છે. નાભીથી નીચેનો ભાગ કે જ્યાંથી બે પગનું જોડાણ થાય છે ત્યાંથી મળમુત્ર વિસર્જન થાય છે. તે બાળકને સ્ત્રી યા પુરૂષના ચિન્હ મુદ્દલે નથી. ઉપરથી કંઈ જ જોડાણ દેખાતું નથી પણ નીચેથી છે. હવે આ બે બાળકમાં એક માંદું હતું અને બીજું સાજું હતું. આમ થવાનું કારણ માબાપના રજો-વિર્યાદિકની ન્યુનતાથી યુગ્મ બાળક બનવામાં ન્યુનતા રહી હોવી જોઇએ. જેથી આવાં જોડકાં બાળક ઉત્પન્ન થયાં. બાળકની શ્વાસ નળી પણ જુદી જુદી છે. ઉદર પણ બે છે. પણ બન્નેનો મેળાપ એક નાભીમાં થયો છે. બાળકની સ્થિતિ સારી નહતી. એક ઉંઘમાં હતું ત્યારે બીજું કોઈક કોઈક વખત આંખ ઉઘાડતું હતું. આ બાળકને દુધ એક અસકત આપાનું પાવામાં આવે છે. બાળકને જોનારા એમ કહે છે કે તે બાળક દિનપરદિન અશકત થતું જાય છે. સાથે જોવા ગયેલા સોમ ગુપ્ત વૈદ્યે ચિકિત્સા કરી જણાવ્યું જે આ બાળક ઝાઝો વખત બચી નહીં શકે. આ બાળકને નપુંસકજ કહેવું જોઈએ. વળી ત્યાં આ બાળક જોવાને મેળો ભરાતો હોવાથી કોઇ દયાવાને યાત્રાળુઓ માટે પરબ પણ બેસાડી છે.

---

**વિજળીના પંખાથી લાભ છે કે હાનિ ?**—આપણા દેશમાં ઘણે ઠેકાણે આજે વિજળીના પંખાનો પ્રચાર વધ્યો છે. પરંતુ ફ્રાન્સના એક બે વિજ્ઞાનવિદો પ્રયોગપૂર્વક જણાવે છે કે આ પંખાથી લાભ નથી, પણ હાનિ જ છે. કારણ કે આ પંખાથી હવા ઠંડી રહે છે, પણ નવી હવા કંઇ આવતી નથી અને તેથી અનેક જંતુવાળી હવાને તે પુનઃ પુનઃ જે આ પંખાનો ઉપયોગ કરે છે તેમના શ્વાસમાં દાખલ કરે છે. તેથી આ પંખાઓ વાપરવા હિતજનક નથી. તેમ છતાં જેમને પૈસાનો વ્યય કરવો હોય કે જે કરી શકે તેવી સ્થિતિમાં હોય તેમણે આ પંખાની સાથે ' ઓઝોન જનરેટર ' (or one generator) નો ઉપયોગ કરવો કે બહારની દીવાલમાં ' એગ્ઝોસ્ટ ફેન ' ( Exhaust fan ) લગાડવા કે જેથી અંદરની ખરાબ હવાને તે બહાર કાઢી નાખે.

---

## કામ કરવાની વ્યવસ્થા શું શું કરે છે ?—

મગજને પરિશ્રમરહિત તથા સ્વચ્છ રાખે છે;
ઉદ્યોગની વૃદ્ધિ કરે છે;
ખરચનો ઘટાડો કરે છે;
વિજયને દર્પણની પેઠે દર્શાવે છે;
અધિક પ્રમાણમાં કામ કરાવે છે;
કાર્યસિદ્ધિને સદા વરાવે છે,
થાકને હમેશાં દૂર રાખે છે;
આરોગ્યની વૃદ્ધિ કરે છે;
ઉત્તરોત્તર પ્રગતિને સધાવે છે;
માનસ સ્વાસ્થ્યનો અનુભવ કરાવે છે;
અનિર્વેદવાદને શીખવે છે;
તાબાના મનુષ્યોનો સંબંધ અધિક ટકાવે છે;
પ્રતિષ્ઠાને વધારે છે;
વ્યાવહારિક અનીતિથી બચાવે છે;
કઠિનતાને સરળતામાં પરિણામ પમાડે છે;
અંતર્માં રહેલા કાર્યસાધક બળને બહાર પ્રકટ કરે છે;
સામાન્ય મનુષ્ય પાસે પણ તે અસાધારણ કાર્ય કરાવે છે;
આત્મશ્રદ્ધા તથા આત્મપ્રતિષ્ઠાનો ઉદય કરે છે;
મનુષ્યની મહત્તામાં વૃદ્ધિ કરે છે;
અધિક પરિશ્રમથી બચાવે છે;
લક્ષ્યસ્થાને સત્વર પહોંચાડે છે;
શી ન્યૂનતા છે તથા કયાં અપૂર્ણતા છે, તેનું સદા ભાન કરાવે છે,
કાર્યને પરિપૂર્ણ કરાવે છે;
શરીર, મગજ તથા મનનો ઘસારો થતો અટકાવે છે;
ભય, ચિંતા, ગ્લાનિ, વગેરેથી દૂર રાખે છે;
સમયનો સદુપયોગ કરતાં શીખવે છે;
પ્રવૃત્તિમાં રહેતાં છતાં નિવૃત્તિને આપે છે;
સંબંધી તથા મિત્રો વગેરેના સંબંધનું પાલન ઉત્તમ પ્રકારે કરાવે છે;
નિરંતર પ્રસન્નતાનો અનુભવ કરાવે છે;
કોઈ પણ કાર્ય સિદ્ધ કરવાની કળાને હસ્તગત કરે છે;
અન્યની પ્રીતિ સંપાદન કરાવે છે;
શાંતિનું સર્વ સમયમાં રક્ષણ કરાવે છે;
જગતને સુખરૂપ જણાવે છે.

---




# अर्वाचीन मानसशास्त्रानुसार बालशिक्षण.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૨૭૮ થી. )

તમારાં બાળકોને કોઇ વ્યથા થાય તો તેને ગંભીર રૂપ ન આપો, પણ એમાં શું છે એ તો હમણા જ મટી જશે વગેરે કહીને તેમને તેના વિષે જેમ ઓછું ભાન થાય તેમ કરો. આ પ્રમાણે નહિ કરનાર માતાપિતા પોતાનાં બાળકોને સહજ સહજમાં ભારે વ્યથાનું ભાન કરતાં કરી મૂકે છે અને તેમનું આખું જીવન બગાડે છે.

એક પ્રસંગે શાંતાની કરોડમાં સખત વાગ્યું હતું. તેની આ વ્યથા સહજ ન હતી. તેને દાક્તરને બતાવવામાં આવી, પણ તેમાં તે કંઇ જ કરી શકે તેમ ન હતું; અને તેથી માનસઘોતનવડે તેને આરામ કરવાનો એક જ માર્ગ હતો. પરંતુ હું તેના ઉપર ઘોતન કરૂં તેના કરતાં તે જો પોતાની મેળે આત્મઘોતન કરે તો તેને સત્વર લાભ થવાનો સંભવ હતો. તેથી મેં તેને ધૈર્યથી આ માનસશાસ્ત્રના સિદ્ધાંતને ધારણ કરવાનું તથા તેને આ પ્રસંગે અમલમાં મૂકવાનું સૂચવ્યું. પરંતુ તેને કષ્ટ વિશેષ થતું હતું, અને તેથી તે હું મારા વિચાર તેને જણાવતી તે પ્રસંગે તેને તે હાજી હા કરીને સાંભળતી પણ તેને તે ધારણ કરી શકતી નહિ. તેથી મેં તેને કહ્યું કે જ્યાંસુધી તું મારી સાથે હૃદયથી તારૂં દરદ મટાડવાને નહિ ભળે ત્યાં સુધી તારૂં દરદ સત્વર મટનાર નથી. મારો આ વિચાર તેને ઠીક લાગ્યો અને તેથી તેણે મારા કહેવા પ્રમાણે કરવા માંડ્યું અને થોડા જ દિવસમાં તેનું દરદ તદ્દન મટી ગયું. વળી તેનું દરદ મટી ગયું તેથી તેને મારા વિચારોમાં શ્રદ્ધા પ્રકટી અને તે વિચારો તેને અધિક દૃઢ થયા.

આપણે જાણીએ છીએ કે બાળકો કંઇ જ સમજતાં નથી, પણ તેમ હોતું નથી. તે સર્વ સમજી શકે તેમ હોય છે જ. તેમનું શરીર નાનું હોય છે પણ તેમનો આત્મા નાનો હોતો નથી. માતાપિતાએ જે કરવાનું છે તે એ જ છે કે તે સમજી શકે તેવી ભાષામાં તેમને જે જણાવવું હોય તે જણાવવું. અને આ જો માતાપિતાને આવડે છે તો પછી જેવા કઠિન સિદ્ધાંતો તેમને સમજાવી શકવા હોય છે તેવા સમજાવી શકાય છે તથા તેમના મનમાં દૃઢ કરી શકાય છે. પરંતુ માતાપિતાએ આ બાબતનો વિચાર જ કર્યો હોતો નથી, તેથી તેમને આ બાબત અશક્ય કે અતિ કઠિન ભાસે છે. કુશળ માતાપિતા બાળકને ઇચ્છે તેવાં કરી શકે છે.

આગળ જણાવ્યા પ્રમાણે નરેન્દ્ર નાનો છતાં મારા વિચારોને તે જલદી ધારણ કરી લેતો તથા તે પ્રમાણે તે વર્તતો. એક વિચારને ધારણ કરી રાખવાની તેનામાં અદ્ભુત શક્તિ હતી. જે વિચારને તે ધારણ કરતો તે વિચારને તે સિદ્ધ કરતો ત્યારે જ તે વિરમતો. તેને કોઇ વસ્તુ જોઇતી હોય તો તેને માટે તે ઇચ્છા કરતો, તે ઇચ્છાને તે સતત સેવ્યા કરતો અને જ્યારે તે વસ્તુ તેને મળતી ત્યારે તે આવી પાછો રાજી થતો આવતો અને કહેતો

કે જુઓ મા ! આ વસ્તુની મને જરૂર હતી, તેથી હું તેની ઇચ્છા કર્યા કરતો હતો અને મને તે આજે મળી છે.

હું તેને તેના આ શબ્દો સાંભળીને કહેતી ભાઇ ! તારૂં કહેવું ખરૂં છે. આપણને જે જે જોઇએ તે સર્વ મળી શકે તેમ છે જ. માત્ર આપણે શ્રદ્ધાથી તેમ માનવું જોઇએ તથા તેની માગણી હકપૂર્વક કરવી જોઇએ જો આપણી સાચી ઇચ્છા હોય છે તો આપણને આપણી ઇચ્છાપ્રમાણે વસ્તુઓ મળે છે જ. જે પોતાને નિર્ધન માને છે તે નિર્ધન રહે છે, અને જે શ્રીમાન્ માને છે તે શ્રીમાન્ થાય છે. મનુષ્ય જેવો ધારે છે તેવો તે થઇ શકે છે. મનુષ્યને જેની જેની ઇચ્છા થાય તે સર્વ મેળવવાનો તેને પૂર્ણ હક્ક છે.

જાણે મારા કહેવાના ભાવને પૂર્ણ અંશમાં સમજી શકતો હોય તેમ નરેન્દ્રે કહ્યું, હા મા, તમે ખરૂં કહો છો. હવે હું મારે જે જે જોઇશે તેને માટે આમ જ કરીશ, અને મને તે મળ્યાવિના નહિ જ રહે.

નરેન્દ્રમાં અશ્રદ્ધા કે શંકા મને લેશ પણ જણાતાં ન હતાં, અને જે અશ્રદ્ધા અને શંકા સેવે છે તે અવિજયને જરૂર મેળવે છે જ. અનેક માતાપિતા અનેક બાબતમાં પોતાના બાળકોમાં અશ્રદ્ધા ઉત્પન્ન થાય તેવી રીતે તેમનામાં સંસ્કાર પાડે છે, જે તેમના જીવનને નિરર્થક કરી મૂકે છે જ. તમારાં બાળકોમાં અશ્રદ્ધા બીજકને કદી પણ વાવો નહિ, જો તમે તેમનાં જીવનને ઉચ્ચ કરવા ઇચ્છતા હો તો. અશ્રદ્ધા એ જ મનુષ્ય જીવનની પ્રગતિ થતી અટકાવનાર છે. તેથી તમે પોતે અશ્રદ્ધાને છાંયડે ઉભા રહેતા નહિ, અને તમારાં બાળકો તેમના જીવનમાં તેનો આશ્રય લે, એ પ્રકારનું શિક્ષણ તેમને આપતા નહિ.

તમારાં બાળકોને સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક અવલોકન કરો અને તેમનામાં કયાં કયાં શુભ બીજકો અંકુરીત થવાને ઉદ્યત-તૈયાર છે તેને જોઇને તેમને પોષણ આપો, પણ તેમને કદી પણ શોષાવા દો નહિ. અથવા તેવાં કોઇ શુભ બીજકો તમને ન જણાય તો શ્રદ્ધા, ઉત્સાહ,વીર્ય, વગેરેનાં બીજકને રોપો અને તેમને પોષીને મોટાં થવા દો. કુશલ માળી બાગમાં જે સુંદર વૃક્ષ હોય છે તેને જેમ અધિક સુંદર કરી શકે છે તેમ તેમાં જો નવીન સુંદર વૃક્ષ વાવવાં હોય છે તોપણ તે વાવી શકે છે. તે પ્રમાણે તમારા બાળકોના તનમન રૂપી ઉદ્યાનમાં જે જે સુંદર બીજકો જણાય તેને પોષણ મળે તેવી રીતે તેમની સાથે વર્તો તથા બીજાં ઉત્તમ નવીન બીજકો પણ તેમાં વાવો. નીતિ, સદાચાર,ભક્તિ,શીલ, દયા વગેરેના અનેક શુભ સંસ્કારરૂપી બીજકો બાળકોની અંતઃકરણ ભૂમિમાં રોપી શકાય છે. અને તેમને મોટા કરી શકાય છે.

એક વખતે નરેન્દ્રે નિશાળમાં કોઇ ભૂલ કરી હતી અને તેને માટે બીજો એક છોકરો તેની તે ભૂલ શિક્ષકને જણાવી દેવાનો હતો. તેથી તેણે ઘેર આવીને મને કહ્યું, કે મા ! મારાથી એક ભૂલ થઇ છે, અને તેને માટે અમુક છોકરો મારા માસ્તરને જણાવનાર છે તો મારે શું કરવું ? મેં કહ્યું, કે તેં જો નિયમને તોડયો છે તો તારે જરૂર જે શિક્ષા થાય તે સહન કરવી જ જોઇએ. પણ નરેન્દ્ર ! શું તું તે છોકરાને આ બાબત તારા માસ્તરને કહેવા દેઇશ ? શું તું તે પ્રમાણે થવા દઇશ ? જો તારી મરજી ન હોય તો હું ધારું છું, કે તે તારા માસ્તરને ભાગ્યે જ કહી શકશે. નરેન્દ્રે મારા આ શબ્દો ધ્યાનપૂર્વક સાંભળ્યા, અને તેના મગજમાં કંઇ કંઇ ફેરફાર થઇ ગયેલો મને જણાયો તથા તેના નેત્રનો ભાવ પણ ફરી ગયો. તેણે થોડી વાર જવા રહીને કહ્યું, હા હા, મા ! તે તો હું ભૂલી જ ગયો. હું તેને એ પ્રમાણે નહિ જ કરવા દઉં. હું ચોક્કસ રીતે કહી શકું છું, કે હવે તે મારા માસ્તરને આ બાબત નહિ જ કહી શકે.

પછી તે દિવસે તે નિશાળે ગયો અને સાંજે હરખાતો હરખાતો ઘેર આવ્યો અને મને કહેવા લાગ્યો, કે મા, તે છોકરો પછી માસ્તરને તે બાબત કહી શકયો નથી, કારણ કે મેં તેને મનથી તે પ્રમાણે કરવાની રજા આપી નહતી. મેં સુદૃઢપણે ધાર્યું હતું, કે તેણે આ બાબત માસ્તરને કંઇ પણ કહેવું ન જ જોઇએ. અને આ વિચારમાં હું સ્થિર રહ્યો હતો. હવે મને કોઇ કાર્ય કેવી રીતે કરવું તેની કળા હાથ આવી છે, નહિ મા ? મેં કહ્યું, હા ભાઇ ! તું ખરું કહે છે. આ જ માર્ગ કાર્ય કરવાનો છે. જો મનુષ્ય એક વિચારને કાયમ રાખી શકે છે તો તે વિચાર પ્રમાણે તે ફળને અનુભવે છે જ. માત્ર કરવાનું એટલું જ છે, કે ફળનું દર્શન થાય ત્યાં પર્યંત તે વિચારને કાયમ રાખવો જોઇએ. નરેન્દ્રે પ્રસન્ન થતાં, તથા તેના અંતઃકરણમાં એક પ્રકારનું બળ વધ્યું હોય તેવા ભાવને નેત્રમાં પ્રકટ કરતાં કહ્યું, મા, તમે ખરું કહો છો. મને જે જોઇએ છે તેના વિચારને હું સેવું છું અને મને તે મળે છે જ, એ મેં ઘણી વખત જોયું છે. મા ! મારી પેઠે બીજાં બાળકો જો કરતાં હોય તો તેમને પણ તેમની ઇચ્છેલી વસ્તુ મળવી જ જોઇએને ? મેં કહ્યું, હા, ભાઈ ! તેમને તે મળવી જ જોઇએ.

પોતાના વિચારને પુષ્ટિ મળતાં નરેન્દ્રને અંતરથી અત્યંત આનંદ થયો અને તે આનંદને અનુભવતો તે પ્રસન્નતાથી રમવા લાગ્યો. ( અપૂર્ણ. )

— —




## प्रेमस्वरुप.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૪૫૨ થી. )

તમને શંકા થશે કે ત્યારે ધનઉપર પ્રેમ રાખવો તે યોગ્ય છે ! વિવિધ વિભવોમાં સ્નેહ રાખવો તે યોગ્ય છે ? હા. તે અયોગ્ય નથી. તમે એમ માનો છો કે તમે ધનઉપર પ્રેમ નહિ બતાવો, અને તમારા સંમુખ રૂપૈયાનો ઢગલો કરવામાં આવે તો તેપ્રતિ પુંઠ ફેરવીને ઉભા રહ્યા એટલે તમારો ધનપ્રતિનો પ્રેમ નષ્ટ થયો ? એમં માનતા હો તો તે અધિક યોગ્ય નથી. તમારો ધનપ્રતિનો પ્રેમ વાસ્તવે અયોગ્ય નથી. ધનમાં રહેલો પરમાત્માનો અંશ જ તમને તે પ્રેમ કરાવે છે. માત્ર તમારે જે જાણવાનું છે તે એટલું જ છે કે ધન કરતાં વિશેષ ઉંચી જાતનો એક પદાર્થ છે કે જે ધન કરતાં વધારે સુખ આપી શકે તેમ છે. પરંતુ આ તમારા અંતઃકરણમાં ક્યારે યથાર્થ દૃઢ થશે ? ત્યારે જ કે જ્યારે તમે આ ધનનો ઉપભોગ કર્યો હશે અને તે ધનથી ઉત્પન્ન થતા લાભાલાભ જાણ્યા હશે. તેના ખરા ગુણ જાણ્યાવિના કદાચ તમારી વૃત્તિપાસે મારીમચડીને આગળ પગલું ભરાવશો તો તે પ્રસંગે ભરશે, પરંતુ તે ધનમાં રહેલી તમારી ગુપ્ત વાસના તમને આગલા પગથીયે જ પીને બેસવા દેશે નહિ અને પુનઃ દ્વિગુણ વેગથી, જેમ એક મીણબત્તીના ' સ્ટેંડ ' માંની ' સ્પ્રીંગ ' ઉપર જોઇએ તેથી વધારે મોટી મિણબત્તી મૂકી દબાવતાં અંદર ન પેસવાથી બમણો વેગ કરી, તે મિણબત્તીને અંદરની સ્પ્રીંગ જોર કરીને બહાર ઉછાળી કાઢે છે તેમ, તમારી અતંરની ગુપ્ત વાસના, જે વૃત્તિને તમે હાલ દબાવીને અંતર અર્થાત્ અન્ય પદાર્થમાં પેસાડવા યત્ન કરો છો તેને એકદમ બહાર કાઢશે. અને હાલના કરતાં અધિક ઉન્મત્ત કરી મૂકશે. તેથી युक्तं युक्तं समाचरेत् એ નિયમાનુસાર ધનથી કંઇક તૃપ્તિ પામીને પછી આગળ વધતાં પુનઃ નીચે પડવાનો સંભવ રહેશે નહિ.

ત્યારે ધનથી તો તૃપ્તિ થતી નથી, અને અમારી પાસે એટલું ધન નથી કે જેનો સામટો ઉપભોગ કરી, જોઇએ તેટલી તૃપ્તિ પામીએ. તો શું અમારે અધિક ધન પ્રાપ્ત કરવાનો યત્ન કરી બીજા સુખ માટે પ્રયત્ન, જ્યાંસુધી ધનની તૃપ્તિ થાય ત્યાંસુધી ન કરવો ! પ્રયત્ન કરવાની વૃત્તિ હોય તો ભલે કરવો. પરંતુ તમારાથી તે બરાબર થશે નાગે જ. જેમ ભુખ્યો મનુષ્ય જ્યાંસુધી ક્ષુધાનિવૃત્તિ નથી કરતો ત્યાંસુધી તેને કાંઇ ચેન પડતું નથી. બીજું કાર્ય કરવું રુચતું નથી, બલાત્કારે અન્ય કાર્યમાં ચિત્ત પરોવે છે તો તે કામ ધાર્યાપ્રમાણે સરલ અને સફલ થતું નથી, અને એવિના વિવિધ પ્રતિકૂલતા તેને તે કાર્ય કરવામાં આવે છે. પરંતુ જમ્યા પછી તે જ મનુષ્ય પોતાનાં અન્ય ધારેલાં કાર્ય નિર્વિઘ્ને સરલતાથી અને અલ્પ સમયમાં ઉત્સાહપૂર્વક કરી શકે છે, તેમ તમે જ્યાંપર્યન્ત દ્રવ્યના ભુખ્યા હશો ત્યાંસુધી બીજું કાર્ય કરવું તમને ભાગ્યે જ રુચશે, કદાચ અન્ય કાર્યમાં પ્રવેશ કરશો તો તે કાર્ય તમને ધાર્યા કરતાં કઠિન જણાશે અને પ્રસંગે તમારે તે છોડવું પણ પડશે. આથી એમ કહેવાનો

ભાર નથી કે ધનમાટે જ રાત્રિદિવસ મહેનત કર્યા કરો. અત્ર જે કહેવાનું છે તે એટલું જ છે કે દ્રવ્યપ્રાપ્તિની અત્યંત ઇચ્છા હોય, તેનાઉપર અત્યંત પ્રેમ હોય, તો તેનો એકદમ ત્યાગ કરવા ધારવું એ બહુ લાભકારક નથી.

તમે એમ માનતા હશો કે ધનમાં પ્રેમ રાખવાથી તે પ્રેમની નિરંતર વૃદ્ધિ જ થશે. કેટલાક સમયે એવું બને છે ખરૂં, પરંતુ સર્વ પ્રસંગે તેવું બનવું સંભવિત નથી. જોઇએ તેના કરતાં ધનાદિ પદાર્થની વિશેષ આસક્તિ લોભમાં જાય છે, અને લોભ એ હાનિકારક હોવાથી ધનનો અધિક પ્રેમ હાનિકારક છે. વ્યવહારાદિ કાર્યો થઇ શકે તેટલું દ્રવ્ય પ્રાપ્ત કરવું અને તે ઉપર પ્રેમ રાખવો એ કાંઇ હાનિ કરનાર નથી. ધન દુઃખરૂપ ક્યારે કરે છે કે જ્યારે તેના નાશથી વૃત્તિમાં ખેદ થાય છે. આથી ખેદ થવો એ દુઃખરૂપ છે. ધન દુઃખરૂપ નથી, સાક્ષાત્ લક્ષ્મીપતિ વિષ્ણુને કે ધનપતિ કુબેરને ધનથી દુઃખ નથી. ધનથી દુઃખ થતું હોય તો તે પ્રાપ્ત કરવાને કોઇપણ મનુષ્યનો પ્રયત્ન થાય જ નહિ. પરંતુ વાસ્તવે જોતાં ધન એ દુઃખદ નથી, પણ તેના નાશથી થતી વૃત્તિની ખેદરૂપ અવસ્થા એ જ દુઃખદ છે અને તેની નિવૃત્તિ કરવાનું જ મનુષ્યનું કર્તવ્ય છે.

પરમાત્માનો ધન ઉત્પન્ન કરી મનુષ્યને દુઃખ અર્પવાનો હેતુ છે જ નહિ. તેમનું પ્રત્યેક કાર્ય સુખ અર્પનારૂં જ છે. મનુષ્યને તે કાર્યનો કેવી રીતે ઉપયોગ કરવો એ આવડતું ન હોવાથી જ મનુષ્ય દુઃખી થાય છે. પુષ્કળ ખાઇને માંદો પડનાર મનુષ્ય અન્ન અથવા આહારને પથારીમાં પડ્યો પડ્યો નિંદા કરે છે,તેથી શું પૃથ્વીમાં ઉત્પન્ન થયેલું અન્ન દુઃખરૂપ છે? નહિ જ. તે મનુષ્યને તે અન્નનો ઉપભોગ કરતાં ન આવડવાથી જ તેને તે દુઃખરૂપ ભાસ્યું છે. ધનના નાશથી વૃત્તિમાં ખિન્નતા થતી હોય તો ભલે તે પ્રાપ્ત કરવા ઉદ્યોગ કર્યા કરવો, અને તેનાથી ઉત્પન્ન થતા સુખનો અનુભવ કરવો.

પરંતુ તે સુખથી મનુષ્યને સંતોષ થતો જ નથી. કોટ્યાધિપતિ પુરુષો આ પૃથ્વીઉપર પડ્યા છે, તેમના પ્રતિ દૃષ્ટિ કરતાં આપણને જણાય છે કે તેઓને ખરેખરૂં સુખ નથી. તેઓ પાસે ધન છે, તો તેમને અપ્રાપ્ય એવા બીજા પદાર્થોમાટે તેઓ અહોરાત્ર યત્ન કરે છે. પરમાત્માનો સંકેત મનુષ્યને ક્રમે ક્રમે સુખ આપવાનો છે અને તેથી તેઓ એક એક પદાર્થ આપી તેમાં મનુષ્યને પ્રેમ બંધાવે છે અને પછી તે પદાર્થ યથાર્થ સુખજનક છે કે નહિ તેની ખાતરી કરાવી આપે છે અને તે પદાર્થથી તેને તૃપ્તિ થાય છે એટલે તેને તેથી ઉચ્ચ પ્રકારના અન્ય પદાર્થપ્રતિ દૃષ્ટિ કરાવે છે. આ પ્રમાણે એક એક ચઢીયાતું સુખ અર્પી તેને અંતે પોતાના પદપ્રતિ દોરે છે. એ પરમાત્માની સુખ આપવાની શ્રેણીમાં સંસારના વિવિધ ભોગો પણ આવે છે. તેનો ઉપભોગ કરવા તેઓ વૃત્તિદ્વારા મનુષ્યને પ્રવર્તાવે છે, અને એ પ્રમાણે કરાવીને તે મનુષ્યના અંતઃકરણમાં સ્વતઃ ખાતરી કરાવી આપે છે કે આ દૃશ્યપ્રપંચના વિવિધ ભોગોકરતાં કોઇ બીજો સુખનો પદાર્થ છે. કેમકે મનુષ્યોને વિવિધ વિષયોનો ઉપભોગ કરી જોતાં જણાય છે કે આજે જે પદાર્થ સુખજનક જણાય છે તે કાલે તેવો નથી લાગતો અને બીજો જ સુખ આપનારો જણાય છે;તે પ્રાપ્ત થતાં ત્રીજો સુખજનક લાગે છે. તેથી એમ ચઢતાં ચઢતાં આ દૃશ્ય પદાર્થકરતાં કોઇ અધિક સુખ અર્પનાર અન્ય પદાર્થ છે એમ તેમને સમજાય છે. આપણે હાલમાં લખોટા રમવામાં અધિક પ્રેમ રાખતા

નથી, કેમકે તેના કરતાં અધિક આનંદનો અન્ય વિષય આપણે હાથ લાગ્યો છે, પરંતુ બાલકનો તે લખોટામાં જ પ્રેમ હોય છે, કેમકે તેણે લખોટા કરતાં અધિક આનંદનો વિષય અદ્યાપિ સ્વીકાર્યો નથી. વૃત્તિનો સ્વભાવ જ એવો છે કે તે હમેશાં નવું નવું શોધે છે અને તે પ્રાપ્ત કરવાને સર્વદા યત્ન કરે છે, અને તે પ્રાપ્ત થતાં પૂર્વના પદાર્થોને ત્યજે છે. આમાં પૂર્વના પ્રાપ્ત પદાર્થોઉપર દ્વેષ ઉપજવાથી અથવા તે સુખરૂપ ન ભાસવાથી તે પદાર્થોને વૃત્તિ ત્યજે છે એવું કાંઇ નથી. પરંતુ તે તો જ્યાં પ્રાપ્ત પદાર્થથી અધિક સુખ અર્પનાર અન્ય કોઇ વિષયને જુએ છે કે તેપ્રતિ પેલા વિષયને છોડી તત્કાલ ધાવન કરે છે. એ ઇશ્વિરી નિયમ છે અને તેને આધીન થવું એ મનુષ્યનું કર્તવ્ય છે. એમ ક્રમે ક્રમે ન ચઢનારા અનેક મનુષ્યો એકદમ વિરાગવાળા થાય છે તો તેમની કેવા પ્રકારની અવસ્થા થાય છે તે આપણે જાણીએ છીએ. શ્રીસિદ્ધાંતસિંધુમાંનું ભૂતધૃકનું દષ્ટાંત આપણને એ જ બતાવી આપે છે કે મનુષ્યે પોતાની વૃદ્ધિ ક્રમે ક્રમે કરવાની છે, એકદમ કરવાથી અનેક પ્રસંગે તે મનુષ્યનો અધિકાર નથી હોતો તો તેનું અધઃપતન થાય છે.

આપણા વિષયમાં આ વિચાર મુખ્યત્વે વિચારવાનો ન હોવાથી તેનું અધિક વિવેચન અત્ર કરીશું નહિ. સ્વલ્પમાં કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે મનુષ્યને દશ્યના ભોગોપ્રતિનો પ્રેમ સર્વદા હાનિ કરનાર નથી. ઇશ્વિરી સંકેત એ છે કે મનુષ્યને એક એક સુખ અર્પી તેમાં જે સુખની ન્યૂનતા હોય તેનું તેમને દિગ્દર્શન કરાવવું અને તે પ્રમાણે કરાવીને પછી ઉત્તરોત્તર અધિક સુખની કલાવાળા પદાર્થો બતાવવા, જેથી તેને તે પૂર્વના બીજા કોઇ પણ ભોગોમાં આસક્તિ ન રહી જાય. આપ્રમાણે દેખાડી તેને સર્વ વૈભવઆદિમાંથી આસક્તિ ત્યજાવી એક સર્વસુખાસ્પદ પરમાત્મપદમાં વૃત્તિને સ્થાપવી એ જ ઇશ્વરનો પૂર્વે કહ્યું તે પ્રમાણેનો ઉપાય છે.

વળી મનુષ્યમાં વિવેકબુદ્ધિ હોય છે તેથી તે પ્રત્યેક પદાર્થને જ સુખરૂપ ગણી ભોગવતો નથી. જેમ સમુદ્રના જલનું પૃથક્કરણ કરવું હોય તો તે સમુદ્રના જલનો એક લોટો લઇ તેને પૃથક્કરણ કર્યાથી આખા સમુદ્રના જલનું પૃથક્કરણ સમજાય છે, અથવા તપેલીમાંના ચોખા ચડયા છે કે કેમ તે જોવાને માટે કાંઇ દરેક ચોખાનો દાણો જોવાની જરૂર નથી, પરંતુ એક બે દાણા દાબી જોતાં તપેલીમાંના સર્વે ચોખા ચડયા છે કે કેમ તે સમજાય છે, તેમ કંઇક વિવેક પ્રાપ્ત થયો હોય તેવી બુદ્ધિ તો વિષયના એક ભોગઉપરથી અન્ય ભોગની સુખદુઃખતાનો વિચાર કરી લે છે. સંસારના બે ચાર ભોગો ભોગવતાં વિવેકી મનુષ્ય તો અન્ય ભોગોના પરિણામનું સ્વરૂપ સમજી જાય છે. અને તેથી તે તો પોતાની સદ્અસદ્વિવેકબુદ્ધિથી જ તેના સુખનો તર્ક કરી લે છે, અને અધિક સુખ ન જણાય તો તેમાં તે પોતે સ્નેહ જોડતો જ નથી, તે ભોગકરતાં અધિક સુખ અર્પનાર વિષયપ્રતિ જ વળ્યા કરે છે, અને આપ્રમાણે તે પોતાની મેળે જ, પોતાને સુખરૂપતાનું ભાન, જે પદાર્થ પ્રાપ્ત હોય તેના કરતાં વિશેષ પ્રકારે જે કરાવનારા લાગે તે જ પદાર્થને ગ્રહણ કરે છે.

આવી રીતે દશ્ય પદાર્થોપ્રતિનો પ્રેમ પણ છેવટે મનુષ્યને પ્રાપ્ત સ્થિતિકરતાં ઉચ્ચ સ્થિતિમાં લાવનાર જ થઇ પડે છે. આપણે ઉપર જણાવ્યું જ હતું કે વિષયબુદ્ધિ–કામવૃત્તિ–વિનાનો સર્વ પ્રેમ ઉચિત છે, અને તે સર્વ મનુષ્યમાં પ્રાયશઃ હોવો ઘટે છે. આપણે

રહસ્યનું સૂચન કરનાર વિધિવાક્ય છે. આ વિષયના આરંભમાં જે ' મારૂં ને તારૂં એવી હદ નથી જેમાં રે, ' એ વાક્ય લખ્યું છે તેમાં યથાર્થ પ્રેમનું સ્વરૂપ આવી જાય છે. સામાન્ય પ્રેમ, અર્થાત્ પ્રેમના થોડા અંશ, સર્વ મનુષ્યમાં હોય છે. મનુષ્યનો તેનાં ભાઇ, બ્હેન, માતા, પિતા, સ્ત્રી, મિત્ર, સંબંધી–એ સાથેનો પ્રેમ એ તેના પ્રેમનો અંશ માત્ર છે. વાસ્તવ પ્રેમ તે નથી. વાસ્તવ પ્રેમ સ્ત્રીમાં કે પુત્રમાં, બન્ધુમાં કે સ્નેહીમાં જ હોય છે એમ નથી, પરંતુ પ્રાણિમાત્રપ્રતિ જે પ્રેમ હોય છે તે જ વાસ્તવ પ્રેમ છે. પૂર્વે આપણે કહ્યું છે કે પ્રેમ એ પરમેશ્વરનો અંશ છે અને તેમનો જ ગુણ છે, તો તેમનો જ્યાં જ્યાં નિવાસ હોય ત્યાં ત્યાં જે પ્રેમ પ્રકટે તે પ્રેમ સર્વોત્તમ અને યથાર્થ પ્રેમ છે.

સર્વોત્તમ પ્રેમ સ્વાભાવિક હોય છે. તેમાં કોઇ પણ પ્રકારનો ભેદ હોતો નથી, તે પ્રેમ અમુકમાં પ્રકટે અને અમુકમાં નહિ એવું હોતું નથી. 'ઇશ્વર જેમ અમુકમાં છે અને અમુકમાં નથી એવું નથી, તેમ યથાર્થ પ્રેમ અમુકઉપર હોય અને અમુકઉપર ન હોય એમ નથી. સર્વ સ્થલે અને સર્વ દેશમાં તથા સર્વ સમયમાં જે પ્રેમ પ્રકટ રહે તે જ પ્રેમ વાસ્તવ પ્રેમ છે. આ પ્રેમ ઇશ્વરનો છે. ઇશ્વર પ્રાણિમાત્રપ્રતિ પ્રેમ દર્શાવે છે, અને તેવો જ પ્રેમ મનુષ્ય જ્યારે પ્રકટાવતો થાય ત્યારે તે ખરો પ્રેમ પ્રકટાવનારો અથવા ઇશ્વરી પ્રેમ પ્રકટાવનારો કહેવાય છે.

આ પ્રેમ પ્રાણિમાત્રનું સર્વથી અધિક હિત સાધનાર છે. વિવિધ ક્રિયાઓ, વિવિધ અનુષ્ઠાનો, વિવિધ જપ, તપઆદિ પ્રયોગો, વિવિધ દાનો, વિવિધ ધ્યાનો, અને એવિના બીજી અનેક પ્રવૃત્તિ ભલે મનુષ્ય કરે, પરંતુ જ્યાંસુધી આ યથાર્થ પ્રેમ તે મનુષ્યના અંતઃકરણમાં ઝુલતો નથી ત્યાંસુધી તેનું યથાર્થ શ્રેયઃ કદાપિ સધાતું નથી.

પ્રિય સાધક બન્ધુઓ ! તમારા અંતઃકરણના અંતરતમ પ્રદેશમાં દૃષ્ટિ કરો અને જુઓ કે આવો સર્વોત્તમ પ્રેમ તમારામાં પ્રકટેલો છે ? ના. હજી તેવો પ્રકટયો નથી. કારણ કે ' પુત્રનાં લક્ષણ પારણામાંથી ' તેમ આ શુદ્ધ પ્રેમનાં લક્ષણ મનુષ્યની બ્હારની પ્રવૃત્તિઉપરથી જ જણાઇ આવે છે. તમારૂં કોઇ મનુષ્ય હાસ્ય કરે છે, તમારા પ્રતિ કોઇ જરા ક્રોધ કરે છે, તમારી કોઇ કાર્યમાં થયેલી ભુલ તમને જણાવે છે, તમારી પ્રવૃત્તિમાં થતા દોષો તમારી દૃષ્ટિએ આણે છે અથવા એવું જ કોઇ કાર્ય તમારી વૃત્તિવિરુદ્ધ કરતાં કોઇ મનુષ્ય તમારી દૃષ્ટિએ આવે છે, તો તત્ક્ષણ તમને તે મનુષ્યઉપર ક્રોધ ચઢે છે; તમારો તેના પ્રતિનો પ્રેમ ન્યૂન થાય છે. આ તમારો પ્રેમ સર્વદેશીય નથી. ખરેખરો પ્રેમ આમ ન્યૂનાધિક્ય પામતો નથી. તે એકઉપર અધિક હોય અને અન્યઉપર સ્વલ્પ હોય એમ નથી. તે સમસર્વત્ર સમાન જ હોય છે. એક દિવસ ટકે અને એક દિવસ વિલાઇ જાય એવો ખંડિત પ્રેમ તે ખરો પ્રેમ નથી, પણ પ્રેમની છાયામાત્ર છે.

( અપૂર્ણ. )

---




# अभिमन्यु—वत्सला.

## પ્રકરણ ૧ લું.

### પશ્ચાતાપ.

મનુષ્યના જીવનમાં ચડતી પડતી હોય છે જ, જેનો પડતે કાળ આવે છે તેને તેના મિત્રો પણ ત્યજી દુર નાસે છે. અરે એટલું જ નહિ પણ સહોદર બંધુ ભગિનીમાં પણ ઘણું વેર ઉત્પન્ન કરાવે છે. ભાગ્યોદયના વર્ષાઋતુમાં અરસપરસ વહેતો થતો પ્રેમનો પ્રવાહ ભાગ્યચિન્હો ખરતાં હેમંતઋતુમાંથી ઓછરતો ઓછરતો અવનતિરૂપ ઉન્હાળામાં અંતે કેવો શુષ્ક થાય છે એવો અનુભવ હવે સુભદ્રાને થવા લાગ્યો. રસ્તે રસ્તે ભીલોમાં ભટકતા દરિદ્રી અર્જુનની ભાર્યા કહી મોં મચકોડના લોકોના મર્મપ્રહારથી તે અજાણી હતી, પણ પોતાના મોટા ભાઇના મુખે "પરાક્રમનો અભિમાન રાખનાર ધનંજય ભરદરબારમાં પોતાની પટ્ટરાણીની લુટાતી લાજ ચુપચુપ પંઢત્વ ધારણ કરી કેમ જોઇ રહ્યો? જરાસંધાદિનો વધ કરનાર તારો દીયર ભીમ પોતાના બાહુ બળનો ઉપયોગ કરતાં કેમ ભૂલ્યો? ત્યારે ન્યાય પ્રિયતાની રેખી રાખનાર તારો મોટો દીયરજી જુગાર જેવા નિંદ્ય દુર્વ્યસનના ભોગ થઇ પડી પોતાની પત્નિની થતી વિટંબના કેમ સહન કરી રહ્યો?" આવા મહાદુઃખદાયક મુક્તાફળો ખરશે એવી તેને સ્વપ્ને પણ કલ્પના નહોતી; પણ આજે તે સઘળું તેને સહન કરવું પડે તેમ થયું. આવાં કઠોર વચનો શ્રવણ કરી તેનું હૃદય ભેદાયું. દ્રૌપદી પ્રમાણે પોતે પણ પતિની સાથે વનમાં ગમન કર્યું હોત તો પીયેરમાં રહી મોટા ભાઇના આવા મર્મભેદક કઠોર વચનો સાંભળવાનો સમય ન આવત. આવા વિચારો તેને વારંવાર સતાવવા લાગ્યા, પણ ગઇ વાતનો અફસોસ કરવાથી શો ફાયદો!

વત્સલા ઉપવર થતાં તેના પિતાને તેના વિવાહની ચટપટી થવા લાગી અને સર્વગુણસંપન્ન વર શોધવાના વિચારમાં બલરામદાદાની સ્વારી ગુંથાઇ. યદુકુળમાં જન્મેલી ઉપવર કન્યાને છાજતો વર એકદમ મળવો એ કંઇ સહેલી વાત છે! આ તરફ વરના શોધમાં તેઓ હતા તેવામાં ભારતેશ્વર દુર્યોધનના તરફથી "હમારા પુત્રરાજને તમારી કુંવરી દ્યો." એવા પ્રકારની માગણી થઇ. બલરામજી સ્વભાવતઃ જ દુર્યોધન તરફ વલણ હોવાથી અને તેઓની પરિસ્થિતિ સાંપ્રત ઘણી જ સારી હોવાથી આવી માગણીનો નિષેધ કરવા તેનું મન નહોતું. ઉલટું અકસ્માત આવું રત્ન ઘેરબેઠાં પ્રાપ્ત થવાથી તેના હૃદયમાં ઉભરાઓ આવવા લાગ્યા. રાજેશ્વર હસ્તિનાધિપતીની માગણીનો ખલીતો લેઇ આનંદમાંને આનંદમાં જે મહેલમાં કૃષ્ણ સુભદ્રાનો સંવાદ ચાલી રહ્યો હતો ત્યાં મોટા ભાઇનું ઉત્પાપન થઇ રહ્યાબાદ દાદાએ પોતાના આનંદનું કારણ ભાઇ બહેનને જણાવ્યું.

" કૃષ્ણુજી આજનો દિવસ ઘણો જ ઉત્તમ છે ! આપણાપર પરમાત્માની કૃપા છે માટે જ આવી બાબતો ધ્યાને મને નહોતી છતાં આપોઆપ બની આવે છે. "

આવા સંદિગ્ધ ભાષણના પ્રારંભથી સુભદ્રા અને કૃષ્ણના આ અનાયાસે બની આવેલી બાબતનું સ્વરૂપ જાણવા માટે ઉત્પન્ન થયેલી આતુરતા ચમકવા લાગી. આ બાબત દાદાના ધ્યાનમાં આવતાં તેમનો આનંદ વધ્યો.

" સુભદ્રે ! હમણાં જ મારા હાથમાં દુર્યોધન રાજા તરફથી એક મઝેદાર ખલિતો આવ્યો છે. આપણી વત્સલાની દુર્યોધને પોતાના પુત્ર માટે માગણી કરી છે છોડી તેવી જ ભાગ્યશાળી છે. માટે જ આવાં મોટાં મોટાં સ્થળો તેની પ્રાપ્તિમાટે ધમપછાડ કરી મુકે છે. કૃષ્ણુજી ! મને તો ભાઇ આ સ્થળ ઘણું જ પસંદ છે ! તારી અને સુભદ્રાની સંમતી મળતાં દુધમાં સાકર ભળશે. કારણ કે લગ્ન જનોઈ જેવાં કાર્યોમાં ઘરના સઘળાની સંમતી જોઇએ. કૃષ્ણુજી બોલ.તારો શો મત છે ? સુભદ્રે ' કહે વારું ' તારો આ બાબતમાં શો વિચાર કર્યો. "

દાદાનો ઉતાવળીઓ સ્વભાવ ધ્યાનમાં રાખવા યોગ્ય હતો. તેમને નિશ્ચય કરતાં જેટલો સમય લાગતો તેથી ચતુર્થાંશમાં તે કાર્ય પૂર્ણ કરવાની તેમને ઉત્કંઠા થતી.

દાદાને આ કાર્યમાં સુભદ્રા અને કૃષ્ણ તરફથી પૂર્ણ અનુમતિ મળે એવી ઘણી આતુરતા થઇ, પણ તેઓ ઘણો વખત સુધી સ્તબ્ધ જ રહ્યાં. જેમ જેમ વાર થવા લાગી તેમ તેમ તેનું મન વધારે જ પ્રબળ થવા લાગ્યું. સુભદ્રાને પોતાનો વિચાર પસંદ નથી એમ દાદાએ તેના ચ્હેરાપરની અનુત્સાહી ઝાંકપરથી અનુમાન કર્યું અને આ પ્રાથમિક મક્ષિકાવાતે તેનું મન પણ દુભાયું. ફક્ત થોડા જ વખત પછી શ્રીકૃષ્ણ હસતા હસતા બોલ્યા:—

" દાદા તું ભૂલકણો છે કે જાણી જોઇને કેટલીક વાતો ભૂલી જાય છે ? "

આ અનવેક્ષિત પ્રશ્ને દાદા ઘોળામાં પડયા. દાદાને પોતાના પ્રશ્નનો સરળ જવાબ ન દેતાં ઉલટું પોતાના જ સ્વભાવના જ'સંબધમાં પુછાયેલો પ્રશ્ન સાંભળી અચંબો પામ્યા, તેમ સેજ રીસ પણ ચઢી. દાદાના મનમાં તો એમ હતું કે આ પ્રશ્નમાં બેન ભાઇ પોતાના વિચારને મળતો જ અભિપ્રાય આપશે; પણ આ તો વાત કરતાંમાં જ બેનનો ઉદાસ થયેલો ચહેરો અને ભાઇ તરફથી પુછાયેલો ગંભીર પ્રશ્ન સાંભળી તેમના હૃદયની આનંદોર્મી લોપાઇ તટસ્થ વૃત્તિએ શ્રીકૃષ્ણ તરફ વળી બોલ્યા:—

" કૃષ્ણુજી ! તું હમેશાં મારા વિચારોને આડે આવે છે. શું લગ્ન જેવા ગંભીર વિષયને તે બચ્ચાંની રમત સમજે છે ? મારા પ્રશ્નના જવાબમાં હા યા ના ની સ્પષ્ટતા કર્યા સિવાય ઉલટો ઉંધો જ પ્રશ્ન કરે છે ! ! આ તારા વિનોદની મને ઘણી જ રીસ ચઢે છે. "

" દાદા જો હમારી સલાહ જ પુછતો હોય તો અમે શું કહીએ તે તારે સાંભળી લેવું જોઇએ. "

" બોલ તારું શું કહેવું છે ? " દાદા સેજ શાંતતાથી બોલ્યા.

" સાચે તમો ભુલકણા છો ! "

" જો, કૃષ્ણુજી પાછો તું વિષયાંતર કરવા લાગ્યો !" કંટાળાવાળા ચ્હેરે દાદા બોલ્યા.

" ના, હું તે જ વિષય સબંધે બોલું છું. "

" બોલ, કેવી રીતે ? "

" જો તમે ભુલકણા ન હોત તો, બાળપણે એકત્ર રમતાં વત્સલા અભિમન્યુને જોઇ, આ જોડું કેવું શોભે છે–મોટપણે વત્સલાને અભિમન્યુ સાથે જ વરાવીશ એવો કરેલો સંકલ્પ ભુલી જાઓ છો. અને આવા ઉદ્ગારો આપના મોંમાંથી એક વખત નહીં પણ અનેક વખત કાઢયા છે. આવા સંકલ્પોને વીસારે મુકી આજે તમે દુર્યોધનની માગણીથી સુભદ્રાનું, તરૂણ અભિમન્યુનું તેમજ વનવાસ ખેડતા પાંડવોનું મન દુભાવો છો જેથી વચન ભંગનું પાપ શીરે ધરી અપયશનું કુંડું ગળે બાંધી દુર્લૌકિકે દિવસો ગાળવા પડશે. "

કૃષ્ણ અને પાંડવોનું સખ્ય તેનાથી દેખી ખમાતું નહિ, અને તેમાં વળી આવી અવનતિના સમયમાં પણ કૃષ્ણનો તેમના પ્રત્યેનો અખંડ પ્રેમ જોઇ ઘણું જ માઠું લાગતું હતું. કૃષ્ણ વત્સલાના ભાવી સંબધમાં, કેવળ પાંડવોનું દીલ દુભાય એવું નિર્માલ્ય કારણ આગળ કરી પોતાની નારાજી દર્શાવે એ માથાના વાઢ જેવું લાગ્યું.

" કૃષ્ણજી ! જ્યારે ત્યારે તું પાંડવોની તરફેણ કરે છે એનું શું કારણ ? તેઓએ એવી તે શી ભુરકી ભભરાવી છે કે જે તું કેવળ તેઓને આધિન જ થઇ ગયો છે ? જાણે કામણ કર્યું ન હોય ! મને તો પાંડવોમાં એક પણ સદ્ગુણ હોય એમ લાગતું નથી લક્ષ્મી ગુણને આધિન હોય છે. તેમનામાં જો યત્કિંચિત્ પણ પરાક્રમ હોત તો તેઓ સઘળા રાજા રજવાડાઓ અને સભ્ય અમીર ઉમરાવો સમક્ષ થએલું પોતાનું અપમાન સહન કરત નહિ લોકો તેઓ બાયારાંને ચડાવે છે અને તેઓ ફુલાય છે કે પોતાના જેવા પરાક્રમી વીર દુનિયામાં બીજા કોઇ નથી. અરે ભાઇ, પાંડવોની નીચતાની કંઇ સીમા છે ? ન્યાય નીતિએ જોતાં રાજ્યમાં તેઓને કંઇ જ લેવા દેવા ન હોવા છતાં ફક્ત આંધળા કાકાની નાલાયકીને લીધે તેઓના બાપે પડાવી લીધેલો અધિકાર તે આંધળા કાકાના લાયક છોકરાઓને ન આપતાં પોતે પચાવી પડવાની લુચ્ચાઈ તારા જેવા તેમના સ્તુતિ પાઠકોને કેમ જણાતી નથી ! કોઇ પણ વીર કે જેના કાંડામાં બળ છે એવાએ આવી નિર્માલ્ય જેવી વનવાસ ભોગવવાની પાળી પોતાપર આણી ન હોત. "

દાદાનું આ વ્યાખ્યાન જો કે સુભદ્રા અને કૃષ્ણ બાહ્યાત્ કાળે શાંતતાથી સાંભળતાં હતાં, પણ અંતરમાં માત્ર ભયંકર ઉથલપાથલ થઇ રહી હતી. આવી પોતાના ઘરની આવી રહેલી નિંદા સુભદ્રાથી સાંખી શકાઈ નહિ. તેનો માનસિક ક્રોધ તેના રક્તવર્ણ નેત્રો દર્શાવી રહ્યાં હતાં, તે બલરામ અને કૃષ્ણના ખ્યાલમાં સેહજ આવી ગયાં. કૃષ્ણના મનની સ્થિતિ તેનાથી જુદી જ થઈ હતી. જો કે તેને દાદાના શબ્દોપર રોષ ઉત્પન્ન ન થયો પણ પાંડવો પ્રતીની પ્રેમપૂર્વક સહાનુભુતિ જોરમાં વધવા લાગી. કૃષ્ણે દાદાને પ્રશ્ન કર્યો—

" દાદા ! હમણાં પાંડવોની પડતી દશા છે માટે જ ને તું તેઓને દોષ દે છે ? જે બાબત માનવી સામર્થ્યની બાહેર છે, જેનીપર મનુષ્યની મર્યાદિત સત્તા પોતાનો અધિકાર ચલાવી તેનું નિયમન કરી શકતી નથી, તે બદલ એકાદ વ્યક્તીને દોષ દેવો એ શું ડહાપણ ભર્યું છે ? જો કે પાંડવો વનવાસે છે તોપણ તેમનું મહત્વ અદ્યપિ પર્યંત કંઇ લોકોમાં ઓછું થયું નથી. નિદાન મને અને મારા જેવા ઇતર સઘળાને તેમ જ લાગે છે. "

" ન્યાયની વિરૂદ્ધ ખટપટ કરનારને જો કે લોકોમાં માન મળ્યું તોપણ શું થયું તેથી તે કંઇ સર્વ સિદ્ધ થોડું જ થઇ શકે તેમ છે. પાંડવોએ પોતાના સામર્થ્યના બાહેર દુર્યોધન સાથે બાકરી બાંધી વિરોધ વધાર્યો તે રાષ્ટ્રના જવાબદાર અને વિચારી મંડળને

સંમત નહોતો. દુર્યોધનને મોટા મોટા સદ્દગૃહસ્થોનો હાથો અને ન્યાયની તરવાર વારે છે; જેથી સ્વતઃની પ્રતિષ્ઠા વધારવા માટે સેહોમાં ઉડાવેલી દુર્યોધનાદિકની કુચેષ્ટા અને તેમના અધિકારની મશ્કરીયો તેમના બાર વર્ષના વનવાસે પોતાના આપે જ બંધ પડશે તે બદલ મને મુદ્દલે ખોટું લાગતું નથી. ઉલટો આનંદ જ થાય છે !"

" પણ દાદા, **પાંડવોએ** પોતાના ભાગ્યોદયના ચિહ્નરૂપ આરંભેલા રાજસૂય યજ્ઞ સમયે પોતે માંડલિકપણું સ્વીકારી પોતાના રાજ્યના પ્રતિનિધી તરીકે મને હસ્તિનાપુર મોકલ્યો હતો તે આપને સ્મરે છે ? જો તે તમોને યાદ હોય તો પાંડવો તમોને માન્ય નહોતા છતાં તમે તેમના આગળ બીન તકરાર શામાટે માથું નમાવ્યું ?"

" કૃષ્ણજી ! તે કારણો તું ન સમજે." સુભદ્રા તીવ્ર તીરસ્કારમય સ્વરે બોલી. "કેટલાકોને આવો ગુલામગીરીનો માર્ગ જ પસંદ હોય છે. આમ જુઓ કાલે હસ્તિનાપુરના સામ્રાજ્યનું છત્ર **પાંડવોના** શીરે ઝુકી રહ્યું હતું. તેઓ તે સમયે રાજા મહારાજા હતા, જેથી દાદાએ તેમનું વરીષ્ટપણું બીન બોભાટ કબુલ કર્યું. આજે દુર્યોધને ભારત વર્ષનો રાજદંડ ધારણ કર્યો છે. માટે તેમની સામે તેટલી જ નમ્રતાથી બેટી વ્યવહાર કરવા સિદ્ધ થયા છે, તો પરમ દિવસે કોઇ ત્રીજાનો ઉદય થતાં તેના આગળ તેટલા જ સુખે તેના સંબંધેની નિષ્ઠાનું લુણ ઉતારવા દાદા તૈયાર થશે. આવો સ્વભાવ કેટલાકોને ટેવાય રહેલો હોય છે તેને તું શું કરવાનો હતો અને હું પણ શો ઉપાય યોજવાની હતી ?"

સુભદ્રાના આ ફટકાનું પરિણામ દાદાના હૃદયપર થયાં સિવાય રહ્યું નહિ. તેને આશ્ચર્ય અને ક્રોધ ઉત્પન્ન થયા કે આ લોકો પોતાના વિચારને મળતા નથી અને નકામું પાંડવોનું બંડ વધારતા જાય છે અને તેથી તેણે પ્રથમારંભે વર્ણવેલા શબ્દોવડે સુભદ્રાનું સ્વાગત કર્યું. અર્થાત્ તે બદલ કૃષ્ણને માઠું લાગ્યું.

" ઉનાળામાં સુકય ખંખ થયેલા વહેળાઓની સ્થિતી જોઇ તેઓ હમેશાં આવી જ સ્થિતીમાં રહેશે એમ ધારવું શુલ ભર્યું છે અગર તો મુર્ખાઇ જ છે. તેવી જ રીતે **પાં**ડવો આજે વૈભવહીન થયા છે. માટે તેઓ હમેશાં તેવા જ રહેશે એમ ધારવું તે પણ તેટલી જ મુર્ખાઇ ગણાય. ચંદ્રની મનોહર કાન્તિ તેના પોતાની નથી, પણ સૂર્યના કિરણે એ પ્રાપ્ત થયેલી તેજી છે તેવી જ રીતે હાલ **પાંડવો** દુઃખે પાપે વનવાસ ભોગવી લોકોની દૃષ્ટિથી દુર રહ્યા હશે અને કૈરવોના રાજ્યશ્રીને પ્રકાશ પ્રાપ્ત થઇ તે તરફ જનતાનું લક્ષ્ય ખેંચાયું હશે તોપણ તેના કિંમત ચંદ્રના પુરપુષ્ટ પ્રેમ જેટલી જ છે તે ભુલવું ન જોઇએ. અસલ કરતાં નકલીના ભપકાથી અંજાવાનો લોકોનો સ્વભાવ છે. માટે **પાંડવોના** ઉત્કર્ષાપકર્ષ તરફ ધ્યાન દેવાથી કંઇ વળે તેમ નથી. કારણ કે વત્સલાને તમે એક સમયે મન અને વાણીથી અભિમન્યુને દેઇ ચુકયા છો, માટે બોલ્યું પાળવું, વચન ભંગ ન થવું એ મોટાઓનું કર્તવ્ય છે." કૃષ્ણે આ પ્રમાણે શાંત બુદ્ધિવાદ આરંભ્યો. પણ તેનું ઇષ્ટ પરિણામન આવતાં દાદા વધારે ઉકળ્યા.

" સંન્યસ્ત મેવે સુભદ્રાનું હરણ કરનાર અર્જુન તરફ મારી મુદ્દલે પુજ્યભાવના નથી. તે સમયે તું **પાંડવોને** ઘરભેદુ મળ્યો હતો તેથી મારું કંઇ ન ચાલ્યું. અને ત્યારથી જ આવી તરુણ કુમારીકાઓનું હરણ કરવાનું નીચ કૃત્ય કરનારની સાથે થયેલું વેવીશાળ અમારા બદનામને કારણભૂત થયું. તેવા કાળાટીલાપર વળી અર્જુનના પુત્ર સાથે મારી

કન્યા વરાવી અપયશનો એકલપેડો. વધારે કરવા સાંપ્રત મારી ઇચ્છા નથી. વળી વત્સલા મારી પુત્રી છે. તેના પ્રત્યેક સંબંધમાં પૂર્ણ અમલ ચલાવવા હું પૂર્ણ મુખત્યાર છું. તમોને તે સ્થળ પસંદ નહિ હોય તોપણ મારે આ બાબતમાં તમારી મુદ્દલે પર્વા નથી. હું દુર્યોધનના છોકરાને જ મારી કન્યા દેઇશ અને તમેઃ—"

દાદાનું આ વાકય પુરૂં થતાં પહેલાં જ કૃષ્ણ બોલ્યા. "વત્સલા અને અભિમન્યુ એક બીજાને ચહાય છે તો તેઓનો વિવાહ કરી પ્રેમી સંસાર અધિક સુખકર બનાવવાનો છઉ વત્સલાના સંસાર સુખમાં શુળ ઉત્પન્ન કરવાનું પાપ કોઇ પણ સહૃદય બાપ લેવા તૈયાર થશે એમ હું ધારી શકતો નથી."

"હું કૃષ્ણને ચહાવું છું હું ઢીકણા સાથે નહિ પરણું એવાં જો નખરાં વત્સલા કરશે તો તેને ઠેકાણે લાવતાં શી વાર છે. બાપે યોજેલા વરને જ વરમાલ આરોપી જીવન સર્વસ્વ સોંપી પ્રેમભાવના સ્થાપી કન્યાઓએ પોતાનો સંસાર સુખે ચલાવવો જોઇએ એ મતને જાણનારો હું પીતા છું. સ્વયંવર અને ગાંધર્વ વિવાહે છોકરીઓમાં છચોરપણું ઘણું જ વધી ગયું છે. તે નષ્ટ કરવુ જ જોઇએ. અગર તો પતિએ પ્રેમ સુખની ભાવનાઓ ઉત્પન્ન થતાં પહેલાં જ પુત્રીઓને પરણાવી દેવી એ જ નિયમ ઘણો જ ઉત્તમ છે. વત્સલાના ગમે તે વિચારો હો, હું તો તેને લક્ષ્મણ સાથે જ વરાવીશ!!" આમ કહી દાદા રોગમાં ને રોષમાં ચાલ્યા ગયા.

દાદાના ગયા બાદ શ્રીકૃષ્ણે સુભદ્રાનું સાંત્વન કર્યું. પરંતુ બળરામજીના કઠોર વાક્ પ્રહારે કરેલા તાડનના સૌળ તેના હૃદયપર તાજા જ હતા, જેથી તે શાંતનનું જોઇએ તેવું પરિણામ આવ્યું નહિ. દાદાના ગયા બાદ આ ભાઇ બેન ઘણો વખત સુધી ગડમથલ કરતાં બેઠાં હતાં. અંતે તેઓનો કંઇક ગુપ્ત કરાર થતાં બન્ને જુદાં પડયાં.

સુભદ્રાને પોતાના પડતા કાળમાં ભાઇએ કરેલા અપમાનથી ઘણું જ માઠું લાગ્યું. ભાઇપર અવલંબાયેલાં લજ્જામય જીવનને તજવા સંબંધિના વિચારોએ તેના હૃદયમાં તે દિવસે ધાંધલ મચાવી મુકી હતી જેથી તે આખો દિવસ તેને બેચેનીમાં ગયો.

* * * *

ભાઇની વિનંતિ અને દાદાની ક્ષમા યાચનાની પણ પરવા ન કરતાં વિદુરજીને ત્યાં હરિદ્વાર ગયેલી સુભદ્રાને આ બનાવ પછી કેટલોક સમય વિત્યા બાદ બલરામ—કન્યા અને દુર્યોધન-પુત્રના સુસંબંધના સમારંભપર પધારવાની પત્રિકા આવી જેથી ભૂલાયેલું દુઃખ પુનઃ જાગૃત થયું.

---

## પ્રકરણ બીજું.



### બે તરૂણોનો સંવાદ.

આજકાલ સર્વ સામાન્ય જનોમાં પણ પોતાની પુત્રીનો સ્વયંવર કરવાની પ્રબળ પ્રવૃત્તિ દૃષ્ટિગોચર થાય છે છતાં બળરામ જેવા રાજપુરૂષે પોતાની કન્યા મને જ દાન કરવાનો આટલો બધો દુરાગ્રહ શામાટે કર્યો હશે! હું તો ધારૂં છું કે, આવી રીતે પોતાની કન્યાઓને કૃષ્ણા જ સાથે લગ્ન કર એવો બળાત્કાર કરવો એ એક પ્રકારનો પ્રૌઢ કન્યાની

મનોવૃત્તિપર જુલમ ગુજારવાજેવું છે. કેમ વૃષસેન! આ આવો બળાત્કારના વિવાહનો માર્ગ શું તને ગમે છે?"

"ભાઈ લક્ષ્મણ! આ તારા વિચારો અને એનપરથી તું વત્સલાને પરણવા ચાહે છે કે કેમ? તેનો જ મારાથી નિર્ણય થઈ શકતો નથી. માતપિતા અગર કોઇ પણ સગો સહોદર જેને આપણે વડીલ તરીકે માન આપતા હોઇએ તેઓએ નિર્મીત કરેલો સંબંધ જોકે શૃંગાર પ્રિય તરૂણોને અમાન્ય હોય તોપણ વત્સલા જેવી સુકોમળ કુમારીકા જો અનાયાસે પ્રાપ્ત થતી હોય તો પછી પોતાના આચાર અને વિચારોને એઘડી કોરાણે મુકી આવેલી વસ્તુનો સ્વીકાર કરવો એ ઘણી રીતે શ્રેયસ્કર છે એવી મારી માન્યતા છે."

દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ કોઇ વિલક્ષણ વિચારનોયુવક હતો. પોતાના પિતાએ પોતાને પુછ્યા ગાછ્યાવિના એકદમ બળરામની કુંવરી સાથે પોતાનો વિવાહ કર્યો એટલું જ નહિ પણ તે લગ્ન નિમિત્ત દ્વારકામાં પણ આવી પહોંચ્યા તે સબંધે તેને ઘણો જ વિષાદ ઉત્પન્ન થયો હતો. તેના લગ્ન સંબંધમાં કાંઇ જુદા જ વિચારો હતા. પૂર્વકાળની માફક એકાદી સુરૂપ તાપસકુમારીના લાવણ્યપર મોહિત થઇ તે મુની કન્યાની પ્રાપ્તિમાટે ઝુરનારા રાજા પ્રમાણે પોતે ઐતિહાસમાં ગણાય એવી તેની ઘણી જ ઇચ્છા હતી. પ્રખર ઉન્હાળાના તાપથી તપેલા વટેમાર્ગુને તરૂવરની શિતળ છાયા મળતાં તેનું મહત્વ જેટલું તેને ભાસે છે, તે જ પ્રમાણે એકાદી મનહારીણી મોહિનીની પ્રાપ્તિ, મનોવિકારના મારથી જર્જર થયેલા—મેળવવાની આશા હારી બેઠા પછી મળતાં જે રસ મળે છે તેની ખુબી કંઇ જુદી જ છે. એવું તે ધારતો હતો તથા આવા વિષયપર વાદવિવાદ કરતાં તે પોતાના પૂર્વજોના પ્રણય પ્રસંગોના દાખલાઓ આપી પોતાના વાદને મજબુત બનાવતો. અર્થાત્ આવા મજેદાર વિચારના વીરને પોતાના વડીલમંડળની આજ્ઞા માટે જ પોતાની અનુમતિ આપવી પડે, અને તે તેને બળજબરી લાગે એમાં કંઇ નવાઇજેવું નથી! હાલ વૃષસેન સાથે તે એ જ વિષય સંબંધે ચર્ચા ચલાવી રહ્યો હતો.

"રાજ્યસત્તા અને પ્રજાના અધિકાર આવા રાજકીય પ્રશ્નોના જુદા જુદા દાવપેચપર તોડ લાવવામાં ગુંથાયેલા લોકોની બુદ્ધિ સમાજ અને તેનો વ્યકિતશઃ ઘટકનો અધિકાર સંબંધ કેવો હોવો જોઇએ તે સંબંધે કદી કોઇ વિચાર કરે છે? ફલાણા રાજ્યમાં બંડ થયું, ઢીંકણાના સૈન્યમાં ફિતુર થયું, આવી લુખી સુખી માલ વગરની કથાકુટ કરનારા માણસોનું ધ્યાન કદી આવી સામાજીક બાબતમાં ગુંથાયું જાણ્યું છે? વૃષસેન ખરૂં પુછે તો માંહોમાંહેની યાદવી તકરારથી થતી મારામારીઓનું મને તો કંઇ જ મહત્વ ભાસતું નથી, પણ જે વ્યકિતના સંઘની સમાજ બને છે તે પ્રત્યેક વ્યક્તિની જન્મદાતા સ્ત્રીઓપર સેજ જોરાવર પુરુષો તરફથી થતો જુલમ સહી શકતો નથી. સમાજમાં જોખમ ભર્યાં કાર્યમાં તેમનો અરધો હક્ક હોવા છતાં તે તરપ આખાડા કરી પોતાનું જ મહત્વ વધારનાર પુરુષોપર મને ઘણો જ ક્રોધ ચડે છે. કોઇ કોઇ સમયે તો એવા પણ વિચારો આવે છે જે પરમાત્મા મને એકાદ વખત સ્ત્રીનો જન્મ આપે તો હું આ પુરુષોના કારભારમાં ઉથલપાથલ કરી મૂકું."

વૃષસેનને આ ઉપરની ચર્પટપંજરી મુદ્દલે ગમી નહિ, તેને લક્ષ્મણના કેટલાક વિચારો પસંદ નહોતા, તથાપિ તે તેનો સ્નેહી તેમ જ કિંચિત્ પ્રમાણમાં સેવ્ય અને સેવકનો પણ સંબંધ હતો, જેથી રાજકુમાર લક્ષ્મણના વિચારો પોતાને માન્ય નથી એમ સ્પષ્ટ

બતાવવું એ દરબારી રીતરીવાજના નિકટ સંબંધમાં રહેલા અને તેમાં જ મોટા થયેલા કર્ણ પુત્ર વૃષસેનને યોગ્ય ન લાગ્યું. તે ચુપચુપ લક્ષ્મણનું નીરસ ભાષણ સાંભળ્યા જતો હતો. તેનું બોલવું પુરૂં થયું અને પોતાના વાક્કૌશલ્યનું પરિણામ અજમાવવા ખાતર તે વૃષસેન તરફ જોવા લાગ્યો—

" લક્ષ્મણ ત્યારે તને વત્સલા નથી જ જોઇતી ?! તો પછી દુર્યોધન મહારાજને તેમ સ્પષ્ટ જણાવી દે કે ખર્ચ અને ત્રાસથી વેવાઇ તો તુર્ત છુટે !!"

આ શબ્દો સાંભળી લક્ષ્મણને હસવું આવ્યું.

" વૃષસેન મારા બોલવાનો વિપર્યાસ થયો. હું સાફ કહું છું જે મારૂં કહેવું તું મુદ્દલે સમજ્યો નથી. વત્સલા જેવી લાવણ્યવતી રાજકુમારીને ગુમાવી દેવા જેટલો હું કંઇ મુર્ખ નથી. ફકત ખોટું લાગે છે તે એટલું જ કે, વત્સલાનો જાહેર સ્વયંવર રચ્યો હોત તો હું તેની પ્રાપ્તિમાટે એકઠા મળેલા સઘળા રાજપુત્રોને દબાવી હાલની મારી ભાવી પ્રિયાને મારી યોગ્યતા દેખાડી શકયો હોત. અરે સ્રી જાત પ્રત્યે મારા હૃદયમાં વસતો પ્રેમ—તેમની કોમલ મનો વૃત્તિ સાથે જોડાયેલું ઐક્ય દર્શાવી મારૂં અદ્વિતીયત્વ મેં તે ભર સભામાં પ્રગટ કર્યું હોત.

વૃષસેને સ્મિત કર્યું.

પ્રભુએ બક્ષેલું સૌંદર્ય, શરીરપરના હીરામોતીના અલંકારોએ આપેલું ગૌરવ અને શૃંગારમાં વીર પ્રમાણેની મારી નિપુણતા નિહાળી સ્વયંવરમાં વરમાળા લેઈ હિંડતી વત્સલાને તેના હૃદયરૂપી આરસામાં મારૂં જ પ્રતિબિંબ દેખાત. "

" તો શું હવે લગ્નની પૂર્વ વિધિ પૂર્ણ થતાં અરસપરસ વરમાળ આરોપતાં તમારા આ ઉત્સાહી ચ્હેરાની આ છબી શું વત્સલાને નહિ દેખાય? સિવાય મને તો ભાઇ હાલનો જ સમય અનુકુળ લાગે છે. કારણ કે જાહેર સ્વયંવરમાં પૂર્વનું સાનુરાગી વત્સલાનું મન ઇતર સર્વ રાજાઓને ધિક્કારી પેલા ભિખારી અભિમન્યુ તરફ જ ખેંચાયું હોત.. માટે હું કહું છું જે હવે તારો ઉત્તમ સમય છે. "

" હા દોસ્ત ! " આનંદથી લક્ષ્મણના નેત્રમાં તે જ ઝળક્યું. " અભિમન્યુ અને વત્સલાના પુર્વ પ્રેમની વાત હું તદ્દન જ વિસરી ગયો હતો. એક તરૂણી માટે બે તરૂણોમાં અરસપરસની સુરસાસુરસીમાં ઉત્પન્ન થતા પ્રેમના વિકાસની મઝા કંઇ જુદી જ હોય છે. હવે તો મારી એવી ઇચ્છા થઇ છે જે લગ્ન થતાં પહેલાં વત્સલાનો અને મારો પરિચય થવો જોઇએ. તે મુલાકાતે સંપત્તિના તેજથી ઉભરાઇ જતું આ મારૂં મધુરૂં રૂપ અને પેલા અર્જુનના પોરીયાની કલાહીન, ભિખારી મલિન કાયા એ બેની તુલના કરવાને તે આરૂગામીન તક મળે. અને તેને એમ જ લાગે કે અભિમન્યુ કરતાં હું હજાર ગણો સારો છું અને તેની સાથે મારા તરફ નખરાં કરી તીરછાં કટાક્ષે તે મને ઘાયલ કરે જ. વૃષસેન ! પુરુષોના રૂપ ગુણ કરતાં સ્રીઓ દ્રવ્યપર જ ઘણી આશક હોય છે. "

" ભાઇ, હાલનો સમય જોતાં તારા આ વિચારો મને તો સફળ થાય એમ લાગતા નથી. "

" ઘેલો રે ઘેલો ! આ જગતમાં અસાધ્ય શું છે ? મને તો કેવળ તારાજેવા એક નિષ્ટ મિત્રની જ જરૂર છે. "

" મિત્ર શું કરી શકશે ?" વૃષસેન સ્મિત કરી બોલ્યો.

"ધારે તે કરી શકે. હજુ લગ્નને વાર છે. નિદાન પંદરેક દિવસો તો છે જ. એટલી અવધિમાં વત્સલાસાથે અંદરખાનેથી સંબંધ જોડવાનો મારો વિચાર છે. અંતઃપુરના વિલાસી પીંજરામાં પુરેલી તે મનોહારિણીને તેને વિરહાવસ્થામાંથી મુક્ત કરી મારી સાથે લગ્ન થતાં ભાવી સુખની કલ્પનામય સૃષ્ટિમાં તેના મનને જો કેવું રમખાણ કરી મુકુંયું છે તે કાલે રાજા થતાં તેને મારા સિંહાસનની પડખે બેસાડી રાજ્યકારભારની બાબતમાં તેનો વિચાર લેઇશ અને હું જગતને બતાવી આપીશ. જે સ્રીયો કેવળ અંતઃપુરની જ વિલાસ દાસીયો નથી પણ દરેક બાબતમાં પુરુષોની સહાયક મંત્રી છે. દરેક બાબતમાં તેની સલાહ લેઇ કાર્ય કરીશ અને તુંડ મિજાજી પુરુષોને બતાવી આપીશ કે સ્રીઓ કેવળ અંતઃપુરની રાણીયો નથી, પણ દરેક કાર્ય કરવા કુશળ મંત્રીરૂપ અર્ધાંગના છે. આજકાલ સઘળે સ્રી જાતપર જુલમ વર્ષાવવામાં આવે છે એમ મારૂં ધારવું છે અને તે જુલમને હણવા ખાતર જ મારો અવતાર છે."

"લક્ષ્મણ, તારે જે કરવાનું છે તે કહેવાનું મુકી તેં આ કેટલું બધું લાંબુ લચક વિષયાન્તર કર્યું ?"

"આ ઉપરથી તારા સ્પષ્ટપણે જાણવામાં આવ્યું હશે કે આ વિષય મારા હૃદયમાં કેટલો બધો રમી રહ્યો છે! અરે જાગૃતિમાં તો શું પણ સ્વપ્નામાં સુદ્ધાં હું જ્યાં ત્યાં બંધલોહારનું બીદ ધારણ કરેલાં સ્રીઓનાં સુહાસ્ય મુખકમળો મારી ચોતરફ જોઉં છું! વારૂ હવે તે રહેવા દે. હવે હું તને એક વાત પુછું છું. બોલ તું મને સાહ્ય કરીશ કે નહિ?

વૃષસેને ગંભીર મુદ્રાએ લક્ષ્મણ તરફ જોયું અને બોલ્યો. "જેવી રીતે મારા પિતા કર્ણે પોતાનું જીવિત સર્વસ્વ એક નિષ્ઠાએ દુર્યોધન માટે અર્પણ કર્યું છે તેમ જ આ વૃષસેન પોતાના મિત્ર માટે પોતાનો પ્રાણ પણ આપવા આધુંપાછું કરશે નહિ એવી ખાત્રી રાખજો.

પુરુષોના ત્રાસથી ત્રાહે ત્રાહે પોકારતી અબળાઓને સ્વતંત્ર કરવાનું વીર કંકણ બાંધેલા લક્ષ્મણના ચહેરાપર ઉત્સાહ ઝળકવા લાગ્યો. વૃષસેન જેવો એક નિષ્ટ મિત્ર મળતાં હવે ખાસ પોતાના કાર્યમાં યશ મળ્યા સિવાય રહેશે નહિ એવી તેની પૂર્ણ ખાત્રી હતી.

"આમ આવ. જો! હું વત્સલાને એક પ્રણય પત્રિકા મોકલનાર છું. તેમાં ગુરુ પાસેથી કરેલા અધ્યયનનો પૂર્ણ ઉપયોગ કરી મારી વિદ્વતા દર્શાવનાર છું. લગ્ન એ એક જીંદગીના મઝાદાર ભાગને પ્રણય પ્રયોગે અધિક રૂચકર કરનાર છું. પૂર્વ પરિચય થઇ મારે માટે તે અને તેના માટે હું વિરહમાં ઝુરી મરવાનો સમય જો કે અમારા માતપિતાએ આપ્યો નથી તોપણ મારાથી શક્ય તેટલા પ્રમાણમાં પ્રેમમાં વધારો કરવાની ખટપટ કરી લગ્નનો પૂર્વ રંગ જો કેવો બહારધર બનાવી દેઉં છું તે-કે જોતું નામ જ. પણ આમાં તારી મદદ જોઇએ!"

"ધારે તે કરી શકે. હજુ લગ્નને વાર છે. નિદાન પંદરેક દિવસો તો છે જ. એટલી અવધિમાં વત્સલાસાથે અંદરખાનેથી સંબંધ જોડવાનો મારો વિચાર છે. અંતઃપુરના વિલાસી પીંજરામાં પુરેલી તે મનોહારિણીને તેને વિરહાવસ્થામાંથી મુક્ત કરી મારી સાથે લગ્ન થતાં ભાવી સુખની કલ્પનામય સૃષ્ટિમાં તેના મનને જો કેવું રમખાણ કરી મુકેલું છે તે કાલે રાજા થતાં તેને મારા સિંહાસનની પડખે બેસાડી રાજ્યકારભારની બાબતમાં તેનો વિચાર લેઈશ અને હું જગતને બતાવી આપીશ. જે સ્ત્રીયો કેવળ અંતઃપુરની જ વિલાસ દાસીયો નથી પણ દરેક બાબતમાં પુરુષોની સહાયક મંત્રી છે. દરેક બાબતમાં તેની સલાહ લેઈ કાર્ય કરીશ અને તુંડ મિજાજી પુરુષોને બતાવી આપીશ કે સ્ત્રીઓ કેવળ અંતઃપુરની રાણીયો નથી, પણ દરેક કાર્ય કરવા કુશળ મંત્રીરૂપ અર્ધાંગના છે. આજકાલ સઘળે સ્ત્રી જાતપર જુલમ વર્તાવવામાં આવે છે એમ મારૂં ધારવું છે અને તે જુલમને હણવા ખાતર જ મારો અવતાર છે."

"લક્ષ્મણ, તારે જે કરવાનું છે તે કહેવાનું મુકી તેં આ કેટલું બધું લાંબુ લચક વિષયાન્તર કર્યું ?"

"આ ઉપરથી તારા સ્પષ્ટપણે જાણવામાં આવ્યું હશે કે આ વિષય મારા હૃદયમાં કેટલો બધો રમી રહ્યો છે! અરે જાગૃતિમાં તો શું પણ સ્વપ્નામાં સુદ્ધાં હું જ્યાં ત્યાં અબલોદ્ધારનું બીડ ધારણ કરેલાં સ્ત્રીઓનાં સુહાસ્ય મુખકમળો મારી ચોતરફ જોઉં છું! વારૂ હવે તે રહેવા દે. હવે હું તને એક વાત પુછું છું. બોલ તું મને સાહ્ય કરીશ કે નહિ.

વૃષસેને ગંભીર મુદ્રાએ લક્ષ્મણ તરફ જોયું અને બોલ્યો. "જેવી રીતે મારા પિતા કર્ણે પોતાનું જીવીત સર્વસ્વ એક નિષ્ટાએ દુર્યોધન માટે અર્પણ કર્યું છે તેમ જ આ વૃષસેન પોતાના મિત્ર માટે પોતાનો પ્રાણ પણ આપવા આધુંપાછું કરશે નહિ એવી ખાત્રી રાખજો.

પુરુષોના ત્રાસથી ત્રાહે ત્રાહે પોકારતી અબળાઓને સ્વતંત્ર કરવાનું વીર કંકણ બાંધેલા લક્ષ્મણના ચહેરાપર ઉત્સાહ ઝળકવા લાગ્યો. વૃષસેન જેવો એક નિષ્ટ મિત્ર મળતાં હવે ખાસ પોતાના કાર્યમાં યશ મળ્યા સિવાય રહેશે નહિ એવી તેની પૂર્ણ ખાત્રી હતી.

"આમ આવ. જો! હું વત્સલાને એક પ્રણય પત્રિકા મોકલનાર છું. તેમાં ગુરુ પાસેથી કરેલા અધ્યયનનો પૂર્ણ ઉપયોગ કરી મારી વિદ્વતા દર્શાવનાર છું. લગ્ન એ એક જીંદગીના મઝાદાર ભાગને પ્રણય પ્રયોગે અધિક રૂચકર કરનાર છું. પૂર્વ પરિચય થઇ મારે માટે તે અને તેના માટે હું વિરહમાં ઝુરી મરવ.નો સમય જો કે અમારા માતપિતાએ આપ્યો નથી તોપણ મારાથી શક્ય તેટલા પ્રમાણમાં પ્રેમમાં વધારો કરવાની ખટપટ કરી લગ્નનો પૂર્વ રંગ જો કેવો બહારધર બનાવી દેઉં છું તે-કે જેનું નામ જ. પણ આમાં તારી મદદ જોઇએ!"

---

## प्रातःकालना ग्राहकोए हंमेशा स्मरणमां राखवायोग्य केटलाक नियमो.

૧ જ્યારે શિરનામું બદલવાનું હોય ત્યારે નવા શિરનામાંની સાથે પૂર્વે પ્રાતઃકાલ ક્યાં મળતું હતું તે અવશ્ય જણાવવું. તેમ નહિ કરનારના પત્રનો અમલ થઇ શકશે નહિ. શિરનામું બદલવા સંબંધમાં જેમનું પત્ર અમને વ ૧૦ સુધીમાં મળી શકશે તેનો તે માસમાં અમલ થઇ શકશે. વદ ૧૦ પછીના પત્રોનો અમલ બીજા માસથી થઇ શકશે.

૨ જ્યારે અમારા ઉપર કોઈ પણ કાર્ય માટે જ્યારે પત્ર લખવામાં આવે ત્યારે ત્યારે નામ, તથા ગામ લખવું, તથા ઉત્તર માટે પોસ્ટની ટીકીટ મોકલવી. ઘણા મનુષ્યો નામ તથા ગામ લખતા નથી, તથા ઉત્તર માટે ટીકીટ મોકલતા નથી તેવા મનુષ્યોના પત્ર નકામા જાય છે.

૩ પ્રાતઃકાલ પ્રત્યેક માસની વદ ચતુર્દશીએ પ્રસિદ્ધ થાય છે, અને હમેશાં નિયમિતપણે ગ્રાહકોને બીજા માસની શુદ પંચમી સુધીમાં બીડી દેવામાં આવે છે. તેથી જેમને શુદ ૧૦ મી સુધીમાં અંક ન મળે તેમણે દશમ સુધીમાં અમને લખી જણાવવું. દશમ પછી અંક મંગાવનાર બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આપશે તો જ અંક મળી શકશે.

श्री.

# प्रातःकाल.

पुस्तक १२ ] संवत् १९७१ चैत्र कृष्णपक्ष १४. [ अंक ६

॥ ॐ श्रीं. ॥

## पद्यसंग्रह

### ब्रह्मबुद्धिनुं माहात्म्य

પદ ૧. ( પતિવર્તા નારી, પાતે હૈ પાત તગદીરસેં, એ લય. )

અનુભવી જનકેરી, શુદ્ધસત્ત્વા હું બ્રહ્મબુદ્ધિ છું.
સમગ્ર વિશ્વતણી હું પોતે, પ્રણાશ ઉત્પત્તિ સ્થિતિ છું,
પદાર્થ પ્રાણીમાત્રતણું મૂલ, ગત, ભાવિ ને સંપ્રતિ છું,
તોએ નિત્ય નિર્વિકાર હું, નિઃસંગી રહું,
મુજમાં ન હાનિ કે વૃદ્ધિ લહું,
સર્વ સામર્થ્યમય સમૃદ્ધિ છું; અનુભવી૦
અગમ્ય જ્ઞાનસ્વરૂપા એવી, અકલ સકલ વેદશ્રુતિ છું,
સત્સંસ્કારસમન્વિત જનની, જગતવિષે હું સત્કૃતિ છું,
આદિ અંતરહિત વિભુ છું, સઘળે વ્યાપ્ત છું,
સત ચિત આનંદરૂપી વૃત્તિ છું,
સઘળી પ્રવૃત્તિ ને નિવૃત્તિ છું; અનુભવી૦
જે દૃષ્ટિમાં વસું હું તેને, કરાવું સૌ શુભપ્રતીતિ છું,
જે હૃદયે મુજ જ્યોતિ તેમાં સદા સ્ફુરાવું સન્મતિ હું,

સામર્થ્યકેરો મહાસિંધુ, બલનો રાશિ હું,
દૈવી અજરામરતાની સપ્તિ છું,
પ્રાપ્તવ્યમાત્રની સંતૃપ્તિ છું; અનુભવી॰
મુજમાં જે અભિમાન વિલાવે, તેને સઘળી ઉન્નતિ દઉં,
તત્ત્વરહસ્ય બતાવી જણાવું, અદ્‌ભુતરૂપે સંસતિ હું,
અહિંસા કોઇ મુજને તેને જીવન દેઉં હું,
સાધી સર્વાંગ તેની શુદ્ધિ હું, કરાવીશ સર્વાર્થસિદ્ધિ હું; અનુભવી॰

## किं कर्तव्यम् ?

પદ ૨. ( દઇએ અંતરની આશીષ્ એ લય. )

સુખઅર્થે किं कर्तव्यम्[1] ?
શુભવચનકથનઉદ્યમ.
જ્યાં જણાય સઘળો વિપરીત ક્રમ, જ્યાં શોકાદિનો થતો ઉપક્રમ,
તે ક્ષણ હિતાર્થ किं वक्तव्यम्[2] ? કે शुभं शुभं वाच्यम्[3];
આવતી વિપત્તિ ચાલી ડમડમ, યમનગારૂં જ્યાં વાગે ડમડમ,
તેની મધ્યે किं कर्तव्यम् ? કે शुभं शुभं वाच्यम्;
કોઈ કાર્ય જણાય કદી દુર્ગમ, કદી આવી પડે માથે બહુ શ્રમ,
તે સમયે किं अध्येतव्यम्[4] ? કે शुभं शुभं वाच्यम्;
જે હણે જીવતતણો સંભ્રમ, દર્શાવે હિતનો માર્ગ પરમ,
એવું જગમાં किं ज्ञातव्यम्[5] ? કે शुभं शुभं वाच्यम्;
જે બંધ કરાવે શુભ ઉદ્યમ, શુણશો ન વચન, જે નથી હિતતમ,
બીજાનું વચન किं श्रोतव्यम्[6] ? જે शुभं शुभं वाच्यम्;
નવ માર્ગ જણાયે યોગરદમ, નવ સમર્થ હો જવ કરવા શ્રમ,
તે સમયે પણ છે किं शक्यम्[7] ? જે शुभं शुभं वाच्यम्.

## तत्त्वानुभवकथन.

પદ ૩. ( ઘરની શોભા છે ઘરવાળી, એ લય. )

કોનાં મનમતિ ત્યાં તે પહોંચે, વસું જ્યાં તત્ત્વહિમાચલટોચે:—
અહા ! પ્રશાંતિપ્રસારક આ, સ્થલકેરો પ્રભાવ શો છે ?
જેમાં પ્રવેશતાં પાછી કેદીએ, કશાથી જન નવ શોચે;—
સ્વતઃ ઉઠે આનંદની ઊર્મિ, જ્યાં ન કશાનો લો છે,
નિરાવરણ ને નિષ્કલંક આ,—સમ સ્થલ બીજું કોં છે ?—

1 શું કરવું. 2 શું બોલવું. 3 જે શુભ શુભ હોય તે બોલવું. 4 શું અધ્યયન કરવાજેવું છે. 5 શું જાણવાયોગ્ય છે. 6 શું સાંભળવાયોગ્ય છે. 7 શું શક્ય છે.

નવીન નવીન અકલિત સામર્થ્યો, જ્યાં ઉદ્ભવતાં રોજે,
પામે આવિર્ભાવ હૃદયમાં, જે બલને ઇચ્છો તે;—
અમાપ એવા દેશે વિહાર, કરૂં હું વિણુસંકોચે,
જ્ઞાન અને ઐશ્વર્ય અહૂં હું, જે ગુણ એમાંનો છે;—
સવિશેષ આનંદ લઉં, નિરુપાધિ સ્વરૂપકેરો જે,
જે અનુભવમાટે કહી શકું ના, આવો કે તેવો તે;—
મેં હિમગિરિની ગૂઢ ગુહામાં, પડાવ નાંખેલો છે;
શેષ એક સંકલ્પ કરૂં જગપ્રતિ, પ્રણામ છેલ્લો છે;—

—

## भूलोकमां साधकोने प्राप्त थयेला सद्गुरुश्रीनुं स्वरूपकथन.

પદ ૪. ( જોતાં રે જોતાં અમને જડીયાં રે, એ લય. )

મળ્યા રે મળ્યા અમને અહિંઆં રે, સાચા સાધકના સ્વામી.
કળ્યા રે કળ્યા કોઈ વિરલે રે, સાધકઅંતર્યામી.
સુધાનાં નયન જેનાં હાં, માંહિ ભ્રુકુટી અલૌકિક,
રશ્મિ ઝરે જ્યાંથી દીપતાં રે; સાચા૦
લોક[1] જગાવ્યા રે હાં, જેના મોહનમંત્રે,
અણુ અણુ જીવન પામતાં રે; સાચા૦
સંશયપટ ભેદ્યા હાં, બોધ શ્રવણ કરાવી;
સર્વમાં થઈ નિઃશંકતા રે; સાચા૦
સંગે લઇ ફર્યા હાં, કરતાં વાર્તાવિનોદો,
આપ હસીને હસાવતા રે; સાચા૦
બાલકસમ ગણી હાં, પાળ્યા પોષણ કીધાં,
સાથે લઇને રમાડતા રે; સાચા૦
કઠોર વચન નવ હાં, વદતા કોઇને કદાપિ,
ભાઇ કહીને બોલાવતા રે; સાચા૦
વિકલ થતાં કદી હાં, જાતા પ્રભુની સમીપે,
હૃદયશું લેઇને ભેટતા રે; સાચા૦
પ્રભુની વિધવિધ લીલા હાં, જે આજે સ્મરતાં સ્મરતાં,
અશ્રુ નયનમાં આવતાં રે; સાચા૦
કૃતકૃત્ય કીધાં રે હાં, નિજ સ્વરૂપ બતાવી,
અંતર દર્શન આપતાં રે; સાચા૦
નરહરિનાથના હાં, અમો સ્મરી ઉપકારો,
નહરિપદે આજે ભેટતા રે; સાચા૦

---

૧ શરીરના વિવિધ પ્રદેશો.

# तत्त्वविचार—




## अथ प्रथमकलाप्रारंभ.



### [1]उपोद्घातवर्णन.

૧ પ્રશ્ન—પુરુષાર્થ એ શી વસ્તુ છે?

ઉત્તર—સર્વ પુરુષોની ઇચ્છાનો જે વિષય છે તે પુરુષાર્થ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારને પુરુષાર્થ કહેવામાં આવે છે. તેમાં પ્રથમ ત્રણ ગૌણ છે, તેને ત્યજીને ચતુર્થ મોક્ષનું અત્ર ગ્રહણ કરેલું છે.

૨ પ્રશ્ન—સર્વ પુરુષોને શાની ઇચ્છા થાય છે?

ઉત્તર—સર્વ દુઃખની નિવૃત્તિની અને પરમાનંદની પ્રાપ્તિની.

૩ પ્રશ્ન—સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ, એ શું છે?

ઉત્તર—સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એ મોક્ષનું સ્વરૂપ છે. ત્યાં અજ્ઞાનસહિત જન્મમરણાદિક દુઃખનો બાધ કરવો તે નિવૃત્તિ છે, અને આત્મસાક્ષાત્કારજન્ય પરમાનંદ, કે જે આનંદ અનુભવી પુરુષોથી શ્રેષ્ઠ ગણાયો છે તેની નિત્ય પ્રાપ્તિ હોવી તે પરમાનંદની પ્રાપ્તિ છે. હું કર્તા છું, હું ભોક્તા છું, એ પ્રકારના ભાવને ત્યજીને સ્વસ્વરૂપમાં સ્થિતિ કરવી તે મોક્ષ છે. કોઈ કોઈ લોક સ્વર્ગ, વૈકુંઠ આદિ ઊર્ધ્વ લોકની પ્રાપ્તિને મોક્ષ માને છે, પરંતુ વેદાંતની દૃષ્ટિથી તે વાસ્તવ મોક્ષ નથી. વેદાંતમતપ્રમાણે દુઃખમાત્રની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ, એ મોક્ષનું સ્વરૂપ છે.

૪ પ્રશ્ન—મોક્ષ શાથી થાય છે?

ઉત્તર—મોક્ષ બ્રહ્મજ્ઞાનથી થાય છે. કર્મ અને ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ થાય છે, અને એકાગ્રતા, કે જે જ્ઞાનપ્રાપ્તિનું સાધન છે, તે પ્રાપ્ત થાય છે; પણ મોક્ષ તો બ્રહ્મજ્ઞાનથી જ થાય છે.

---

૧ પ્રતિપાદન કરવાયોગ્ય અર્થને મનમાં રાખીને તેનું તથા અન્ય અર્થનું પ્રતિપાદન તે ઉપોદ્ઘાત છે. જેમ કે કોઈને ઘેરથી આપણે છાશ લેવી હોય તો, તે અર્થ મનમાં રાખીને તેની સિદ્ધિ માટે જેમ આપણે તેને પૂછીએ છીએ, કે તમારી ગાય દુધ દે છે, કે નહિ, એ પ્રમાણે બીજી વાર્તા કરીએ છીએ. તે પ્રમાણે અહિં પ્રતિપાદન કરવાયોગ્ય જે વિચાર તેને મનમાં રાખીને તેના આરંભઅર્થે અન્ય મોક્ષ આદિ પદાર્થનું કથન તે ઉપોદ્ઘાત છે.

૫ પ્રશ્ન—બ્રહ્મજ્ઞાન એટલે શું ?

ઉત્તર—મારો આત્મા તે બ્રહ્મથી અભિન્ન છે, અથવા હું બ્રહ્મ છું, એ પ્રકારનું જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન છે, અને તે મોક્ષના હેતુરૂપ છે.

૬ પ્રશ્ન—બ્રહ્મજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર—બ્રહ્મજ્ઞાન પરોક્ષ અને અપરોક્ષ એમ બે પ્રકારનું છે.

૭ પ્રશ્ન—પરોક્ષબ્રહ્મજ્ઞાન કોને કહેવાય છે ?

ઉત્તર—બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે, એમ જાણવું તે પરોક્ષબ્રહ્મજ્ઞાન છે. આ પરોક્ષબ્રહ્મજ્ઞાન એ અપરોક્ષબ્રહ્મજ્ઞાન, કે અદ્વૈતજ્ઞાનમાં ઉપયોગી છે.

૮ પ્રશ્ન—પરોક્ષબ્રહ્મજ્ઞાન શાથી થાય છે ?

ઉત્તર—સદ્ગુરુ અને સચ્છાસ્ત્રનાં વચનમાં વિશ્વાસ રાખવાથી પરોક્ષબ્રહ્મજ્ઞાન થાય છે.

૯ પ્રશ્ન—પરોક્ષબ્રહ્મજ્ઞાનથી શું ફલ થાય છે ?

ઉત્તર—અસત્ત્વાપાદકઆવરણની નિવૃત્તિ થાય છે. બ્રહ્મ નથી, એ પ્રકારનો બ્રહ્મનો અસદ્ભાવ તે અસત્ત્વ છે, અને આપાદક, એટલે તેનું સંપાદક જે આવરણ તેની નિવૃત્તિ થવી તે; અર્થાત્ બ્રહ્મ સત્ય છે, અને જગત્ મિથ્યા છે, એ પ્રકારનો દૃઢ નિશ્ચય થવો તે તેનું ફલ છે.

૧૦ પ્રશ્ન—પરોક્ષબ્રહ્મજ્ઞાન ક્યારે પૂર્ણ થયું કહેવાય ?

ઉત્તર—બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના વચનાનુસાર અને વેદાંતશાસ્ત્રાનુસાર બુદ્ધિમાં બ્રહ્મસ્વરૂપનો દૃઢ નિશ્ચય થવાથી તથા તેને ઉત્તમ પ્રકારે ધારણ કર્યાથી તે જ્ઞાન પૂર્ણ થયું કહેવાય છે.

૧૧ પ્રશ્ન—અપરોક્ષબ્રહ્મજ્ઞાન એ શી વસ્તુ છે ?

ઉત્તર—હું સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છું, એવું સ્વાનુભવપૂર્વક જાણવું, તે અપરોક્ષબ્રહ્મજ્ઞાન છે.

૧૨ પ્રશ્ન—અપરોક્ષબ્રહ્મજ્ઞાન શાથી થાય છે ?

ઉત્તર—તત્ત્વમસિ આદિ મહાવાક્યનું સદ્ગુરુના મુખથી શ્રવણ કરવાથી અધિકારિને અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે.

૧૩ પ્રશ્ન—અપરોક્ષબ્રહ્મજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર—અપરોક્ષબ્રહ્મજ્ઞાન અદૃઢ અને દૃઢ એમ બે પ્રકારનું છે.

૧૪ પ્રશ્ન—અદૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન કોને કહે છે ?

ઉત્તર—બ્રહ્મ અને આત્માની એકતાનો અસંભાવના અને વિપરીતભાવનાસહિત જે નિશ્ચય થવો તે અદૃઢ અપરોક્ષબ્રહ્મજ્ઞાન છે. ત્યાં વેદાંતમાં જીવબ્રહ્મનો ભેદ પ્રતિપાદન કર્યો છે, કે અભેદ, તથા જીવબ્રહ્મનો ભેદ સત્ય છે, કે અભેદ એ બે પ્રકારનો સંશય તે અસંભાવના કહેવાય છે; અને જીવબ્રહ્મનો ભેદ સત્ય છે, કે દેહાદિ પ્રપંચ સત્ય છે, એ પ્રકારનો વિપરીત નિશ્ચય તે વિપરીતભાવના છે.

૧૫ પ્રશ્ન—અદૃઢ અપરોક્ષબ્રહ્મજ્ઞાન શાથી—ક્યા હેતુથી થાય છે ?

ઉત્તર (૧) અંતઃકરણમાં રહેલા મલવિક્ષેપ દોષોને લીધે, (૨) બ્રહ્મના અદ્વૈતપણાના અસંભવના જ્ઞાનને લીધે, (૩) ભેદવાદી અથવા પામર પુરુષોની સંગતિને લીધે અદૃઢ અપરોક્ષબ્રહ્મજ્ઞાન થાય છે. જો કે આ પ્રકારનું જ્ઞાન પણ સદ્‌ગુરુના મુખથી મહાવાક્યનું શ્રવણ કરવાથી જ થાય છે.

૧૬ પ્રશ્ન—અદૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન થવાથી શું ફળ થાય છે?

ઉત્તર—ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે, પવિત્ર શ્રીમાન્ કુળમાં જન્મ થાય છે, અથવા નિષ્કામતા પ્રાપ્ત થવાથી જ્ઞાની પુરુષના કુળમાં જન્મ થાય છે.

૧૭ પ્રશ્ન—અદૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન ક્યારે પૂર્ણ થયું કહેવાય છે?

ઉત્તર—બ્રહ્મના સચ્ચિદ્ આનંદ આદિ વિશેષણોનું અપરોક્ષ ભાન હોવા છતાં, સંશય અને વિપરીતભાવના અથવા વિપરીત નિશ્ચયનો સદ્‌ભાવ રહે ત્યારે અદૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન પૂર્ણ થાય છે.

૧૮ પ્રશ્ન—દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન એ શું છે?

ઉત્તર—અસંભાવના અને વિપરીતભાવનારહિત બ્રહ્મ અને આત્માની એકતાનો નિશ્ચય થવો તો દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન છે.

૧૯ પ્રશ્ન—દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન શાથી થાય છે?

ઉત્તર—સદ્‌ગુરુના મુખેથી મહાવાક્યનું શ્રવણ કરવાથી તથા તેનું મનન અને નિદિધ્યાસન કરવાથી દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન થાય છે. જીવ અને બ્રહ્મની એકતાનો બોધ કરનાર તત્ત્વમસિ, આદિ વાક્ય મહાવાક્ય કહેવાય છે.

૨૦ પ્રશ્ન—દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાનથી શું થાય છે?

ઉત્તર—અભાનાપાદકઆવરણ અને વિક્ષેપરૂપ કાર્યસહિત અવિદ્યાની અર્થાત્ અજ્ઞાનની નિવૃત્તિ થવાથી બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે. બ્રહ્મની પ્રતીતિ થતી નથી, એ પ્રકારનું અભાન અર્થાત્ અપ્રતીતિ, તેનું સંપાદક જે આવરણ તે અભાનાપાદકઆવરણ અત્ર સમજવું.

૨૧ પ્રશ્ન—દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન ક્યારે પૂર્ણ થાય છે, અર્થાત્ તેનો અવધિ ક્યારે કહેવાય છે?

ઉત્તર—દેહવિષે અહંપણાના જ્ઞાનનો બાધ કરીને બ્રહ્મ અને આત્માના અભેદનું અપરોક્ષજ્ઞાન થાય છે ત્યારે દૃઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન પૂર્ણ થયું કહેવાય છે.

૨૨ પ્રશ્ન—વિચાર કોને કહેવામાં આવે છે?

ઉત્તર—આત્મા અને અનાત્માને ભિન્ન કરીને જાણવા, એ વિચાર છે.

૨૩ પ્રશ્ન—આ વિચાર ક્યા હેતુથી સિદ્ધ થાય છે?

ઉત્તર—આ વિચારની સિદ્ધિ ઈશ્વર, વેદ, સદ્‌ગુરુ અને પોતાના અંતઃકરણની કૃપાથી થાય છે. જ્ઞાનને અર્પનાર સદ્‌ગુરુ આદિની પ્રાપ્તિ એ ઈશ્વરકૃપા છે. શાસ્ત્રના અર્થનું ધારણ કરવાની શક્તિ એ વેદકૃપા છે. શાસ્ત્ર અને સ્વાનુભવઅનુસાર યથાર્થ ઉપદેશ કરવો તે ગુરુકૃપા છે; અને શાસ્ત્ર તથા સદ્‌ગુરુનાં વચનાનુસાર સાધનોને સિદ્ધ કરવાં તે અંતઃકરણની કૃપા છે.

૨૪ પ્રશ્ન—આ વિચારથી શું ફલ થાય છે?

ઉત્તર—આ વિચારથી દઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન થાય છે.

૨૫ પ્રશ્ન—આ વિચારનો અવધિ ક્યારે સમજવો?

ઉત્તર—દઢઅપરોક્ષબ્રહ્મજ્ઞાન થતાં આ વિચારનો અવધિ સમજવો.

૨૬ પ્રશ્ન—વિચારનો વિષય શું સમજવો, અર્થાત્ શાનો વિચાર કરવો?

ઉત્તર—(૧) હું કોણ છું, (૨) બ્રહ્મ શું છે, (૩) અને આ પ્રપંચ શું છે, એ ત્રણ વસ્તુનો વિચાર કરવો.

૨૭ પ્રશ્ન—આ ત્રણ વસ્તુનું સાધરણ સ્વરૂપ શું છે?

ઉત્તર—હું અને બ્રહ્મ એ ચૈતન્યસ્વરૂપ છે, અને પ્રપંચ એ જડ છે. સમષ્ટિવ્યષ્ટિસ્થૂલસૂક્ષ્મકારણ દેહ, અને એ ત્રણની અવસ્થા અને ધર્મ એને પ્રપંચ કહેવામાં આવે છે.

૨૮ પ્રશ્ન—ચૈતન્ય શું છે?

ઉત્તર—(૧) જે જ્ઞાનરૂપ છે, (૨) ઘટાદિક સર્વ પ્રપંચને જે જાણનાર છે તથા (૩) જેને મનઇંદ્રિયાદિક જાણી શકતાં નથી તે ચૈતન્ય છે.

૨૯ પ્રશ્ન—જડ એ શી વસ્તુ છે?

ઉત્તર—(૧) જે પોતાને જાણતું નથી, (૨) તથા જે બીજાને પણ જાણતું નથી એવું જે અજ્ઞાન અને તેના કાર્યરૂપ જે ભૂતભૌતિક પદાર્થ તે જડ છે. હું જાણતો નથી, એવા પ્રકારના વ્યવહારના હેતુરૂપ આવરણવિક્ષેપશક્તિવાળો અનાદિભાવરૂપ પદાર્થ તે અજ્ઞાન છે. આકાશાદિક પાંચ ભૂત તથા તેના કાર્યરૂપ પિંડ બ્રહ્માંડાદિકને અત્ર ભૂતભૌતિક પદાર્થ સમજવો.

૩૦ પ્રશ્ન—ઉપર કહેલા ત્રણ પ્રકારના વિચારનો ઉપયોગ કેવી રીતે થઈ શકે છે?

ઉત્તર—(૧) તત્ત્વમસિ મહાવાક્યમાં રહેલા त्वं પદ અને तत् પદનો વાચ્ય અર્થ જે જીવ અને ઈશ્વર તેની ઉપાધિરૂપ જે પ્રપંચ તેને રજ્જુસર્પન્યાયે, સ્થાણુપુરુષન્યાયે, કે મૃગજલન્યાયે વિચારપૂર્વક મિથ્યા જાણીને ત્યાગ કરવો તે પ્રપંચના વિચારનો ઉપયોગ છે.

ચિદાભાસયુક્ત અંતઃકરણસહિત કૂટસ્થ ચૈતન્ય તે જીવ છે. ચિદાભાસયુક્ત માયાસહિત બ્રહ્મચૈતન્ય તે ઈશ્વર છે, અને સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ ત્રણ શરીર, પંચકોશ તથા ત્રણ અવસ્થા આદિ નામરૂપ તે પ્રપંચ છે.

(૨) હું આત્મા તે બ્રહ્મ છું, એ પ્રકારે બ્રહ્મ અને આત્માની એકતાનો વિચાર કરીને સત્ય જાણવું, અર્થાત્ હું કોણ છું, બ્રહ્મ કોણ છે, એ જાણવું તે વિચારનો ઉપયોગ છે.

૩૧ પ્રશ્ન—આ વિચારના અધિકારી કોને સમજવા તથા તેણે શું કરવું?

ઉત્તર—(૧) આ વિચારનો અધિકારી ઉત્તમ જીજ્ઞાસુ હોઈ શકે છે. વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા, એ ચારે સાધનસંપન્ન જે હોય, જે બ્રહ્મવિદ્ ગુરુના તથા વેદાંતશાસ્ત્રના વચનમાં પરમ વિશ્વાસ ધરનાર હોય, તથા જે કદી પણ કુતર્કને કરનાર ન હોય, એવા સ્વરૂપને જાણવાની ઉત્કટ ઇચ્છાવાળા અધિકારીને ઉત્તમ જીજ્ઞાસુ સમજવો. (૨) તેવા અધિકારીએ સદ્ગુરુની કૃપાવડે અદ્વૈતનો બોધ કરનાર પ્રક્રિયાનો વિચાર કરીને 'હું બ્રહ્મ છું,' એ પ્રકારનો બ્રહ્મઆત્માનો અપરોક્ષ અનુભવ કરવો.

૩૨ પ્રશ્ન—આ પ્રકારની પ્રક્રિયા કઈ કઈ છે?

પ્રકારમાં જે પ્રથમ પ્રકાર છે તેમાં પાયુ અને ઉપસ્થની વચ્ચેનો ભાગ ડાબા પગની એડીથી દબાવવામાં આવે છે અને ઉપસ્થની ઉપરના ભાગમાં જમણા પગની એડી મૂકવામાં આવે છે અને તે પણ એવી રીતે, કે બે એડીઓ બરાબર એક બીજાપર જાણે આવી રહી હોય તેવું દબાણ થાય છે અને તે સાથે એ બન્ને એડી તે તે ભાગને તો દાબે જ છે. પાયુ અને વૃષણકોશની વચ્ચેનો ભાગ તે કુંડલિની શક્તિનું સ્થાન છે અને એ શક્તિ સુષુમ્નાના દ્વારને સાણસાની માફક દબાવી પડી રહેલી છે. આ પ્રમાણે આસન વાળી એ શક્તિના ભાગમાં દબાણ કરવાથી એ કુંડલિની પોતાની પકડ ક્રમે કરીને છોડે છે તેથી સુષુમ્નાનું બંધ થયેલું દ્વાર ઉઘડે છે. આ સુષુમ્નાનું મુખ તે મોક્ષનું દ્વાર છે. એ દ્વાર ઉઘડતાં પ્રાણવાયુ એ સુષુમ્નામાં સહેલથી પ્રવેશી શકે છે. પ્રાણવાયુ એમાં પ્રવેશે છે એટલે પ્રાણનો અને મનનો અતિ નિકટનો સંબંધ હોવાથી મન પણ પ્રાણની સાથે જ પાછળ જાય છે. એ સુષુમ્નામ આ કંદસ્થાનથી તે મૂર્ધામાં આવેલાં સહસ્રદલપદ્મસુધી પહોંચેલી છે, તેથી આ રીતે પ્રાણ અને મન બન્ને સુષુમ્નામાં પ્રવેશ પામતાં એ બન્ને મૂર્ધામાં જાય છે અને ત્યાં સહસ્રદલપદ્મ નિરંતર શુદ્ધ ચિતિશક્તિરૂપે વિલસી રહેલા ચૈતન્યજ્યોતિનો સાક્ષાત્કાર કરી શકે છે. આ સાક્ષાત્કાર થવાથી મોક્ષ થાય છે તેથી સિદ્ધાસન આ રીતે મોક્ષના કપાટપ્રતિબંધને ભેદ કરનાર માન્યું છે. વળી એ સુષુમ્ના નાડી મૂર્ધાસુધી જઇ અટકી જતી નથી પણ ત્યાંથ શ્રીહિરણ્યગર્ભસાથે સંબંધવાળી એ સૂક્ષ્મરૂપે થઇ રહેલી છે. તેથી આ સુષુમ્નામાં પ્રવેશ કરનાર સાધકને બ્રહ્મલોકસુધી સર્વ લોકલોકાન્તરમાં ગતિ કરવાનું સામર્થ્ય પણ આવે છે અને દેહપતનસમયે તેની બ્રહ્મલોકમાં ગતિ થઇ શકે છે. જો આ યોગસાધકને નિર્ગુણ બ્રહ્મને "હું" એ રૂપે સાક્ષાત્કાર થઇ જાય છે તો તો न तस्य प्राणा उत्क्रामन्ति તેના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી, એ શ્રુતિવચનપ્રમાણે તે ઉત્ક્રાન્તિને પામતો નથી. પણ તે સાક્ષાત્કા નહિ થયો હોય તો, એટલે સગુણ બ્રહ્મનો ઉપાસક એ માત્ર રહ્યો હોય છે તો, આ સુષુમ્ના દ્વારા તેની ઉત્ક્રાન્તિ થાય છે. દેહપતનસમયે મૂર્ધામાંથી,તેના પ્રાણ ઊર્ધ્વ ક્રમણ કરે છે અને આ સુષુમ્નામાર્ગે થઇ બ્રહ્મલોકમાં તે ઉપાસક જાય છે અને ત્યાં તત્ત્વજ્ઞાનને પામી ब्रह्मणासह ते सं संप्राप्ते प्रतिसंचरे એ વચનમાં કહ્યા પ્રમાણે બ્રહ્માની સાથે વિદેહકૈવલ્યને પામે છે. આ પ્રમાણે સુષુમ્નાનું દ્વાર ઉઘાડનાર હોવાથી આ સિદ્ધાસન તે સાક્ષાત્ મોક્ષ તથા ક્રમમોક્ષ એ બન્ને પરંપરા સાધન થઇ રહે છે અને તે કારણથી એને અહિં મોક્ષકપાટને ભેદન કરનાર કહ્યું છે

આ સાથે ચિબુકને હૃદ્દેશની ઉપર ચાર આંગળ ઉપરના ભાગમાં દબાવવાનું આસનમાં હોય છે. એ ક્રિયાનું નામ યોગમાં જાલંધર બંધ કહેવાય છે અને એ પ્રાણાયામમાં અતિ ઉપયોગી બંધ છે. ઉડ્ડીયાન બંધ, મૂલબંધ, અને જાલંધર બંધ એ ત્ર બંધો યોગશાસ્ત્રમુદ્રા કહેવાય છે અને બીજી મુદ્રાનું વર્ણન આગળ આવશે ત્યારે એનાં સ્વર વિશેષ સ્પષ્ટ કરાશે. હાલ તત્કાળ તો જણાવવાનું એ જ કે આ જાલંધર બંધ પ્રાણાયામમા ઉપયોગી છે અને તે આ આસનમાં કરવામાં આવે છે તેથી તદ્દ્વારા પણ એ યોગની સિદ્ધિ ઉપયોગી આસન થઇ રહે છે.

આ આસનનાં આ પ્રકારે ફલો વાંચી એને સિદ્ધ કરવા ઘણાની ઇચ્છા થાય સ્વાભાવિક છે પણ સુજ્ઞે કેવલ ફલથી લોભાઇ ન જતાં યોગમાર્ગદર્શક શ્રીગુરુની અપે ધરવી અને તેમની આજ્ઞા થાય ત્યારે આ સિદ્ધાસનનો પ્રયોગ કરવો એ જ ડહાપણનું કા છે, કેમકે એ આસન બરાબર સિદ્ધ કરવું કઠિન છે અને એમાં ભૂલ થતાં ...

તન્તુઓપર થાય છે તે અમર્યાદ થવાથી એ તન્તુઓ તથા બીજી રક્તવાહિની શિરાઓ બહેર મારી જાય છે. આથી રુધિરાભિસરણ બરાબર નહિ થવાથી કોઇ કોઇને તે તે સ્થાનમાં રસ કે રુધિરનો જમાવ થઇ રહે છે. માટે શ્રીગુરુની દેખરેખ નીચે અને તેમની આજ્ઞાનુસાર પ્રવૃત્તિ કરવી એ જ ઉત્તમ અને નિર્ભય માર્ગ છે.

આ બે પ્રકારે થતાં સિદ્ધાસનથી કામવૃત્તિનો પણ જય કરાય છે. અને આમ વિવિધ ફળ આપનાર એ હોવાથી યોગવિદ્ પુરુષોએ એ આસનનું વિવિધ નામોથી વર્ણન કર્યું છે. શ્રીહઠયોગપ્રદીપિકામાં કહ્યું છે કે,

एतत्सिद्धासनं प्राहुरन्ये वज्रासनं विदुः ।
मुक्तासनं वदन्त्येके प्राहुर्गुप्तासनं परे ॥ १.३७ ॥
यमेष्विव मिताहारमहिंसां नियमेष्विव ।
मुख्यं सर्वासनेष्वेकं सिद्धाः सिद्धासनं विदुः ॥ १.३८ ॥
चतुरशीतिपीठेषु सिद्धमेव सदाभ्यसेत् ।
द्वासप्तति सहस्राणां नाडीनां मलशोधनम् ॥ १.३९ ॥
आत्मध्यायी मिताहारी यावद् द्वादशवत्सरम् ।
सदा सिद्धासनाभ्यासाद् योगी निष्पत्तिमाप्नुयात् ॥ १ ४० ॥
किमन्यैर्बहुभिः पीठैः सिद्धे सिद्धासने सति ।
प्राणानिले सावधाने बद्धे केवलकुंभके ॥ १.४१ ॥
उत्पद्यते निरायासात्स्वयमेवोन्मनी कला ।
तथैकस्मिन्नेव दृढे सिद्धे सिद्धासने सति ॥
बन्धत्रयमनायासात्स्वयमेवोपजायते ॥ १.४२ ॥
नासनं सिद्धसदृशं न कुंभकः केवलोपमः ।
न खेचरीसमा मुद्रा न नादसदृशो लयः ॥ १.४३ ॥

ભાવાર્થ:—આને કેટલાક સિદ્ધાસન કહે છે, અન્ય વજ્રાસન તથા અન્ય મુક્તાસન કહે છે અને ગુપ્તાસન પણ કહે છે. જે પ્રમાણે યમમાં અહિંસા છે, નિયમમાં મિતાહાર છે, તે જ પ્રમાણે સર્વ આસનમાં સિદ્ધાસનને સિદ્ધો મુખ્ય જાણે છે. ચોરાશી આસનમાં સિદ્ધાસનનો યોગસાધકે સદા અભ્યાસ કરવો. કેમકે ૭૨,૦૦૦ નાડીના મલને એ શોધન કરનાર છે. આત્માનું ધ્યાન કરનાર અને મિતાહાર કરનાર બાર વર્ષસુધી સદા સિદ્ધાસનનો અભ્યાસ કરે છે તો તે યોગસિદ્ધિને પામે છે. સિદ્ધાસનની સિદ્ધિ થઇ તો પછી બીજાં ઘણાં આસનોથી શું વધારે છે? જેમ કેવલ કુંભક સાધી પ્રાણવાયુનો નિરોધ કરવામાં આવતાં અનાયાસે ઉન્મની મુદ્રા પોતાની મેળે સિદ્ધ થઇ રહે છે, તે જ પ્રમાણે સિદ્ધાસનની દૃઢ સિદ્ધિ થઇ રહ્યે જાલંધર આદિ ત્રણે બંધ પોતાની મેળે સિદ્ધ થઇ રહે છે. સિદ્ધાસનસમાન આસન નથી, કેવલ કુંભકના સમાન કોઇ કુંભક નથી, ખેચરીના સમાન કોઇ મુદ્રા નથી અને નાદના જેવો કોઇ લયનો હેતુ નથી. (અપૂર્ણ.)

## साहित्य.



( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૫૪થી.

### પ્રકરણ ૯ મું.

#### માયાવી બજાર.

આ શુભ લગ્નના મહોત્સવનિમિત્તે દેશોદેશના જુદા જુદા વ્યાપારીઓએ વૈભવવાળી દ્વારકા નગરીમાં પોતપોતાના માલની દુકાનો ખોલી હતી. આ સઘળા વ્યાપારીઓને આંજી દેતી એક દુકાન લોકોને ચર્ચાનો વિષય થઈ પડી હતી; દરેક જાતનો માલ જો કે બીજી દુકાને મળતો તેવો જ હતો છતાં કિંમતમાં માત્ર તફાવત હતો ભરપુર કિંમત લેનારા વ્યાપારીઓની દુકાને ન જતાં લોકોનાં ટોળેટોળાં આ જ વ્યાપારીની દુકાને જતાં. ત્યાં માલની કિંમત એવી રાખવામાં આવી હતી કે દરેક જણે પોતાને જોઇતી વસ્તુ બદલામાં લેઈ જવી એટલે કે જુનીપુરાણી વસ્તુ બદલાવી સુખેથી નવી ઝાકઝમાળ વસ્તુ લેઈ જવી. આ વ્યાપારીઓ ઘણા જ સજ્જન હતા. ઘરાકોનું મનરંજન કરવાની વિદ્યા તેઓને હસ્તગત હતી. જ્યારે આ વ્યાપારીયોએ દ્વારકામાં પ્રથમ પ્રવેશ કર્યો ત્યારે શ્રીકૃષ્ણે આ પરદેશી વ્યાપારીયોના માલમાં કંઈ પણ કપટ વગેરે હશે એવા સંશયે તેમની તથા તેમના માલની નાકાપર બારીકાઈથી જડતી લેવામાં આવે એવી સૂચના કરી હતી, અને તે પ્રમાણે તેમની જડતી પણ લેવામાં આવી હતી. સારા ચિત્રકાર પાસે તે વ્યાપારીમંડળના નોકર ચાકર મજુરથી માંડીને પટાવાળા, વ્યવસ્થાપક અને ભાગીદારો વગેરે સઘળાના ચહેરાઓ ચિતરી બલરામને દેખાડવામાં આવ્યા હતા. બલરામે તે જોયા, પણ તેમને વર્ણ અને શરીરાકૃતિ ભિન્ન હોવાથી તેમાંના એકનો પણ ઓળખાણવાળો ચહેરો માલૂમ ન જ પડયો. જ્યારે તેઓ તપાસણીમાં જરા પણ સંશયને પાત્ર ન ઠર્યા ત્યારે તેમને પોતાની દુકાન ખોલવા માટે જગો આપવામાં આવી. આ પ્રમાણે જગ્યાની સુવ્યવસ્થા થતાં તેઓએ પોતાની દુકાન શુભ મુહૂર્તે ખોલી. ગ્રાહકોની પણ ભારે ભીડ થવા લાગી અને આસપાસના દેશપરદેશના વ્યાપારીયોના ગ્રાહકવિના દિવસોના દિવસો નકામા જવા લાગ્યા: બીચારાઓને આ નવીન વ્યાપારીઓની સાથે સ્પર્ધા કરવાનું સામર્થ્ય ન હતું.

આ નવા વ્યાપારીઓના માલની ખુબી તો એ હતી કે તે માલ કેટલીક પેઢીથી લોકોને ઘેરેઘેર વપરાતાં વસ્ત્રો-પાત્રો આ નવા માલ આગળ ઘાટ વગરનાં જાડાં આંખને ન ગમે તેવાં લાગતાં. ઘરમાં વપરાતી દરેક વસ્તુ ઝુંપડીમાં રહેનારથી તે રાજવિલાસી મહેલમાં વસતા રાજમહારાજાને જોઇતા સઘળા પદાર્થ મળતા. વળી પહેલાની વસ્તુઓ કરતાં શોભા વધારે અને વજનમાં હલકી હતી. આવો અપૂર્વ પ્રસંગ પ્રાપ્ત થતાં આ વ્યાપારીઓના ભપકાથી અંજાઈ લોકો આ જ દુકાનેથી માલ લેવા આકર્ષાતા. દ્વારકાનું કલાકૌશલ્ય આ

ગરોની કુશળતાને અને તેઓના માલને લોકો જોતા પણ નહિ, કારણ કે તેની કિંમત વધારે પડતી. હવે આ દેશી કારીગરોને તેમ જ વેપારીવર્ગને ભૂખે મરવાનો વારો આવશે એવાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા લાગ્યાં.

આ નવીન વ્યાપારીઓ કયા સાધનથી આવો માલ બનાવે છે એ પણ લોકોને નવાઈ જ લાગી. અમુક પ્રકારનો માલ જોઇએ છે એવી ઇચ્છા ઉત્પન્ન થતાં જ તેઓ આગળ તે માલ એકદમ સ્વર્ગમાંથી પડે છે, કે જાદુથી કે મંત્રસામર્થ્યથી તે માલ ઉત્પન્ન કરે છે. આવા વિચારો સર્વ કરવા લાગ્યા. વારૂં આ કયાંના વતની, ક્યાંથી આવ્યા ? ઇત્યાદિ બાબતમાં લોકો અજાણ્યા હોવાથી જેમ એક જાદુગર પોતાના જાદુથી પ્રેક્ષકને અંધ બનાવી પોતાનું જ કહેવું સત્ય છે એવો ભાસ પ્રાપ્ત કરાવે છે તેમ જ સઘળા લોકો પોતાના વિચારોને દૂર કરી દ્વારકાનો માલ તેઓને સ્વાધીન કરી ઝટપટ તેઓની વસ્તુઓ પોતપોતાના ઘરમાં ઘુસાડવા લાગ્યા. બે ત્રણ દિવસ થયા નહિ એટલામાં તો આબાલવૃદ્ધના શરીરપરના ઘરેણાંગાંઠાંથી માંડીને તે કપડાં પાઘડી સુધી સઘળો માલ આ વ્યાપારીઓનો જ ઝળકવા લાગ્યો. ઘરમાંના વાસણકુસણ પણ આ જ વ્યાપારીઓ પાસેથી લીધેલાં જણાવા લાગ્યાં.

બજાર ખોલ્યાને પુરા ત્રણેક દિવસો થયા નહોતા એટલા ટુંકી સમયમાં સામાન્ય જનોમાં જે ફેરફાર માલૂમ પડતો હતો તેવો જ તફાવત રાજમહેલમાં પણ જણાવા લાગ્યો. વત્સલાના લગ્નનાં સઘળાં સાહિત્ય અને જવાહીર, કપડાંલત્તાં, વરરાજાનો પોષાક વગેરે સઘળી વસ્તુઓ આ જ મંડળે પુરી પાડવી એવો સરકારી હુકમ પ્રકટ કરવામાં આવ્યો. વેવાઇઓએ પણ આનું જ અનુકરણ કર્યું. કોઈ પણ વસ્તુની જરૂર જણાતાં દરેક દરેક આ દુકાન તરફ દોડવા લાગ્યો. સ્ત્રીમંડળમાં પણ આ જ પ્રવૃત્તિની અભિરુચિ પ્રાપ્ત થઈ. દ્વારકાવાસીયોએ પોતાની જૂની માલમતા ગુમાવી આ નવા માલે પોતાનાં ઘરો શોભાવ્યાં. એક પણ એવો ન નિકળ્યો કે આ જુનો માલ લેઇ નવો માલ આપવાનો શો હેતુ હશે અને આપનારને લાભ હશે કે કેમ તેની બારીકાઇથી તપાસ કરે. આ નવા વ્યાપારીઓએ મોહિની-મંત્રનો પ્રયોગ કરી સઘળા નાગરીકોને અને ઇતર ડાહ્યા મુત્સદ્દી મોટા રાજ્યધુરંધર ગણાતા મંડળની પણ બુદ્ધિ ભ્રષ્ટ કરી, કે કેમ તે કોઇ સમજી શકતું નહિ.

ભીષ્મ તથા દ્રોણસરખા વૃદ્ધ માણસો આ મંડળી વિરુદ્ધ દુર્યોધનાદિ આગળ એકસરખો ટકટકારો કરતાં હતા, પણ તે ઘરડાઓનો ઘંટીટકારો કોણ સાંભળે તેમ હતું ! જુની વસ્તુઓ આપી નવી લેવાની ઉમેદમાં આવેલા આ તરુણોને આ આવા રૂપમાં લુંટાયાની જાણ પરિણામે થઇ.

ગયા પ્રકરણોમાં શ્રીકૃષ્ણનો સેવક સુદર્શન અરણ્યમાં ઘટોત્કચને મળ્યો તે વાત વાચકોની સ્મૃતિમાંથી ભુંસાઇ નહિ જ હોય ? તે સમયે શ્રીકૃષ્ણ પરમાત્મા તરફથી જે પત્ર આવ્યો હતો તે વાચકોના લક્ષમાં હશે જ. હવે પ્રિય પાઠકોને શ્રીકૃષ્ણનાં કારસ્થાનોનું સંક્ષિપ્ત વર્ણન આપવું અયોગ્ય ગણાશે નહિ.

વત્સલાનું લગ્ન અભિમન્યુ સાથે કરવું એવો શ્રીકૃષ્ણનો આગ્રહ હતો અને તે બાબત પોતાથી બનતા સઘળા પ્રયત્ને બળરામજીને સમજાવવા તેમણે માથાકુટ કરી. પણ બળરામજીએ પોતાની હઠ છોડી નહિ. બીજાનું ન માનનારા પુરુષો પાસેથી કેટલીક વખત

ભાભીશ્રીદ્વારા આ કાર્ય સાધવા યત્ન કરી જોયો. પણુ "આવા સંબંધે ફરી જો કંઇ પણ ગરબડ સરબડ કરી છે તો તમને ભારે થઈ પડશે" એવી બલરામ દાદાએ પોતાનાં પત્ની શ્રી રેવતીને ધમકી આપી. જેથી નકારનારૂપમાં રોકડો જવાબ શ્રીકૃષ્ણને મળી ચુક્યો. વિદુર-જેવા વયોવૃદ્ધ સન્માન્ય વ્યક્તિનો બોધ વખતે શીઘ્રકોપી મનુષ્યને નમ્ર બનાવશે એવા ઇરાદે અભિમન્યુસાથે જ વત્સલાનાં લગ્ન કરવાં યોગ્ય ગણાશે, એવા આશયના પત્રવ્યવહારો ચલાવ્યા, પણ " તમારા જેવા પરાયા ઘરડાઓને અમારા ઘરખાનગી બાબતમાં હાથ ઘાલવાની કંઇજ જરુર નથી " આવી સંભાવના શ્રીકૃષ્ણમાટે વિદુરે કરાવી લીધી.

બલરામ હઠે ભરાયા, તેમાં વળી દુર્યોધનની સહાયતા હતી. આવા પેચમાં શ્રીકૃષ્ણ સપડાયા. પણ જ્યાં પરમાત્માને જ કંઇ બનાવ બનાવવો હોય છે ત્યાં માનવી મતિનું શું ચાલે તેમ છે? સામ્ય ઉપચારથી તથા વિનતિથી જ્યાં અલ્પજ્ઞ મનુષ્ય ઠેકાણે આવતો નથી ત્યારે તેને માયાવી મોહમાં નાખ્યા શિવાય તે માને જ નહિ. માટે થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ એ કહેવતપ્રમાણે શ્રીકૃષ્ણે પોતાનો હેતુ સફળ કરવા અન્ય કોઇ યોજના કરી. માયાવી ભીમપુત્ર ઘટોત્કચ આ કાર્યમાં પોતાને સાહાય્યરૂપ નિવડશે, એવો તેમને વિશ્વાસ હોવાથી તેને પત્રલખી તાબડતોબ દ્વારકામાં બોલાવી લીધો. તેની સાથે કંઇક સંકેત કરી પાછો વિદાય કર્યો.

ઘટોત્કચને પૂર્ણ વિશ્વાસ હતો કે જો આપણે પોતાના ખરા રૂપમાં પ્રકટ થઇશું તો દ્વારકામાં પગ મુકવા ભારે થઇ પડશે. માટે તેણે માયાવી સ્વરૂપ વ્યાપારીના વેષમાં માયાવી વ્યાપારની વસ્તુઓ ઉપજાવી મોટા સમારંભથી ઘણા જ માયાવી મનુષ્યના સમૂહસાથે દ્વારકામાં પ્રવેશ કર્યો. વત્સલા અભિમન્યુનું લગ્ન જ કરવાનો એટલો જ તેનો વિચાર નહોતો પણ લેવાઇ અને દ્વારકાના નાગરીકોને ભપકાદાર જણસો પધરાવી તેમને લુંટી લેઇ ભીખારી બનાવી ચમ્પલાયન થવાનો હતો. લગ્નની ધામધુમમાં શ્રીકૃષ્ણ કહે તેથી વિરુદ્ધ જ વર્તવું એવો બલરામદાદાએ નિશ્ચય જ કર્યો હતો. અર્થાત્ વ્યાપારાર્થે પરવાનગી લેવા જ્યારે આ લોકો દરબારમાં આવ્યા ત્યારે શ્રીકૃષ્ણે આ વ્યાપારીઓ આપણા રાજ્યમાં ન જોઇએ એવો સ્પષ્ટ પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો હતો છતાં બલરામે તેની વિરુદ્ધ તેઓને વ્યાપારમાટે પરવાનો આપ્યો.

આ છદ્મી-પ્રપંચી વ્યાપારીએ પોતાનું માયાવી બજાર ખોલી શા શા ખેલો કર્યા તે આપણે પાછળ જણાવી જ ગયા છીએ, પણ જે ઇષ્ટ કાર્યની સિદ્ધિમાટે તેઓએ પોતાનું અધિષ્ઠાન દ્વારકામાં કર્યું હતું તે કાર્યનાં સાધનો તેઓ વગર મહેનતે મેળવી શક્યા. તેઓને માલ લેઇ આવવામાટે અંતઃપુરમાંથી જ નિમંત્રણ આવતાં અને તે નિમિત્તે કોઇ પણ તેમનો માણસ રાજમહેલમાં જઇ સઘળી જગો બારી બારણાં વગેરે બારીકાઇથી તપાસી આવતો. એક તો દુર્યોધનના શિબિરમાં જઇ ત્યાંની સઘળી વ્યવસ્થાની બાતમી લેઇ આવ્યો પ્રભુ શ્રીકૃષ્ણને આ સઘળા વ્યવહારના બાતમી રોજને રોજ પહોંચતી. એ વાત જુદી રીતે જણાવવી એટલે કે જગચ્ચાલક પરમેશ્વરના સર્વજ્ઞત્વને હીણતા આણવા-જેવું છે.

વગેરે તમામ બાબતો મારા જાણવામાં આવે છે. હું વિશ્રાંતિ ક્યારે લેઉં છું તથા મને કઇ કઇ રમતો પસંદ છે એ વગેરે મારા ખાનગી જીવનવિષે મને અનેક પ્રસંગે પ્રશ્નો પૂછવામાં આવ્યા છે. આ પ્રશ્નના ઉત્તર વાચકે જાણવાની જરૂર છે. હું સાંજે મારા કામથી નિવૃત્ત થતાં બીજે દિવસે કરવાના કામનો વિચાર કરી રાખું છું તથા તેની નોંધ પણ કરી રાખું છું. મારાં સર્વ કામ હું નિયમિતપણે કરૂં છું, અને મને કામ કામ અને કામ જ પસંદ છે. જ્યારે મારે કામ કરવાનું હોય છે ત્યારે હું દિવસ, કે રાત્રિ જોતો નથી, પણ ઘણો સમય કામ કર્યા કરૂં છું. કોઇ મને મારા કાર્ય વિષે ટીકા કરતા હોય તો તે જાણવાને હું સઉથી આતુર રહું છું, કારણ કે તેમાંથી જ મારી ભૂલો સુધારવાને જાણવાનું મને વિશેષ મળી આવે છે. મારા કામવિષે ટીકા કરનાર ઉપર હું કદી પણ ક્રોધ કરતો નથી, કે તેનો દ્વેષ કરતો નથી, પણ તેની વાત ધ્યાનમાં લેઇને તેનાપ્રતિ હું પ્રેમ દૃષ્ટિ જ સેવું છું, એટલું જ નહિ પણ તેનો મારાપ્રતિ એક પ્રકારનો ઉપકાર થાય છે, એમ હું સમજું છું. રાત્રે શાંતિથી નિદ્રા લેવી, એને હું આરોગ્યમાં એક આવશ્યક કર્તવ્ય ગણું છું. જે દિવસે મને નિદ્રા નથી આવતી તે દિવસે હું સમજું છું કે મારી પ્રકૃતિમાં કંઇ અવ્યવસ્થા થઇ હશે. અને આ પ્રકારની અવ્યવસ્થાને શોધવાને હું હંમેશાં તત્પર રહું છું.

ટસ્કેજીની સંસ્થા સંબંધમાં મેં એવી વ્યવસ્થા રાખી છે કે, હું હાજર ન હોઉં તોપણ તેનાં કામકાજ નિયમિત થયા કરે છે. એક કમીટી શું શું કાર્ય કરવાં તેની દેખરેખ રાખે છે. બીજી કમીટી કેટલું ખર્ચ કરવું તેની દેખરેખ રાખે છે. વળી શિક્ષકો પણ દર અઠવાડીયે એકત્ર થાય છે, અને શિક્ષણક્રમમાં શું સુધારો વધારો કરવો તેની ચર્ચા કરે છે.

કોઈ કઠિન પ્રશ્નનો નિર્ણય કરવાના પ્રસંગે હું તેનો તત્કાળ નિર્ણય કરી દેતો નથી, પણ એક બે રાત્રિ જવા દેઈ પછી જ હું તેનો નિર્ણય કરૂં છું. પ્રસંગે અન્યની સલાહ લેવા-જેવું જણાય તો તેમ પણ હું કરૂં છું.

આ સર્વ કાર્ય કરવા છતાં હું વર્તમાનપત્રો અને પુસ્તકો વાંચું છું. તેમાં જ્યારે હું મુસાફરી કરતો હોઉં છું ત્યારે મને વર્તમાનપત્રો વાંચવાનો અવકાશ મળે છે. નવલકથાનાં પુસ્તકો વાંચવાનું મને પસંદ નથી. પ્રસંગે કોઇ બહુ આગ્રહપૂર્વક ભલામણ કરે છે ત્યારે હું એકાદ તેવું પુસ્તક વાંચું છું.

મને સૃષ્ટિસૌંદર્ય નિહાળવાનો પણ તેટલો જ શોખ છે. રાવવારે હું મારા કુટુંબ સાથે જંગલમાં ફરવા જઉં છું અને ત્યાં આનંદથી સમય વીતાવું છું. રાત્રે હંમેશાં મારી પત્ની તથા છોકરાં સાથે હું આનંદવાર્તા કરૂં છું. આ પ્રસંગે કોઇ પુસ્તક પણ અમે વાંચીએ છીએ.

અવકાશે અવકાશે ખેતરમાં હું ખોદવા વગેરેનું કામ કરૂં છું; આ કાર્ય મને સઉથી વધારે રુચે છે, કારણ કે તેથી મગજને ઉત્તમ પ્રકારની વિશ્રાંતિ મળવાની સાથે શરીર કસાય છે, અને આરોગ્ય તથા બળ પ્રાપ્ત થાય છે. પત્તાં રમવાં, કે એવી બીજી કોઇ પણ રમત મને આવડતી નથી. કારણ કે તેનો મને શોખ નથી. ખેતરમાં કામ કરવું, કે જંગલમાં ફરવું, એ જ મને વિશેષ રુચે છે.

મારા બાળકોને હું બીજા બાળકોની સાથે ધંધાનું જ શિક્ષણ આપવાનું પસંદ

કરૂં છું. મારી મોટી છોકરી પોર્શીયા કરીને છે, જે કપડાં શીવવાનું જાણે છે, અને તેનાવડે પોતાનો નિર્વાહ ઘણી સારી રીતે કરી શકે તેમ છે. મારો એક છોકરો બેકર ટેલીફરો કરીને છે જેને ઇંટો પાડવાનો ઉદ્યોગ મેં શીખવ્યો છે, જેમાં તે ઘણો કુશળ થઇ ગયો છે. બીજો એક મારો નાનો છોકરો વૈદકનો ધંધો શીખે છે. મારે ઘણા પ્રસંગે અમારી સંસ્થાના કાર્ય પ્રસંગે પરગામ જવું પડે છે, પરંતુ જ્યારથી મને પ્રજા થઈ છે ત્યારથી મને તે કંઇક અસંતોષને ઉપજાવનાર લાગે છે. કારણ કે તેમ થવાથી જેટલું ધ્યાન મારે મારા બાળકો-પ્રતિ આપવું જોઇએ તેટલું ધ્યાન હું તેમનાપ્રતિ આપી શકતો નથી. તોપણ તે કાર્ય મેં માથે લીધેલું હોવાથી હું આ પ્રકારનો ભોગ ખુશીથી આપું છું.

એક પ્રસંગે એક સભામાં ભાષણ કરીને હું આવ્યો હતો. તે પ્રસંગે મને થાકી ગએલો જોઇને એક સ્ત્રીએ મને પૂછ્યું, તમે કદી યૂરોપમાં ગયા છો ? મેં કહ્યું ના; તેણે કહ્યું, ત્યારે તમારો તે દેશ જોવાનો વિચાર છે કે નહિ ? મેં કહ્યું, તે મારી કમાણીની મર્યાદાની બહા-રની વસ્તુ છે, એટલે તે સંબંધમાં હું કદી વિચાર કરતો નથી. પરંતુ આ પ્રશ્ન મને કરવાનું પ્રયોજન એ હતું, કે બોસ્ટનના મારા મિત્રમંડળે મારા યૂરોપના પ્રવાસમાટે એક ફંડ એકઠું કર્યું હતું, અને મને મારી પત્નીસાથે યૂરોપ મોકલવાની વ્યવસ્થા કરી હતી. થોડા વખત પછી અમારે ક્યારે અને કઇ સ્ટીમરમાં નીકળવાનું છે, તે મને જણાવવામાં આવ્યું. મને આથી અપૂર્વ સંતોષ થયો, તથા મારા મિત્રમંડળપ્રતિ મને અધિક પ્રેમ ઉપજ્યો.

બીજા મનુષ્યો કાર્ય કરે અને હું મોજમજામાટે યૂરોપ જાઉં એ પણ એક પક્ષે મને ઠીક ન લાગ્યું. તોપણ મને વિશ્રાંતિની વિશેષ જરૂર હોવાથી મારી પત્નીએ તેને માટે અધિક આગ્રહ દર્શાવ્યો. ફ્રાન્સ તથા ઈંગ્લંડ વગેરે સ્થળોએ મારા મિત્રોએ અનેક મનુષ્યો-ઉપર ભલામણનાં પત્રો લખ્યાં હતાં અને અમને કોઇ પણ જાતની અડચણ રસ્તામાં ન પડે તેને માટે પૂરતો બંદોબસ્ત કરી રાખ્યો હતો. જે દિવસે અમે સ્ટીમરમાં બેસવાનાં હતાં તે દિવસે અમને બે સ્ત્રીયો તરફથી ' ટસ્કેજીની સંસ્થામાં કન્યાઓમાટે જે મકાન બાંધવાનું છે તેનું સર્વ ખર્ચ અમે આપીશું, ' એ પ્રકારનો પત્ર મળ્યો, અને તેથી અમારા આનંદમાં અભિવૃદ્ધિ થઇ.

મારે જે સ્ટીમરમાં જવાનું હતું તે સારી સગવડવાળી અને મોટી હતી. અને આ પ્રકારનો પ્રવાસ પૂર્વે મેં કદી કરેલો નહિ હોવાથી સ્ટીમર, તથા દરિઆનાં વિસ્તારવાળી સપાટી ઉપર એક ઉપર એક આવતાં મોજાં વગેરે જોઇને મને અત્યંત હર્ષ થયાવિના ન જ રહ્યો. સ્ટીમર ઉપર જતાં તે સ્ટીમરના કેપ્ટને અમારૂં ઘણું સારૂં સ્વાગત કર્યું તથા બીજા શ્રીમાન્ મનુષ્યો કે જે અમારી સાથે ઉપડનાર હતા તેમણે પણ અમને ઘણું માન આપ્યું. મારી પૂર્વની, કે જે વખતે હું મારી મા સાથે એક લાકડાની ' કેબીન ' માં પડી રહેતો હતો તે વખતની—અને આ વખતની સ્થિતિમાં મને આકાશપાતાળજેટલું અંતર જણાયું અને હું મારી પોતાની સ્થિતિવિષે આશ્ચર્યથી વિચાર કરવા લાગ્યો તથા ઈશ્વરનો ઉંડી લાગ-ણીથી ઉપકાર માનવા લાગ્યો.

સ્ટીમરમાં અમેરિકનો કદાચ મારી કાળી ચામડી જોઇને મારો તિરસ્કાર કરશે એમ મારૂં અનુમાન હતું, પણ તેવું કશું જ બન્યું નહિ; પણ તે સર્વ મને પ્રેમથી બોલા-વવા લાગ્યા અને મારી આખી મુસાફરી તેમની સાથે હળીમળીને રહેતાં પૂરી થઇ.

એ ત્રણ દિવસ ગયા પછી મેં નિદ્રા લેવાનું શરૂ કર્યું અને હું પંદર પંદર કલાક ઉંઘવા લાગ્યો. મને સ્ટીમરમાં પણ ભાષણ કરવાની સૂચનાઓ કરવામાં આવી તથા બીજી રમત ગમતમાં ભાગ લેવાને જણાવવામાં આવ્યું પણ મને વિશ્રાંતિની જરૂર હોવાથી, આ સર્વની ઇચ્છાનો મારે અનાદર કરવો પડયો. એક મહિનાસુધી લગભગ હું પંદર પંદર કલાક ઉંધ્યો. આ ઉપરથી આપ સમજી શકશો, કે હું કેટલો શ્રમિત થયો હઇશ.

સઉથી પ્રથમ અમે એન્ટવર્પમાં ઉતર્યાં અને ત્યાં થોડો વખત રહી, પછી હોલાંડ જોવાને ગયાં. ત્યાંની ખેતીવાડીની ઉત્તમોત્તમ વ્યવસ્થા જોઇને મને ઘણો જ સંતોષ થયો. જેમને ખેતીવાડીની શ્રેષ્ઠતા જોવી હોય તેમણે હોલાંડમાં જઇને ખાસ જોવાની જરૂર છે. પછીથી બેલ્જીયમ, તથા પારીસ વગેરે સ્થળોએ થઇને અમે લંડન ગયાં. આ દેશોનું અવલોકન હું ધ્યાનપૂર્વક કરતો હતો, અને મને તેમની પાસેથી શીખવાજેવું ઘણું જણાતું હતું. આ સર્વ સ્થળોએ મને મારા મિત્રોએ પૂર્વથી કરી રાખેલી વ્યવસ્થાપ્રમાણે મને ઘણું માન મળતું હતું, તથા મારી અનેક રીતે સંભાળ લેવાતી હતી.

ફ્રેન્ચો, તથા અંગ્રેજો વગેરે પાસેથી કયા કયા સદ્ગુણો શીખવાજેવા છે તે હું ધ્યાનપૂર્વક જોતો અને મારી જ્ઞાતિના મનુષ્યોમાં તે સદ્ગુણો લાવવાને શું કરવું તેનો વિચાર કરતો. ફ્રેન્ચલોકોની વિષયલોલુપતા મને મારી જાતિના મનુષ્યોકરતાં અધિક જ જણાઇ. લંડનમાં આવતાં નામદાર રાણી વિક્ટોરીઆની પણ અમને મુલાકાત થઇ હતી તથા પાર્લામેન્ટ જોવાનો પણ અમને લાભ મળ્યો હતો. ઇંગ્લંડમાં નોકરલોકોને વધારે તાબાવાળી સ્થિતિમાં રહેતાં મેં જોયા, જમવામાં અંગ્રેજો ઘણો વખત લેતા મને જણાયા, તથા કાયદાને બહુ માન આપતા તેમને મેં જોયા; અમેરિકામાં મારા ભાષણના પ્રસંગે જે બાબતોથી હું શ્રોતૃવર્ગને ખડખડાટ હસાવી મુકતો હતો, તેવી બાબતો અંગ્રેજોને જણાવવાથી તેઓ સહજ સ્મિત જ કરતા, અને ઘણા ગંભિર રહેતા. જે જે ઠેકાણે મારૂં જવું થયું હતું ત્યાંના અમેરિકન દરેક એલચીએ મારી મુલાકાત લીધી હતી, તથા મારી આગતાસ્વાગતા કરી હતી. ત્યાંનાં વર્તમાનપત્રોમાં પણ મારી મુસાફરીવિષે હકિકત છપાતી હતી, અને તેથી કોઇ કોઇ મનુષ્યો મારી મુલાકાતે પણ આવતા હતા. (અપૂર્ણ.)

ખરેખર અસ્તિત્વ ભોગવે છે એવી અમારા પૂર્વજોની દઢ શ્રદ્ધા હતી. આવી દઢ શ્રદ્ધા તેમની કેમ બંધાઇ હતી તેની શોધ અદ્યાપ થઈ નથી. તે સમયે હાલની માફક વિદ્યુતપ્રવાહ સારૂ ભઠ્ઠી, બ્રુનસેનની ધૂમશિખા, તાપમાનયંત્ર તથા વાયુભારમાપક યંત્ર વગેરે કાંઇ નહોતું. ફક્ત ઝાડ-પાલાનો રસ, મંત્રતંત્ર, જપ, હોમ વગેરેથી જ લોહને સુવર્ણ કરવાની સિદ્ધિ પ્રાપ્ત થતી હતી એમ દેખાય છે. તે વખતના લોકોની સૃષ્ટિતત્ત્વવિષયની કલ્પના એવી હતી કે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતોથી જ આ બ્રહ્માંડ નિર્માણ થયેલું છે. આ મહાતત્ત્વો એ જ મૂળ ભૂત પદાર્થો છે. અને તેથી તેમાં વિકૃતિ કે રૂપાંતર કદી થઈ શકે તેમ નથી. આ પ્રમાણેના પંચમહાભૂતોના અસ્તિત્વનો સિદ્ધાંત હમણાંના તત્ત્વશોધકોની પ્રખર શાસ્ત્રીય પરીક્ષા પછી ટકી શક્યો નહિ. કારણ કે મી. ડાલ્ટન સાહેબે પ્રયોગદ્વારા સિદ્ધ કર્યું કે પૃથ્વી, અપ વગેરે જે મહાભૂતો છે તે મૂળ પદાર્થ નથી, પણ અનેક પદાર્થોની રાસાયનિક મિશ્રણતાથી બનેલા છે. બ્રહ્માંડને નિર્માણ કરનાર મહાભૂતો જે પૃથ્વી, અપ તે પ્રભૃતિ નથી પણ હાઇડ્રોજન, ઓક્સીજનાદિ વાયુ, ગંધક, અને સુવર્ણરૂપાદિ કેટલીક ધાતુ તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થએલી છે. આ પ્રમાણે પૂર્વના પંચમહાભૂતોને પદભ્રષ્ટ કરી તેની જગાએ મી. ડાલ્ટન સાહેબે સુમારે ૯૦ પદાર્થો સ્થાપ્યા છે. મી. ડાલ્ટન સાહેબનો આ મત સર્વત્ર માનને પામ્યો અને કેટલાંક વર્ષોપર્યંત તે બ્રહ્મવાક્યપ્રમાણે અશંકનીય સ્થપાયો. પણ પછી તે સિદ્ધાંતને પણ આઘાત મળ્યો. પ્રસિદ્ધ ફ્રેંચ તત્ત્વશોધક ક્યૂરી તથા તેની સ્ત્રી તેમણે રેડીયમની શોધથી એવું સિદ્ધ કર્યું કે ઉક્ત ધાતુના કણો પરમાણુઓ કરતાં અતિ સૂક્ષ્મ છે એટલું જ નહિ પણ તેમણે આગળપર ફક્ત રેડીયમ નહિ પણ થોરિયમ, યુરેનિયમ વગેરે બીજી કેટલીક વિચિત્ર પ્રકારની ધાતુમાં પણ તે પ્રમાણે છે, એમ સિદ્ધ કરી તેનાં પરમાણુઓનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાગના અંશોને ઇલેક્ટ્રોન અથવા અતિપરમાણુ એવી સંજ્ઞા આપી. આવી શોધ થયા પછી મી. રદરફોર્ડ, મી. સડી, મી. ટોમ્સન વગેરે મહાન્ આધુનિક તત્ત્વશોધકોનું લક્ષ આ એક જ બાબત ઉપર ચોટયો અને તેમણે આજ દિશામાં આગળ શોધ કરવા માંડી. તેમની આ શોધ અદ્યાપિ ચાલુ જ છે અને તે શોધ ઉપરથી તરત એટલું નક્કી કર્યું છે કે રેડિયમ ધાતુનું પૃથક્કરણ કરવાથી ફક્ત ઇલેક્ટ્રોન જ પ્રાપ્ત થાય છે એમ નથી પણ તેટલી જ તેમાંથી નાયટન નામની ધાતુ પણ મળી શકે છે. અને આમ જ્યારે સિદ્ધ થયું કે સઘળું જગત્ વિસ્મય પામ્યું અને સુવર્ણ રૂપુ આદિના મૂળ ભૂત પદાર્થોમાં પણ ધોકો પહોંચ્યો. મી. ડાલ્ટન સાહેબનો પરમાણુવિષયક સિદ્ધાંત નષ્ટપ્રાય થયો અને જગતમાં મૂળ પદાર્થ પણ ફક્ત એક જ ઇલેક્ટ્રોન છે એમ સિદ્ધ મનાયું. આ ઇલેક્ટ્રોન અથવા અતિપરમાણુ ન્યૂનાધિક સંખ્યામાં એકત્ર થઇ ઓક્સીજન, હાઇડ્રોજન, સુવર્ણ, લોહ ઇત્યાદિ વસ્તુ નિર્માણ કરે છે. ફક્ત રેડિયમ અથવા તેની સજાતીય ધાતુ જ અન્યરૂપ ધારણ કરીને મૂળના અતિપરમાણુઓમાં પરિવર્તન કરે છે એમ નથી, પણ જગતની સઘળી વસ્તુઓ હળવે હળવે ક્ષય પામી અતિપરમાણુરૂપ થાય છે અને આ અતિપરમાણુઓ સ્વતઃ ઘટ થઈ નિરનિરાળા પદાર્થોને નિર્માણ કરે છે એ મત સ્થપાયો. આ પ્રક્રિયા (ઘટમાળ) વિશ્વવ્યાપી હોવાથી તે જ સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ છે, અને તેથી તે અનંતાદિ છે એમ તત્ત્વશોધકોથી સિદ્ધ થયું.

આ સૃષ્ટિદેવતા વળી શા શા ચમત્કાર દેખાડે છે તે જોવા આ વિષયના ભ્યસની થયા અને શનૈઃ શનૈઃ તેમને જણાયું, કે રેડિયમ રૂપાન્તર પામી નાયટન થાય છે અને તેને અધિક ઉષ્ણતા આપીએ તો તેમાંથી હેલિયમ થાય છે. આ સઘળી પરમાત્મા ( માયાશક્તિ ) ની લીલા છે. એક ઘન સેંટીમીટર જગામાં આબદ્ધ થયેલા નાયટનનું પૃથક્કરણ થઇ હેલિયમમાં રૂપાંતર થાય છે ત્યારે ચાળીસ લાખ ઘન સેંટીમીટર હાઇડ્રોજન વાયુને ઉષ્ણ કરવાને જેટલી ઉષ્ણતા જોઇએ તેટલી ગરમી તેમાં ( હેલિયમમાં ) આપોઆપ ઉત્પન્ન થાય છે. આવી પ્રચંડ શક્તિ રેડિયમમાં ગુપ્ત રહેલી હોય છે તે તે જ્યારે સ્વતઃ ક્ષય પામી અતિપરમાણુમાં રૂપાન્તર પામે છે ત્યારે ઉષ્ણતારૂપે વ્યક્ત થાય છે. આ ઉપરથી સર વિલ્યમ રામસેએ એવો તર્ક ચલાવ્યો કે પૃથ્વીના તલમાં સર્વ પદાર્થોમાં આ પ્રચંડશક્તિનો સંચય કેમ ન થએલો હોવો જોઇએ ? અને રેડિયમસરખી સ્થૂલ ધાતુ પોતાની સંચિત શક્તિ બહાર કહાડી નાયટન અને હેલિયમનું સૂક્ષ્મ રૂપ જ્યારે ધારણ કરે છે ત્યારે સૂક્ષ્મ વસ્તુપર વિપુલ શક્તિનો પ્રયોગ કરવાથી તે સૂક્ષ્મ વસ્તુ સ્થૂલમાં રૂપાન્તર કેમ ન પામી શકે ? અને આ ઉપરથી લોહને સુવર્ણરૂપ બનાવવું એ તેને બહુ કઠિણ લાગ્યું નહિ. પણ એટલી વિપુલ શક્તિ ક્યાંથી આણવી એ પ્રશ્ન તેને ઉભો થયો. અને ત્યારે તેને સમજાયું કે નાયટન ઉત્પન્ન થવામાં જે શક્તિ રેડિયમમાંથી બહાર પડે છે તે જ શક્તિ એકાદ સૂક્ષ્મ વસ્તુમાંથી સ્થૂલ વસ્તુ નિર્માણ કરવાના ઉપયોગમાં આવે તો આપણું ઇષ્ટકાર્ય થશે એમ ધારી તે દિશામાં પ્રયત્ન ચલાવ્યો. આ સારૂ પ્રથમ તેણે શુદ્ધ પાણીમાં નાયટન નાંખ્યો અને તેમાંથી હાયડ્રોજન અને ઑક્સિજન ઉત્પન્ન થાય છે કે કેમ તે તેણે જોવા માંડયું તો સમજાયું કે ઉક્ત પદાર્થો ( હાયડ્રોજન અને ઑક્સિજન ) તેમાંથી થાય છે, એટલું જ નહિં પણ તે ઉપરાંત નિયૉન નામનો એક મૂળ પદાર્થનો પણ તેને તેમાંથી શોધ લાગ્યો. અને તે ઉપરથી તેને ખાત્રી થઇ કે આ પ્રમાણે જો લોહ ધાતુપર પ્રયોગ કર્યો હોય તો તેમાંથી સુવર્ણસરખી ધાતુ ઉત્પન્ન થઇ શકે જ. તેણે આ પોતાની શોધ અન્ય તત્ત્વશોધકોને કહી બતાવી. તે વખતે મી. રધરફોર્ડ, મેડમકુરી વગેરે તત્ત્વશોધકોએ તેને આડાઅવળા અનેક પ્રશ્નો કર્યા અને પારસમણિ બનાવવાની સંભવિતતાવિષે અનેક શંકાઓ કરી પણ આખરે તેમને સર વિલ્યમ રામસે સાહેબના મતમાં ભળવું પડયું અને તે બનવું શક્ય છે એમ કબુલ કરવું પડયું.

# प्रकीर्ण.



श्रीकृष्णभजनसंग्रह यानै प्रेमीनो प्रेमोद्गार—પ્રથમ વિભાગ. બનાવી પ્રસિદ્ધ કર્તા પ્રેમી. હિંદવિજય ઓફીસ, વડોદરા. *કદ રૌયલ સોળપેજી પૃષ્ઠ ૯૬, મૂલ્ય ૦–૬–૦. આ પુસ્તકમાં ઈશ્વિરસ્તુતિનાં જૂદા જૂદા રાગનાં પદ્યનો સમાવેશ કરવામાં આવેલો છે. ભાષા, તથા પદ્યરચના ઠીક છે.

---

* ગ્રંથાવલોકનમાં પ્રસંગે પ્રસંગે પુસ્તકોનું અવલોકન કરતાં તેનું કદ જણાવતાં રોયલ આઠ પેજી, રોયલ બાર પેજી, રોયલ સોળ પેજી, સુપરરોયલ સોળ પેજી, કે ડેમી બાર પેજી, એવાં જૂદાં જૂદાં નામ જણાવવામાં આવે છે, તેનું સ્વરૂપ વાચકના લક્ષમાં આવી શકે માટે તે સંબંધમાં અત્ર થોડું સ્પષ્ટીકરણ કરવું ઉચિત ગણ્યું છે. પ્રસંગે કોઈ કોઈ પુસ્તકનું કદ નાનું હોય છે, અને મૂલ્ય વધારે હોય છે, તેવા પ્રસંગે તેની સમજણ નહિ હોવાથી તે પુસ્તક મંગાવનારને પાછળથી પસ્તાવાનું કારણ બને છે. તેથી પ્રાતઃકાલના ગ્રાહકોએ જૂદાં જૂદાં કદનું સ્વરૂપ લક્ષમાં રાખવાની જરૂર છે. અને આ સ્વરૂપ વગર મહેનતે લક્ષમાં આવી શકે માટે શ્રેયસ્સાધકવર્ગતરફથી પ્રસિદ્ધ થએલાં પુસ્તકોના કદને અત્ર સ્પષ્ટ કરીશું, તે ઉપરથી વાચકને બીજા પુસ્તકનું કદ સમજવું સુલભ થઈ પડશે.

મહાકાલ, પ્રાતઃકાલ એ રોયલ આઠ પેજી કદનાં માસિક છે, તેથી જ્યાં રોયલ આઠ પેજી એવું લખવામાં આવે ત્યાં તે કદ સમજવું. આ વર્ગ તરફથી પ્રસિદ્ધ થએલા ભામિનીભૂષણના પાંચ ભાગ તથા શ્રેણીઓ અને પ્રાતઃકાલની ભેટ એ રોયલ બાર પેજી કદમાં છે. બંધકોશ અને તેને ટાળવાના ઉપાયો, અથવા દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવનરસાયનવિદ્યા, એ પુસ્તકો સુપરરોયલ સોળ પેજના કદનાં છે. રોયલ સોળ પેજી કદ એ જ જાતનું હોય છે, પણ સહજ નાનું હોય છે. અને સુપરરોયલ આઠ પેજી કદ મહાકાલ, કે પ્રાતઃકાલ કરતાં સહજ મોટું હોય છે, કારણ, કે સુપરરોયલ કાગળ રોયલ કરતાં મોટો હોય છે. રોયલ કદના કાગળમાં જ મોટે ભાગે પુસ્તકો છપાય છે. બ્રહ્મચર્ય, અને લઘુલેખમાળાના બીજા અંકો, એ રોયલ બત્રીશ પેજી કદમાં છે. સુપરરોયલ બત્રીશ પેજી કદ એથી સહજ મોટું હોઇ શકે છે. સુપરરોયલ કદ એ રોયલ કરતાં મોટું છે, અને ડેમી, એ કદ અથવા એ કાગળ રોયલ કરતાં નાનો છે. ડેમી આઠ પેજી કદ હાલમાં પ્રસિદ્ધ થતા વીણા નામના માસિકનું છે. બાળકોને કેવી રીતે કેળવવાં, એ પુસ્તક ડેમી બાર પેજીમાં છે, અને તે શ્રેણીના કદ કરતાં સહજ નાનું છે. ડેમી ૩૨ પેજીનું કદ ઘણું નાનું થઇ જાય છે, જેથી તેમાં પુસ્તકો ભાગ્યે જ છપાય છે. બીજું કદ ફાઉનપેપરનું આવે છે, પણ તેમાં ક્વચિત્ જ આપણા દેશમાં પુસ્તકો છપાય છે. ફુલ્સકેપ કાગળનું કદ તો સર્વને જાણીતું છે, જેથી તે સંબંધમાં કંઇ જણાવવાનું રહેતું નથી. ઘણે ભાગે

બ્રહ્મભટ્ટમિત્ર—માસિક પુસ્તક. કદ ડેમી આઠ પેજી, પૃષ્ઠ ૮. લવાજમ ૧-૪-૦ પોષ્ટેજસાથે. તંત્રી અને પ્રકાશક રણછોડલાલ મોતીભાઇ. ઠે. આમલીરાન સુરત. આ માસિકમાં બ્રહ્મભટ્ટ (બારોટ) ની જ્ઞાતિ સંબંધમાં પ્રધાનપણે ઉલ્લેખ કરવામાં આવે છે એટલું જ નહિ પણ બીજા લેખોને પણ તેમાં અવકાશ આપવામાં આવે છે.

---

માઇબંધ નવરંગ—નો દીવાળીનો ખાસ અંક અમને અભિપ્રાયઅર્થે મળ્યો છે. આ માસિકના બીજા અંકો પણ અમને મળ્યા છે, જે જોતાં તેમાં પૂર્વના કરતાં સારો સુધારો કરવામાં આવ્યો જણાય છે. આ અંકમાં વિષય વિવિધતાની સાથે વૈદ્ય મણીશંકર ગોવિંદજી, જામનગરનું આતંકનિગ્રહ ઔષધાલય, તથા રતનલાલ નાગરદાસ વક્તા એમની છબીઓ પણ આપવામાં આવેલી છે. ઉત્તમ પ્રકારના કાગળોઉપર આ અંક છાપવામાં આવ્યો છે, તથા મુખ પૃષ્ઠઉપર દીપોત્સવી દેવીનું એક કલ્પિત ચિત્ર પણ આપવામાં આવ્યું છે.

માઇબંધ નવરંગ—૧૯૧૫ નો પુસ્તક ૮ માનો અંક ૧ લો (આન્ડ નંબર) અમને અભિપ્રાયાર્થે મળેલો છે. આ અંકમાં અંગ્રેજી તથા ગુજરાતી લેખો, પદો, તથા વડોદરાની જુમામસીદ, વડોદરાના અબ્બાસઅલી એસ તૈયબજી, અંબાલાલ મોતીલાલ ઠાકર, નવરંગ તંત્રી મિ. ખુદાદાદ વગેરેની છબીઓ પણ આપવામાં આવેલી છે. તંત્રીએ આ અંકને માટે ઘણો પરિશ્રમ કરીને તેને જેમ બને તેમ સારો કરવાનો પ્રયત્ન કરેલો છે.

---

જુમાદાદા વ્યાયામશાળા (વડોદરા) નો તેરમા વર્ષનો વાર્ષિક અંગ્રેજી રીપોર્ટ—અમને અભિપ્રાયાર્થે મળેલો છે. આરંભમાં આ વ્યાયામશાળાની છબી પણ આપવામાં આવેલી છે. આ વ્યાયામશાળા વડોદરામાં વીશ વર્ષથી ચાલે છે, તે સંબંધમાં સવિસ્તર વર્ણન આપવામાં આવ્યું છે. દેશી પદ્ધતિ ઉપર વ્યાયામ કેવી રીતે કરાવવામાં આવે છે, તથા તેના શા શા લાભ થાય છે, આ શાળાને અંગે એક બોર્ડિંગ ઉઘાડવામાં આવી છે, તથા તે શું શું કાર્ય કરે છે તે સવિસ્તર જણાવવામાં આવ્યું છે: આ રીપોર્ટ જોતાં આ વ્યાયામશાળાનું કાર્ય ઉત્તમ પ્રકારે ચાલતું જણાય છે તથા રા. માણિકરાવ તેને ઘણી કાળજી રાખીને ચલાવે છે. આવી બીજી વ્યાયામશાળાઓની આપણા દેશને જરૂર છે. આ રીપોર્ટ અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરવા કરતાં ગુજરાતી, કે મરાઠીમાં પ્રસિદ્ધ કર્યો હોત તો વિશેષ મનુષ્યોને આ શાળા સંબંધમાં હકિકત જાણવાનો લાભ મળી શકવાનો સંભવ હતો

---

બાલશિક્ષક—પુસ્તક ૪ થું અંક ૧. માસિક. કદ સુપરરોયલ ૧૬ પેજી. વાર્ષિક લવાજમ પોષ્ટેજસાથે ૧-૭-૦. તંત્રી, ભટ્ટ મહાશંકર લલુભાઇ, વડોદરા. આ માસિક જોઇ

અમને અધિક સંતોષ થાય છે, કારણ કે બાળકોને માટે આવાં માસિકોની જરૂર છે. આ માસિકમાં વર્ષ ૪ થું લખવામાં આવ્યું છે તે અમને શંકાસ્પદ લાગે છે. કારણ, કે બાળકોને માટે સઉથી પ્રથમ " બાલકોનો બંધુ " એ નામનું માસિક શ્રેયસ્સાધક અધિકારિવર્ગ તરફથી બહાર પડયું હતું. અને આ માસિક ત્યારપછીથી પ્રસિદ્ધ થએલું છે, તો પછી તેના ઉપર વર્ષ ૪ થું એ પ્રમાણે કેવી રીતે લખવામાં આવ્યું છે તે અમને સ્પષ્ટ થતું નથી. આ માસિકના વિષયો તથા પદો બાળકોને માટે નિઃશંક ઉપયોગી છે. ભાષા પણ સરળ છે. તોપણ હજી આ માસિકના વિષયો બાળકો પોતાની મેળે સમજી શકે તેવા સરળ કરવાની જરૂર અમને જણાય છે. આ પછીના બીજા અંકો પણ અમને મળેલા છે. જેમાંના એક અંકમાં તંત્રી લખે છે, કે અમને આ માસિક પ્રસિદ્ધ કરવામાં ખોટ ગએલી છે, જે વાર્તા અમને ઓછી સંભવિત લાગે છે. તેમ જ તેઓ લખે છે, કે આ માસિકને અમારો વિચાર મેટ્રીક સુધીના વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ શકે તેવો કરવાનો છે, તે વાર્તા પણ અમને અસંભવિત જ લાગે છે. એકી વખતે લખી વાંચી શકે તેવાં બાળકોને અને અંગ્રેજી મેટ્રીક સુધીના વિદ્યાર્થીઓને આ માસિક તે ઉપયોગી કેવી રીતે કરવા ધારે છે, તે સમય જતાં જ સ્પષ્ટ થશે. આવાં બીજાં માસિકોની આપણા દેશમાં આવશ્યકતા છે જ. સ્ત્રીઓને માટે પણ સ્વતંત્ર માસિકો નીકળવાની જરૂર છે. સુંદરીસુબોધ નામનું સ્ત્રીઓને માટે અમદાવાદથી પ્રસિદ્ધ થતું એક જ ઉત્તમ માસિક ગુજરાતીમાં છે, તેની સાથે બીજાં માસિક પણ નીકળવાની જરૂર છે.

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના મહોત્સવો.

## સપ્તદશ સાધનસમારંભ.

**આ સમારંભની મહત્તા.**

શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગનો સત્તરમો સાધનસમારંભ આ વર્ષે ફાલ્ગુન સુદિ પૂર્ણિમાથી નિયમપ્રમાણે આઠ દિવસપર્યંત કરનાળી ક્ષેત્રમાં નર્મદાના પવિત્ર તટઉપર શ્રી સોમનાથ મહાદેવના સ્થાનમાં ઉત્તમ પ્રકારે પાલન કરવામાં આવ્યો હતો. આ સાધનસમારંભના સંબંધમાં આજે ગુજરાત તથા કાઠીયાવાડમાં ઘણા મનુષ્યોના જાણવામાં છે જ. તોપણ તેનું વાસ્તવ સ્વરૂપ તથા તેની વાસ્તવ મહત્તા તેમના જાણવામાં નથી, એમ કહેવું અનુચિત નથી જ. આ પ્રકારનો સમારંભ વા ઉત્સવ બીજી કોઈ સંસ્થાદ્વારા આજપર્યંત નથી જ થયો. આ સમારંભની પ્રથમ યોજના કરનાર સદ્ગત શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ, મહાકાલના તંત્રીના અસાધારણ બુદ્ધિવિભવનું ભાન આ ઉત્સવમાં ભાગ લેનારને થયાવિના નથી જ રહેતું. આ ઉત્સવમાં એકલા શ્રેયસ્સાધકો જ ભાગ લેઇ શકે છે, એવો ખાસ પ્રતિબંધ નથી જ. તે ઉત્સવના નિયમોનું પાલન કરનાર ઇતર સદ્ગૃહસ્થોને પણ સુખપૂર્વક તેમાં ભાગ લેવાની સ્વતંત્રતા આરંભથી જ રાખેલી છે.

જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાનાદિ પારમાર્થિક સાધનો સાધવા ઉપરાંત આ સમારંભના બીજા અવાંતર લાભો પણ અનેક છે. આ સમારંભમાં ભાગ લેનાર પોતાના આરોગ્યમાં તથા આયુષ્યમાં અવશ્ય વૃદ્ધિ કરે છે, મનની અદ્ભુત પ્રકારની પ્રશાંત સ્થિતિને અનાયાસ અનુભવે છે, તથા એક પ્રકારના જામેલા સામુદાયિક બળવડે તે સહજ ઊર્ધ્વ સ્થિતિમાં તેટલો કાળ સ્થિર થઇને જનસમાજમાં ન મળી શકે તેવા અદ્ભુત સુખ અને આનંદને અનુભવે છે.

ઘેર દિવસ ઉગતા પૂર્વે નહિ ઉઠી શકનાર આ સમારંભમાં સૂર્યોદયપૂર્વે સહજ ઉઠી શકે છે, ઘેર ઠંડા પાણીએ સ્નાન નહિ કરી શકનાર સહજ બે, કે ત્રણ વખત ઠંડાપાણીએ સ્નાન કરી શકે છે, ઘેર પા કે અર્ધો કલાક પરાણે એકઆસને બેસી જપાદિ ક્રિયા કરનાર આ સમારંભમાં સહજ ત્રણું કે તેથી વધારે કલાક એક આસને સ્થિરચિત્તે બેસીને પ્રાપ્ત કર્મને સાધી શકે છે, તથા ઘેર બે ત્રણ વખત જમનાર મનુષ્યો આ સમારંભમાં એક વખત ભોજનથી સુખપૂર્વક પોતાનો નિર્વાહ કરી શકે છે. આ વિના આ સમારંભના બીજા અનેક સૂક્ષ્મ લાભો છે, જેનો લાભ તેમાં ભાગ લેનાર પુણ્યશાળી જનો લઇ શકે છે. તેથી આ સમારંભમાં જે જે ભાગ લેઇ શકે તેમ હોય તેમણે અવશ્ય ભાગ લેવો ઘટે છે.

ઘણા મનુષ્યો આ રજાના દિવસોનો ઉપયોગ મિત્રોસાથે ખાઇપીને હરવાફરવામાં, કે ઘેર રહીને આડાંઆવળાં ગપ્પાં મારવામાં કરે છે; જે, કે આ પ્રકારનો નિર્દોષ આનંદ સમભાવ બેસી રહેવા કરતાં, કે માત્ર વ્યવહારધૂરાને બારેમાસ વહન કરવા કરતાં ઉત્તમ છે.

તોપણ મનુષ્ય, કે જેના સામર્થ્યનો તથા જ્ઞાનનો અવધિ નથી, જે મનુષ્યજન્મમાં દેવાદિકથી આરંભી બ્રહ્મલોકપર્યંતનાં સુખ લેઈ શકાય છે, તેણે સમયનો આથી અધિક ઉચ્ચ સદુપયોગ કર્તવ્ય છે. જે મનુષ્યો એમ ધારતા હોય, કે આ સમારંભમાં જવાથી અધિક શું છે, તેમને અધ્યાત્મિક આનંદનો રસ જ લાગ્યો નથી, અને તે માત્ર વ્યવહારમાં જ રચ્યાપચ્યા રહીને વ્યવહારના શુષ્ક આનંદને જ અલં બુદ્ધિથી પૂર્ણ માનીને તેમાં જ જીવન પૂરૂં કરનાર હોય છે. આ સમારંભમાં પોતાનું પારમાર્થિક કર્તવ્ય કરવાની સર્વને પૂર્ણ સ્વતંત્રતા હોય છે, અને તે યથાધિકાર સઉ કોઇ કરે છે જ. તેથી અમુક પોતાનું કર્તવ્ય નથી કરતો, એ વિવેકીને જોવાનું રહેતું નથી, પણ પોતાને પોતાનું કર્તવ્ય કરવાની સ્વતંત્રતા છે, એમ માનીને તે સ્વકર્તવ્યમાં નિરત રહે છે.

આ પ્રસંગે સ્નાન કરવાની અપૂર્વ અનુકૂલતા હતી. જેમને તરતાં આવડતું હોય અને ન આવડતું હોય તે બન્ને સુખપૂર્વક ઇચ્છાનુસાર તૃપ્તિપર્યંત સ્નાન કરી શકતા હતા. અમે ગયા વર્ષે જ પ્રાતઃકાલમાં જણાવી ગયા છીએ, કે જેમને કાશી આદિ દૂરનાં ક્ષેત્રમાં જવાની અનુકૂલતા ન હોય તેમણે આ પાપહર નર્મદાના પવિત્ર જલથી અવશ્ય પુનિત થવું ઘટે છે. નર્મદાના નિસર્ગ રમણીય તટો નેત્રને અત્યંત આહ્લાદ ઉપજાવનાર હોય છે. સંયમમાં બેસવાનું સ્થાન પણ સર્વ પ્રકારની અનુકૂલતાવાળું અને નૈસર્ગિક હતું. વિશાલ આમ્રઆદિ વૃક્ષની છાયાતળે બેસીને સાધકો જપ, ધારણા ધ્યાનાદિ અત્યંત શાંતિપૂર્વક કરતા હતા. આ ક્રમ પૂર્ણ થતાં પ્રાપ્ત નિયમાનુસાર સર્વ પોતાના ઇષ્ટશ્રીનું પૂજન અર્ચન કરીને, તથા આરતિ ઉતારીને, મધ્યાહ્ને સ્નાન કરી આવીને શાંતિથી ભોજન લેતા હતા. તત્પશ્ચાત્ વ્યવહારભારથી અધિક પરિશ્રમિત થએલા તથા મંદ પ્રકૃતિવાળા કોઇ કોઇ સાધકો વિશ્રાંતિ લેતા હતા, કોઈ ઉપયોગી ચર્ચામાં અને કોઈ કોઈ ગ્રંથને અવલોકન કરવામાં સમય ગાળતા હતા. ત્યાર પછીથી સાંયકાળપૂર્વે સ્નાન-સંધ્યાદિકથી પરવારી સર્વ કીર્તન કરવાના સ્થાનમાં એકત્ર થતા હતા.

**સમારંભમાં મળતો કીર્તનનો અપૂર્વ અને દૈવી આનંદ.**

આ સમારંભમાં, અને શ્રેયસ્સાધકવર્ગના તમામ સમારંભોમાં કીર્તનોવડે જે આનંદ પ્રાપ્ત થાય છે, વા જે આનંદ ઉપજાવાય છે તે અનુપમ જ હોય છે. ક્રમે ક્રમે આ કીર્તનો કરવાની શૈલી, તથા કીર્તનોની એવા પ્રકારની વ્યવસ્થા ગોઠવાઇ ગઇ છે, કે જેવી વ્યવસ્થા ઇતર કોઇ પણ સ્થાનમાં જોવામાં નથી આવતી. તમે સમારંભનું કીર્તનનું પુસ્તક મંગાવીને વાંચી જાઓ અને સમારંભના સ્થળમાં સંગાતમંડળને મુખે કીર્તનો સાંભળો એ બેમાં આકાશ-પાતાળજેટલું અંતર છે. ઘેર માત્ર કીર્તન વાંચી જવાથી તેનો દશ ટકા જેટલો પણ ભાગ્યે જ આનંદ મળે છે, જ્યારે આ સ્થાનમાં તેને યથાનિયમે ગવાતાં સાંભળવાથી સો ટકા આનંદ મળે છે. ઘેર તમે ગમેતેવી સારી રીતે તેને ગાઇ જાઓ, કે વાંચી જાઓ, તોપણ તેમાં રહેલા આત્માની ઝાંખી તમને ભાગ્યે જ થશે, અથવા થશે તો ઘણા જ ન્યૂન અંશમાં થશે: જ્યારે સમારંભમાં આવીને સંગાતમંડળના મુખેથી કીર્તન સાંભળનારને તે કીર્તનના

આ પ્રસંગનાં અદ્‌ભુત કીર્તનો.

આ વર્ગના આચાર્ય શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ ઉત્તરોત્તર કોઇ વિલક્ષણ પદોને રચતા જાય છે, તે જોઇને આ વર્ગને અવશ્ય એક ગર્વનું કારણ રહે છે. તેઓશ્રીને પદો લખવાનો અભ્યાસ એટલો તો સ્વભાવસિદ્ધ થઇ ગએલો છે, કે તેઓ બે ત્રણ દિવસમાં, કે પ્રસંગે એક બે દિવસમાં જ પચીસ ત્રીશ પદો, અને તે જૂદા જૂદા ભાવનાં સહજ રચી શકે છે. આટલા ટુંકા વખતમાં આવાં ઉત્તમ અને જૂદા જૂદા ભાવનાં પદો એક પછી એક લખવાં, એમાં કેટલા આંતર સામર્થ્યની જરૂર રહે છે, એ જેમને પદ લખવાનો સહજ પણ અભ્યાસ હશે તે કંઇક સમજી શકશે. ઇતરના સમજવામાં આ વાર્તા આવવી સુદુર્લભ છે.

પ્રથમ પદ ઉચ્ચ સ્વરે અને શાંતિપૂર્વક સંગાતમંડળે સંગીતનાં સાહિત્યોસાથે ગાયું હતું, જે સાંભળી શ્રોતૃવર્ગ તલ્લીન થઈ રહ્યો હતો. સ્તુતિનાં પદો હંમેશાં નવીન નવીન ભાવનાં લખાય છે, અને તે નવીન શૈલીથી જ લખાય છે, એ જોઈ લેખકની વૃત્તિના સ્વરૂપનું અનુમાન બુદ્ધિમાનને થયાવિના નથી જ રહેતું. સ્તુતિનાં આરંભમાં ગાવાયોગ્ય આવાં નવીન નવીન પદો, તમને ગુજરાતી તો પણ શું દુનિઆની બીજી કોઈ પણ ભાષામાં આટલા પ્રમાણમાં મળવાં દુર્લભ છે. બીજું પદ પણ પોતાના બંધુઓપ્રતિના કર્તવ્યની દિશાનું સૂચન કરતું હતું, અર્થાત્ આવા પારમાર્થિક કાર્યોમાં આપણા સંબંધીઓને જોડવા, એ આપણો ધર્મ છે, એવા ભાવને સૂચવતું હતું. કેટલાક વખતથી અભિનંદનનાં પ્રારંભક સ્તુતિ પછી મૂકવામાં આવતાં પદો પણ નવીન નવીન શૈલીથી લખવામાં આવે છે, અને તેને સાંભળનાર ઉત્તમ કવિના મુખેથી પણ પ્રશંસોદ્‌ગાર કઢાવ્યાવિના ન રહે તેવાં હોય છે. છઠ્ઠું પદ વ્યાવહારિક ઉન્નતિને ઉન્નતિમાત્રનું શિખર સમજી ઉન્મત્ત જનને ઉત્તમ પ્રકારનો બોધ આપનાર છે. આવાં પદો જોઈ કોઈ કોઈ વ્યક્તિનું કહેવું થાય છે, કે દોષદર્શનનાં અથવા નિર્વેદવાદનાં ( Passimistic ) આવાં પદો શામાટે લખવામાં આવે છે. સત્ય છે, આ મનુષ્યોનું કથન પણ કેટલાક અંશમાં સત્ય છે. પરંતુ જ્યાં વિવિધ સ્વભાવનાં મનુષ્યો એકત્ર થાય છે ત્યાં આવાં પદોની પણ જરૂર પડે છે. કોઇએ આવાં પદોને પોતાના જ ઉપર લગાડી દેવાનાં નથી, પણ જો આ પ્રમાણે દોષરૂપ સ્વભાવનું વર્ણન આવી રીતે પદમાં ન કરવામાં આવે તો કોઇને મોઢે કંઈ તેના સ્વભાવનું વર્ણન કરવા બેસાતું નથી, કે તેને મોઢે કંઈ કહી શકાતું નથી; પણ આ પ્રમાણે આવાં પદોમાં યુક્તિપૂર્વક દોષવાળા સ્વભાવનું ચિત્ર આલેખવાની લેખકોને જરૂર પડે છે.

આ પ્રસંગ પ્રાપ્ત થયો છે તો પ્રાતઃકાલના ગ્રાહકોને એક સૂચના કરવાનું અમને ઉચિત જણાય છે. તે એ છે, કે મનુષ્ય પોતાની શિઘ્ર ઉન્નતિ ત્યારે કરે છે, કે જ્યારે પોતાના વિરોધીઓ શું કહે છે તે ધ્યાનપૂર્વક સાંભળે છે, અથવા તો પોતાનો કોઇ દોષ જણાવે તો તેના ઉપર ક્રોધ, કે અપ્રીતિ નહિ કરતાં, તે દોષ પોતામાં છે, કે કેમ તેનો વિચાર કરે છે. એ એક નિયમ છે, કે કોઈ આપણી પ્રશંસા કરે તો આપણને સ્વાભાવિક રીતે જ રુચે છે, અને કોઈ આપણો દોષ જણાવે તો આપણને તે અદીઠ લાગે છે; પણ જો બુદ્ધિમાન્ મનુષ્યો સમજે તો આ જ ઠેકાણે મનુષ્યે અત્યંત સાવધાન રહેવાનું છે. જ્યારે જ્યારે પોતાની પ્રશંસા

કરવામાં આવે ત્યારે આપણે કૃતકૃત્ય થઇ ગયા છીએ, એમ માનીને ફુલાઇ જવાનું નથી. જો કે મનુષ્યને પ્રશંસા હંમેશાં પ્રિય હોય છે. તોપણ ખરૂં કહીએ તો તે જ તેની ઉન્નતિને અટકાવનાર છે. નૃપતિઓ, અધિકારીઓ, અને શ્રીમાન્ મનુષ્યોની જે તે પ્રશંસા કરતું હોવાથી તથા તેમને તે પ્રિય હોવાથી, પોતાના દોષો તેમના જાણવામાં આવતા નથી, અને તેથી તેમની ઉન્નતિ અટકે છે. જેથી આપણા દોષો કોઇ જણાવતું હોય તો તેથી અપ્રસન્ન થવાનું નથી, પણ તે જ ઠેકાણે આપણી વાસ્તવ ઉન્નતિ રહેલી છે, જાણીને આપણે સુધરવું ઘટે છે. આપણા પ્રતિસ્પર્ધીઓ, કે વિરોધી મનુષ્યો, કે શત્રુઓ શું કહે છે, તે પ્રતિ બુદ્ધિમાને અલક્ષ કરવાનો નથી, પણ હંમેશાં તેપ્રતિ વૃત્તિ રાખીને તેઓ જે કહે છે તેવો કોઇ દોષ ખુણેખોચરે આપણામાં રહેલો છે કે કેમ, તેનો વિચાર કરીને તેનો કોઇ દોષ જણાય તો તેને ટાળવાને સદોદિત ઉદ્યત રહેવું ઘટે છે. તેથી કોઇ આપણી પ્રશંસા કરે ત્યારે તે આપણી ખોટી તો પ્રશંસા નથી કરતો, અને કોઇ આપણા દોષ જણાવે તો આપણામાં તે દોષ કોઇ ઠેકાણે છે તો નહિ, એવો વિચાર સાવધાનતાપૂર્વક કરવાનો છે. આ પ્રકારનો વિચાર કરનાર મનુષ્યો જ દોષમાત્રને જીતીને સત્વર સદ્ગુણના ભંડારરૂપ થઇ રહે છે.

પદ ૭ અને ૮ કોઇ કોઇના અનુમાનપ્રમાણે કદાચ ઇતર ભાષામાંથી લીધેલા વિચારાનુસાર લખાયાં હશે, તોપણ (adeptation) અનુવાદ ઉત્તમ પ્રકારનો કરવામાં આવેલો છે, અને વિચારો ઉત્તમ છે. પદ નવમામાં જણાવેલી નવીન ત્રિવેણીસ્નાનની પ્રક્રિયા અવસ્ય નવીન છે, અને તેને સિદ્ધ કરનાર સાધારણ બુદ્ધિવાળો સાધક પણ ત્રિકુટિમાં સ્થિર થઇને યોગમાર્ગે યોગી જે લાભને પ્રાપ્ત કરે છે તેવા અપૂર્વ લાભને પ્રાપ્ત થાય છે. વર્તમાન સમયમાં આ પ્રકારનું ત્રિવેણીસ્નાન સાધકોને નિઃશંક અધિક સુલભ છે. દશમું પદ જેવા મનુષ્ય વિચાર કરે છે તથા શબ્દ બોલે છે તેવું જ ફળ થાય છે તેનો ઉત્તમ પ્રકારે સ્ફોટ કરે છે. અગીયારમા પદની ધૂન એવી તો જામી હતી, કે તેમાં શ્રોતા સંગાતા ઉભયની વૃત્તિઓ પ્રેમભક્તિરસમાં નખશિખ સ્નાન કરતી હતી. બારમું પદ જગતનાં સ્વાર્થી મનુષ્યોના સ્વરૂપને ઉત્તમ પ્રકારે જણાવે છે. " ભરોસાની ભેંસે પાડો જણ્યો, " એ કહેવત પ્રચલિત છે, તેને જ પદની પ્રથમ લીટી બનાવી આ પદ લખવામાં કવિતરીકેની લેખકની અસાધારણ શક્તિનું સહજ ભાન થાય છે. આ પદ બંધુ મણિલાલે ઉત્તમ પ્રકારે ગાઇને હાસ્યરસનો આસ્વાદ શ્રોતાઓને કરાવ્યો હતો. ૧૩ મું પદ ઇષ્ટશરણમાં રહેલી વૃત્તિના સ્વરૂપનો ચિતાર દર્શાવે છે. ૧૪ મું પદ સ્વાર્થસમયે ઉપરથી સાધુતાનો ડોળ કરનાર સાધુતાનો કેવી રીતે ત્યાગ કરે છે તેને દર્શાવે છે. ૧૫ મું પદ ઇષ્ટદર્શનસમયે વૃત્તિમાં કેવો ભાવ પ્રકટે છે તે ઉત્તમ પ્રકારે જણાવે છે. આ પદ બંધુ ગોવિંદલાલે મનોહર રીતે ગાયું હતું. ૨૦ મા પદથી સાધકતરીકે સાધનોમાં પોતે કેટલી પ્રગતિ કરી છે તથા કેવી પ્રગતિની જરૂર છે, તેનું સાધકને ઉત્તમ ભાન કરાવવું હતું; ૨૫ મું પદ દુઃખ શોકઆદિને કેવી રીતે વિસરવાં તેની ઉત્તમ યુક્તિ દર્શાવે છે. ૨૬ મું પદ વ્યવહારમાં ડાહ્યા ગણાતા મનુષ્યોની આંતર સ્થિતિ કેવી હોય છે, તેને ઉત્તમ પ્રકારે જણાવે છે. આ પદ બંધુ મણિલાલે ગાઇને સર્વને અપૂર્વ આનંદ આપ્યો હતો.

ઉતારવો તેને ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કરે છે. આવાં સરળ જણાતાં છતાં જેમાં અત્યંત ઉચ્ચ ભાવ રહેલો છે, એવાં હાસ્યરસથી મિશ્ર પદો એક શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની કલમમાંથી જ નીકળેલાં અમે જોયાં છે. ૩૦ મું પદ બંધુ ગોવિંદલાલે ગાઇને તેમાં રહેલા અદ્ભુત ભાવને શ્રોતાઓની વૃત્તિસંમુખ ખડો કર્યો હતો. જેમણે અંતર્મુખ થવાનો સહજસરખો પણ અભ્યાસ કર્યો હતો તેવા સાધકોની વૃત્તિને ૩૧ મા પદની એક પહેલી જ પંક્તિનું શ્રવણ એક વખત તો અંતરતમ પ્રદેશમાં નિમજ્જન કરાવતું હતું. ૩૩ મું અંતિમ પદ તમામ સાધકોએ ગગન ભેદે તેવા ઉચ્ચ સ્વરે સાથે ગાયું હતું અને કીર્તનની આજુબાજુના દશે દિશાના પ્રદેશને આનંદનાં આંદોલનોથી છાઇ દીધો હતો. ગામમાંથી કીર્તનસમયે અનેક સ્ત્રીપુરુષો આવતાં હતાં અને કીર્તન પૂરું થાય ત્યાંપર્યંત આનંદથી બેસતાં હતાં. આ પ્રમાણે વિવિધ અલૌકિક આનંદમાં આ સમારંભનો સમય વ્યતીત કરી, અંતઃકરણની ઉચ્ચ દશાને યથાધિકાર અને યથાપ્રયત્ન પ્રાપ્ત કરીને સર્વ સાધકોએ પોતપોતાના સ્થાનપ્રતિ હર્ષપૂર્ણ હૃદયથી ગતિ કરી હતી.

**श्रीरवीन्द्रनाथ टागोर अने श्रीमद् उपेन्द्राचार्यजी.**

આ પ્રસંગે જ્યારે આપણે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનાં પદોવિષે ઉલ્લેખ કર્યો છે ત્યારે તેમની અને જગપ્રસિદ્ધ રવીન્દ્રનાથ ટાગોરની સરખામણી કરવાની અમને વૃત્તિ થાય છે. આ બન્ને નામ સાથે આવેલાં જોઇને અથવા તેમની સરખામણી કરવાનું નામ સાંભળીને, કદાચ કોઇ કોઇ મનુષ્યો ભડકશે, અને ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી, એવા પણ ઉદ્ગાર કદાચ તેમના મુખમાંથી નીકળી જશે. ભલે તેવા ઉદ્ગાર તેમના મુખમાંથી નીકળે. અભિપ્રાય બાંધવાને આ સમયમાં સર્વને સ્વતંત્રતા છે. પરંતુ તેટલામાટે અમારે અમને જે યોગ્ય જણાય તે પ્રકટ ન કરવું, એમ કંઇ ઠરી શકતું નથી. ગીતાંજલિ કે જે રવીન્દ્રનાથ ટાગોરનું પ્રસિદ્ધ પુસ્તક છે, તે અમે જોયું છે, અને શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનાં તો સર્વ પદોનો અમે અભ્યાસ જ કરેલો છે. નિઃશંક રવીન્દ્રનાથ ટાગોરની શૈલી તથા વિચાર અપૂર્વ જ છે. તોપણ નિષ્પક્ષપાતપણે કોઇ વિદ્વાન્ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યની કવિતાઓ જોશે તો તેને સ્પષ્ટ થયાવિના નહિ જ રહે, કે તેમાં પણ કોઇ વિલક્ષણ અપૂર્વવિશેષતા છે. બન્નેની દિશાઓ કેટલાક અંશમાં જૂદી છે, તે છતાં કાવ્યશક્તિ કોની ઉંચી કહેવી અને કોની ઉતરતી કહેવી, એનો નિર્ણય ભાગ્યે જ કોઇથી થઇ શકશે. કોઇ કોઇ પદો રવીન્દ્રનાથનાં ચઢીઆતાં જણાશે તો તે જ પ્રમાણે કોઇ કોઇ પદો શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનાં ચઢતાં જણાયાવિના નહિ જ રહે; વળી આશ્ચર્યપ્રદ તો એ છે, કે બન્નેની વયમાં ઘણું અંતર છે, તથા તેથી પણ અધિક આશ્ચર્ય તો એ છે, કે રવીન્દ્રનાથ ટાગોરને પદો લખવામાટે એકાંતમાં જવું પડે છે જ્યારે આ મહાપુરુષ પોતાની પાસે બેઠેલા અનેક મનુષ્યોસાથે વાર્તા કરતા જાય છે, અને પદ લખતા જાય છે. અને તે પણ કેવી રીતે ? એક પછી એક પદ જૂદા જૂદા ભાવનાં જેમ આકાશમાંથી વૃષ્ટિ થાય તેમ અંતરાકાશમાંથી નીકળતાં આવે છે, અને હાથ તેને કાગળઉપર ઉતારી લે છે. શિઘ્રકવિઓને પણ અમે જોયા છે, પણ તે ઘણી જ સામાન્ય કવિતા શિઘ્રપણે લખી શકે છે, જ્યારે આ પુરુષ ઉત્તમ પ્રકારનાં પદોને સહજ સ્વભાવે લખી શકે છે. જેમને અમારું આ કથન ગપ-

જેવું, કે અનુચિત લાગતું હોય, તેમણે તેમનાં રચેલાં પદો વાંચી જવાં અને પછી અભિપ્રાય બાંધવો. રવીન્દ્રનાથ ટાગોરની કવિતામાં નિસર્ગ—કુદરતનું મનહર અદ્ભુત વર્ણન જ્યારે જોવામાં આવે છે, ત્યારે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનાં પદોમાં, આત્મતત્ત્વના અનુભવના ઝળકારા જેમાં સ્થળે સ્થળે જણાય છે, એવો વૃત્તિઓને પરમાત્મતત્ત્વગિરિના શિખરે કુદકો મારી ચઢાવી દેઈ તે મહાઉત્તુંગ સ્થિતિનો એક વખત આસ્વાદ કરાવનાર વિલક્ષણ ભાવ જોવામાં આવે છે.

આ બન્નેના કાવ્યમાં શું રહેલું છે, તથા શું શું ન્યૂનાધિકતા છે, તેનો વિચાર ઈશ્વરેચ્છા તો આપણે અતઃપર કરીશું. પરંતુ અત્ર એટલું તો અમે સ્પષ્ટપણે કહીશું કે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનાં પદો કોઇ પણ રીતે રવીન્દ્રનાથ ટાગોરથી ઉતરે તેવાં નથી જ. તેમાં એક પુરુષનાં પદો વિશ્વવિખ્યાત થઇ રહેલાં છે, અને અન્યનાં પદોની વિખ્યાતિ માત્ર અમુક મર્યાદિત પ્રદેશમાં જ થએલી છે, તેમાં અનેક કારણો છે. જે કારણોને પણ આગળ-ઉપર વિચાર થશે જ.

વિશેષમાં આ પ્રસંગે અમે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનને એટલી વિનતિ કરીએ છીએ કે તેઓ અંગ્રેજીમાં જો થોડાં પદો લખવા શ્રમ લેશે અથવા પોતાનાં ગુજરાતી પદોનું અંગ્રેજીમાં ભાષાંતર કરશે તો હાલના કરતાં અધિક મનુષ્યો તેનો લાભ લઇ શકશે, તથા અંગ્રેજી કેળવણી લીધેલા વર્ગને સમજાશે, કે તેમનામાં કાવ્ય લખવાની કેવી શક્તિ છે.



**वैद्य कल्पतरु अने तेना तंत्री.**

વૈદ્યકલ્પતરુના છેલ્લા અંકમાં તેના તંત્રીએ એવા ભાવનું લખ્યું હતું કે "અમે ત્રણ વર્ષથી ગ્રાહકોને અંકો મોકલ્યા છતાં, ચાલુ વર્ષમાં ભેટ તૈયાર થતાં તે વી. પી. થી મોકલ્યાથી અનેક ગ્રાહકો તરફથી તે વી. પી. પાછાં આવેલાં છે." અમને આ વાર્તા જાણીને આશ્ચર્ય થાય છે કે, ત્રણ વર્ષ સુધી શામાટે તેમને લવાજમ લીધા વિના અંકો મોકલ્યા કર્યા હશે? વીશ વર્ષથી અધિક સમયથી નીકળતા વૈદ્યકલ્પતરુના અનુભવી તંત્રીએ કેમ આવી ભૂલ કરી હશે તે સ્પષ્ટ થયું નથી. કદાચ ભેટનું વહેલું મોડું થાય તો નવા વર્ષનો પ્રથમ અંક શામાટે વી. પી. કરીને તેમણે લવાજમ ન લીધું? કદાચ તેમ કરવાથી થોડા ગ્રાહક ઘટી ગયાં હોત, પરંતુ આ પ્રમાણે બબે વર્ષઉપરના અંકો લેઇને પછીથી વી. પી. પાછાં વળવાનો અને તેદ્વારા વિશેષ નુકશાનમાં ઉતરવાનો તેમને પ્રસંગ ન જ આવત. વિનામૂલ્યે આ પ્રમાણે અંકો લેનારની સંખ્યા જ્યાંસુધી આપણા દેશમાં છે ત્યાંસુધી આ દેશના ઉદયની અને પ્રજાના સુખની આશા ન્યૂન જ સમજવી. જેમને ગ્રાહકમાંથી બંધ થવાની ઇચ્છા હતી તેમણે માત્ર એક પૈસાનું ખરચ કરી તંત્રીને પોતાના ઉપર આવતા અંકો બબે કે ત્રણ વર્ષસુધી બંધ કરવાનું ન લખ્યું એ તેમની કેટલી સજ્જનતા! આવા મનુષ્યોને વૈદ્યકલ્પતરુ જેવું માસિક વાંચીને શું લાભ થતો હશે?

જ તેમણે લવાજમ લીધાવિના મોકલવા, અને લવાજમ લેવાની ઇચ્છા હોય તો તેમણે આરંભમાં અથવા બે ત્રણ અંકો મોકલીને જ તે લેઇ લેવું. અને તેમ કરતાં કદાચ પોતાનું પત્ર ન ચાલી શકે તેમ હોય તો તે બંધ કરી બીજા ઉદ્યોગમાં જોડાવું, એ જ હિતકર છે. બાર માસના કે તેથી પણ વિશેષ સમયના અંકો મફત લેવાનું કેળવાયલા મનુષ્યો યોગ્ય ગણે છે, એ તેમની કેળવણી કેવી !

અમને તો આ સંબંધમાં પત્રના તંત્રીઓની જ ભૂલ જણાય છે. શામાટે તે પોતાના પત્રનું મૂલ્ય ઓછું આંકે છે, તે સ્પષ્ટ થતું નથી. મમરા ચણા, કે મીઠાઈ વેચનાર, તથા બીજી વસ્તુઓ વેચનાર પોતાના પદાર્થોનું મૂલ્ય સમજે છે, અને જેને ગરજ હશે તે રોકડેથી લેઈ જશે એમ ધારે છે. પરંતુ આ પદાર્થો કરતાં જેનું મૂલ્ય હજારગણું અધિ છે, એવાં પત્રોનું અને પુસ્તકોનું મૂલ્ય શામાટે પત્રના અધિપતિઓ અને ગ્રંથકર્તાઓ ઓછું આંકે છે ? ખાવાના પદાર્થો કે ઇતર વસ્તુઓથી મનુષ્યનું જેટલું હિત થાય છે તેના કરતાં પત્રો અને ગ્રંથોથી મનુષ્યનું હજારગણું વિશેષ હિત સધાય છે. પરંતુ આજે પ્રજામાં વિદ્યાનું મૂલ્ય ઓછું અંકાય છે તેનું કારણ એ છે, કે વિદ્વાનો પોતે જ તેની તે પ્રમાણે ઓછી કિંમત આંકે છે. જ્યારે આ સ્થિતિ સુધરશે ત્યારે જ વિદ્યાનું મૂલ્ય અધિક અંકાશે.

બજારમાં જેમ બીજી વસ્તુઓ વેચાય છે, તેમ છાપખાનાંની શોધ થવાથી પુસ્તકો પણ ઠેકાણે ઠેકાણે આજે વેચાય છે. અનેક મનુષ્યો આજે માને છે, કે આ પ્રમાણે થવાથી પ્રજાને ઘણો લાભ મળે છે. પરંતુ બુદ્ધિમાન્ અને વિચારશીલ મનુષ્યોને સ્પષ્ટ થયું છે, કે આ સ્થિતિથી પ્રજાને વિશેષ લાભ થયો નથી, પણ હાનિ જ થઇ છે. પ્રજાના ગળામાં પરાણે વિદ્યા રેડવાથી તથા તેનાઉપર પુસ્તકોની વૃષ્ટિ કરવાથી તેનું મૂલ્ય આજે કંઇ જ રહ્યું નથી; આજે માત્ર અમુક વાર્તા કે અમુક સિદ્ધાંત જાણવામાટે જ પ્રજા પુસ્તકો વાંચે છે. પરંતુ તેના રહસ્યને સમજીને તેમ આચારમાં ઉતારવાને માટે હજારમાં કોઇ એક જ તેને વાંચે છે. પુસ્તકોનો અત્યંત પ્રચાર થવાથી શી શી હાનિઓ થઇ છે, તે દર્શાવવાનો અત્ર પ્રસંગ નથી. પરંતુ આ સંબંધમાં અતઃપર—હવે પછી આપણે વિસ્તારથી ચર્ચા કરીશું.

સ્વલ્પમાં અમે પત્રના અધિપતિઓને તથા ગ્રંથકર્તાઓને એટલી સૂચના કરીએ છીએ, કે તેમણે પોતાનાં પત્રોનું તથા ગ્રંથોનું મૂલ્ય પોતાની મેળે ઉતાવળા અને અધિરા થઇને ઘટાડવું નહિ, પણ તેનું મૂલ્ય ઇતર વસ્તુઓ કરતાં હમેશાં અધિક જ આંકવું; પછી ભલે પ્રજા તેની કદર કરે કે ન કરે, પરંતુ જે મૂલ્યવાન્ વસ્તુ છે તે મૂલ્યવાન્ જ ગણાશે.

એક મીઠાઇની દુકાનવાળો મનુષ્ય વધારે કમાય અને એક વિદ્વાન્ લેખક ઘણું જ ઓછું કમાય એ સ્થિતિ કેટલી વિપરીત છે ! પરંતુ આ સ્થિતિ થવામાં વિદ્વાનો પોતે જ કારણભૂત છે, કે તે પોતાનાં પુસ્તકોનું અને વિદ્યાનું મૂલ્ય પોતે જ ઓછું આંકે છે, અને અથાગ પરિશ્રમ કરીને ગ્રાહકોને શોધવા નિકળી પડે છે. વિદ્વાન્ લેખકો ! તમે પોતે તમારી વિદ્યાનું અધિક આંકો અને પ્રજા તમારા વિચારને અનુસર્યાવિના નહિ જ રહે.



હિંદુસ્તાનમાં ભેટ તથા પોસ્ટેજ સાથે (વી. પી. થી.) રૂ. ૧-૧૨-
મનીઓરડરથી ૧-૧૧-૦.

હિંદુસ્તાનની બહાર—ભેટના પુસ્તકના રજીસ્ટર ખરચ સાથે રૂ. ૨-૦-૦.

નમુનાના અંકની કિંમત રૂ. ૦-૨-૦.


**પ્રાતઃકાલમાં જાહેરખબર છપાવવાના ભાવ.**

| | | | |
|---|---|---|---|
| ૧ | પૃષ્ઠ | બાર માસ માટે. | રૂ. ૫૦-૦-૦ |
| ½ | ,, | ,, | રૂ. ૩૦-૦-૦ |
| ¼ | ,, | ,, | રૂ. ૧૬-૦-૦ |

આ ભાવ ટાઇટલપેજ સિવાયના છે. જા. ખ. ના પૈસા આરંભમાં જ લેવામાં આવે છે. જા. ખ. મોકલવા ઇચ્છનારે નીચેને શિરનામે પત્રવ્યવહાર કરવો.

પી. જી. દીક્ષિત.

એડવર્ટાઇઝીંગ એજંટ, પ્રાતઃકાલ, વડોદરા.


## પ્રાતઃકાલના તંત્રી તરફથી પ્રસિદ્ધ થએલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | પ્રગતિ ... | ૦-૧૨-૦ |
| ૨ | એકતાકક્ષા અને તેની સિદ્ધિ ... | ૦-૧૨-૦ |
| ૩ | વાલ્મીકિનો જય ... | ૦- ૬-૦ |
| ૪ | દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવનરસાયનવિદ્યા ભાગ ૧ મૂલ્ય | ૦- ૬-૦ |
| ૫ | દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવનરસાયનવિદ્યા ભાગ ૨ મૂલ્ય | ૦- ૬-૦ |
| ૬ | प्रत्येक मनुष्य स्वतः वैद्य अथवा व्यवहारोपयोगी जीवनरसायनशास्त्र (मराठी)... | ०-१२-० |
| ૭ | પ્રાતઃકાલના પાછલા વર્ષના અંકો-વર્ષ ૯,૧૦,૧૧ દરેક વર્ષ (બાંધેલાં પુસ્તક) | ૧- ૮-૦ |
| ૮ | ધર્મધ્વજના પાછલા વર્ષના અંકો-દરેક વર્ષ ૨,૩,૪,૫ (") ... | ૧- ૪-૦ |

### પ્રાતઃકાલના ગ્રાહકોને વિશેષ લાભ.

જે પ્રાતઃકાલના ગ્રાહક એક નવું ગ્રાહક મેળવી આપશે તેમને ધર્મધ્વજ, કે પ્રાતઃકાલના પાછલા પરચુરણ બાર અંકો મફત આપવામાં આવશે. ઉપરનાં મનુષ્યજીવનમાં અતિ ઉપયોગી પુસ્તકોનો લાભ ગરીબ મનુષ્યો પણ લેઇ શકે તેટલા માટે અમે એવી વ્યવસ્થા રાખી છે, કે એક ગ્રાહક મેળવી આપનારને ૭ આનાનું અને બે ગ્રાહક મેળવી આપનારને બાર આનાની કિંમતનું પુસ્તક મફત આપવામાં આવે છે.

ઠે. પ્રાતઃકાલ-કાર્યાલય, વડોદરા.

## विषयानुक्रमणिका.



---

## प्रातःकालना ग्राहकोए हंमेशां स्मरणमां राखवायोग्य केटलाक नियमो.

૧ જ્યારે શિરનામું બદલવાનું હોય ત્યારે નવા શિરનામાની સાથે પૂર્વે પ્રાતઃકાલ ક્યાં મળતું હતું તે અવશ્ય જણાવવું. તેમ નહિ કરનારના પત્રનો અમલ થઇ શકશે નહિ. શિરનામું બદલવા સંબંધમાં જેમનું પત્ર અમને વદ ૧૦ સુધીમાં મળી શકશે તેનો તે માસમાં અમલ થઇ શકશે. વદ ૧૦ પછીનાં પત્રોનો અમલ બીજા માસથી થઇ શકશે. ત્રણ માસથી ઓછા સમય માટે શિરનામું બદલી શકાશે નહિ. તેમ કરવા ઇચ્છનારે પોસ્ટ ઓફીસ સાથે બંદોબસ્ત કરી લેવો.

૨ જ્યારે જ્યારે અમારા ઉપર કોઈ પણ કાર્ય માટે પત્ર લખવામાં આવે ત્યારે ત્યારે નામ, તથા ગામ લખવું, તથા ઉત્તર માટે પોસ્ટની ટીકીટ મોકલવી. ઘણા મનુષ્યો નામ તથા ગામ લખતા નથી, તથા ઉત્તર માટે ટીકીટ મોકલતા નથી તેવા મનુષ્યોના પત્ર નકામા જાય છે.

૩ પ્રાતઃકાલ પ્રત્યેક માસની **વદ ચતુર્દશીએ** પ્રસિદ્ધ થાય છે, અને હંમેશાં નિયામતપણે ગ્રાહકોને બીજા માસની શુદ પંચમી સુધીમાં બીડી દેવામાં આવે છે. તેથી જેમને અંક ન મળે તેમણે દશમ સુધીમાં અમને લખી જણાવવું. દશમ પછી અંક મંગાવનાર બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આપશે તો જ અંક મળી શકશે.

# प्रातःकालनो १४ मा वर्षमां प्रवेश अने तेनी साथे वृद्धिने पामनार प्रौढतानुं यत्किंचित् दर्शन.

**પ્રાતઃકાલમાં ૧૯૭૨ થી શું સુધારો વધારો કરવામાં આવનાર છે ?**

સંવત ૧૯૬૯ પર્યંત અર્થાત્ પ્રાતઃકાલના ૧૧ મા વર્ષપર્યંત પ્રાતઃકાલ ૩૨ પૃષ્ઠનું નીકળતું હતું અને પોસ્ટેજ વી. પી. ખરચ સાથે ગ્રાહકોને તે ૧-૯-૦ માં મળતું હતું, ત્યારપછીથી સંવત ૧૯૭૦ માં તેટલા લવાજમમાં કંઇ પણ સુધારો કર્યાવિના અમે ઉપહાર-ભેટ આપવાનું શરૂ કર્યું છે. જો ગ્રાહકોને અમે ઉપહારનું પુસ્તક બુકપોસ્ટથી મોકલીએ તો ૧-૧૦-૦ માં તે તેમને મળી શકે તેમ હતું. પરંતુ તેમ કરતાં તે ગેરવલ્લે પડવાનો સંભવ હોવાથી અમે તેને પ્રથમ વી. પી. થી લવાજમ વસૂલ કરીને પછીથી ઉપહારનું પુસ્તક રજીસ્ટર પોસ્ટથી મોકલીએ છીએ, કે જેથી કોઇ પણ જાતનો ભય રહેતો નથી, અને એક પણ ગ્રાહકની તેને માટે ફરીઆદ આવી નથી. આ પ્રમાણે કરવાથી બે આના જો, કે ગ્રાહકને વધારે પડે છે, પણ તેટલો લાભ ગ્રાહક તથા વ્યવસ્થાપક ઉભયને છે, કે બન્નેનો કાલક્ષેપ ન થતાં પૂર્ણ વ્યવસ્થાથી તે પુસ્તક તેમને મળી જાય છે. પ્રથમ ઉપહારમાં અમે પ્રગતિ નામનું પુસ્તક આપ્યું હતું, જે ઇશ્વિરકૃપાએ અત્યંત લોકપ્રિય થએલું છે. તેની બીજી આવૃત્તિ તરત જ કાઢવાની હતી, પરંતુ લડાઇને લીધે કાગળના ભાવ મોંઘા થઇ જવાને લીધે તત્કાલ તેની બીજી આવૃત્તિ કાઢવાનો અમારો આશય ન હતો. પરંતુ જનસમાજ તરફથી તેની માગણી થવાથી અમે તેની બીજી આવૃત્તિ કઢાવવાની શરૂઆત કરી છે, જે એકાદ માસમાં જ ઇશ્વરેચ્છાથી તૈયાર થઇ જશે. ૧૯૭૧ માં महत्वाकांक्षा अने तेनी सिद्धि એ નામનો ઉપહાર આપવામાં આવેલો છે, જે પુસ્તક પણ તેટલું જ લોકપ્રિય થએલું છે, અને ગ્રાહકોને તેથી અત્યંત સંતોષ થયો છે, એમ તેમનાં અમારાઉપર આવેલાં પત્રથી અમે જાણ્યું છે. આ બન્ને પુસ્તકો બે પાંખજેવાં છે જેનો આશ્રય લેનાર ઇચ્છાનુકૂલ સિદ્ધિના પ્રદેશમાં ઉડ્યાવિના રહેતો નથી જ × × × પૂર્વના અંકોમાં અમે એકથી અનેકવાર જણાવી ગયા છીએ, કે ૩૨ ) પૃષ્ઠથી અમને ઘણો સંકોચ રહે છે, અને ઘણા લખવાજેવા વિષયો અમારે હંમેશાં છોડી દેવા પડે છે. જેથી ૧૯૭૨ થી અમે ૩૨ ) પૃષ્ઠને બદલે દરમહિને ૪૮ ) પૃષ્ઠનું પ્રાતઃકાલ કરવાનો નિશ્ચય કર્યો છે. એટલે બાર મહિને ગ્રાહકને બીજાં લગભગ ૨૦૦ ) પૃષ્ઠનું વાંચન વધારે મળી શકશે. ઉપર જણાવ્યાપ્રમાણે ભેટના વી. પી. ખરચ તથા પોસ્ટેજ સાથે પ્રાતઃકાલ ગ્રાહકોને રૂ. ૧-૧૨-૦ માં પડતું હતું. અને હવે બીજાં બે ફર્મા અર્થાત્ ૩૨ ) પૃષ્ઠ વધારવામાં આવનાર છે, એટલે તે જ હિસાબે ગ્રાહકોને દર ફર્મે છ આના વધારે પડશે, એટલે બે ફર્માના બાર આના અર્થાત્ કુલ રૂ. ૨-૮-૦ તમામ ખરચ સાથે પડશે. આથી અમે કદ વધારવાની સાથે હિસાબકરતાં કંઇ પણ વિશેષ લવાજમ વધારતા નથી, એ ગ્રાહકોના લક્ષમાં આવશે જ. જેથી નિયમપ્રમાણે ૧૯૭૨ માં ગ્રાહકોને એક ઉપયોગી ભેટ પણ મળશે, અને બાર મહિને લગભગ ૬૦૦ ) પૃષ્ઠનું વાંચન મળી શકશે.

## विषयानुक्रमणिका.



## प्रातःकालना ग्राहकोए हंमेशां स्मरणमां राखवायोग्य केटलाक नियमो.

૧ જ્યારે શિરનામું બદલવાનું હોય ત્યારે નવા શિરનામાની સાથે પૂર્વે પ્રાતઃકાલ ક્યાં મળતું હતું તે અવશ્ય જણાવવું. તેમ નહિ કરનારના પત્રનો અમલ થઇ શકશે નહિ. શિરનામું બદલવા સંબંધમાં જેમનું પત્ર અમને વદ ૧૦ સુધીમાં મળી શકશે તેનો તે માસમાં અમલ થઇ શકશે. વદ ૧૦ પછીનાં પત્રોનો અમલ બીજા માસથી થઇ શકશે. ત્રણ માસથી ઓછા સમય માટે શિરનામું બદલી શકાશે નહિ. તેમ કરવા ઇચ્છનારે પોસ્ટ ઓફીસ સાથે બંદોબસ્ત કરી લેવો.

૨ જ્યારે જ્યારે અમારા ઉપર કોઈ પણ કાર્ય માટે પત્ર લખવામાં આવે ત્યારે ત્યારે નામ, તથા ગામ લખવું, તથા ઉત્તર માટે પોસ્ટની ટીકીટ મોકલવી. ઘણા મનુષ્યો નામ તથા ગામ લખતા નથી, તથા ઉત્તર માટે ટીકીટ મોકલતા નથી તેવા મનુષ્યોના પત્ર નકામા જાય છે.

૩ પ્રાતઃકાલ પ્રત્યેક માસની વદ ચતુર્દશીએ પ્રસિદ્ધ થાય છે, અને હંમેશાં નિયમિતપણે ગ્રાહકોને બીજા માસની શુદ પંચમી સુધીમાં બીડી દેવામાં આવે છે. તેથી જેમને અંક ન મળે તેમણે દશમ સુધીમાં અમને લખી જણાવવું. દશમ પછી અંક મંગાવનાર બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આપશે તો જ અંક મળી શકશે.




पुस्तक १४ ] संवत् १९७१ आपाढ कृष्णपक्ष १४. [ अंक ९

॥ ॐ श्री. ॥

## पद्यसंग्रह.

### इष्टसंयोगिनी वृत्तिनलिनीनो अनुभव.

પદ ૧. ( મોહનવિરહે આલી, એ લય. )

રસિક નલિની, આંહિં હું ડોલંતી ખીલું,
આંહિં ન્યાળી હું ચંદ્ર શૃંગારે ઝીલું;—
ધવલ રશ્મિ શુભ્રાંશુએ, પ્રેરી મુજ ઉરમાંહ્ય,
પછી અમૃતરસને સીંચી, રસબસ કરી મુજ કાય,
હર્ષ ઉલટ્યો, અંગ મસ્ત બન્યું જે હતું ઢીલું;—
ઉભયવિષે ઉરથી અતિ, જામ્યો દૃઢ અનુરાગ.
ભક્તિરસ મુજ નયનથી, અહે જોઇ એ લાગ;
નવ સ્પર્શે, હાવે કામબાણુ ડંસીલું;—
દિવ્ય પ્રેમરસ ઉભયનો, એક બીજાની માંહ્ય,
આકપીઇ જતાં સદા, અનંત જીવન લહાય,
એવું ચૈતન્યરૂપ થયું યુગ્મ રંગીલું;—
પિયુ હરખે નિરખો મને, પિયુથી હું હરખાઉ,
અદ્ભુત યોગાનંદનો, શો અનુભવ હું ગાઉ:
તેહ કથતાં, મુખડું પડી જાય છે વીલું;—

---

## संयमांजन आंजवा मनने सुबोध.

પદ ૨. ( સંતન મનભરીયાં મળજો રે, એ લય. )

અંજન મન ! અંતર આંજી, તું નિત્ય નિરંજન ન્યાળ,
નયનથી નિત્ય નિરંજન ન્યાળ.

બંધપણાનું બંધન ત્યજવા, મલમંજન પ્રભુ સેવ,
મનરંજન ભયભંજન પ્રભુ એ,
રહ્યા હૃદય તુજ રાજી, તું નિત્ય નિરંજન ન્યાળ;—
લેશ ન અંતર છે અભ્યંતર, તુજમાં તુજ પ્રકાશ,
નિરખ નિરંતર મંત્ર જપીને,
દેખાતાં વાર ન થાશે ઝાઝી, તું નિત્ય નિરંજન ન્યાળ;—
થાય બહિર્મુખ જેમ જેમ તેમ, પડળ અધિક બંધાય,
અંતર્મુખ થાતાં આવરણો;—
ટળતાં, પલટાશે તારી બાજી, તું નિત્ય નિરંજન ન્યાળ;—
રજતમપટ ભેદી તું જેમ જેમ આગળ આગળ જઇશ,
પરિણામે નરહરિપદ પામી,
તેમાં તું રહીશ અખંડ વિરાજી, તું નિત્ય નિરંજન ન્યાળ;—

---

## अन्य प्रवृत्ति छोडी श्रीइष्टस्मरण करवा अधिकारीजनने प्रबोध.

પદ ૩. ( ભવની આ ભાવટ મારી ભાગી, એ લય. )

વૃત્તિ વીર ! હરિગુરુથી સાંધો, આ દશ્ય સ્નેહને બાધો,
એક ચિત્તે ઇશ આરાધો, લાધો અનુપમ લાભનેજી.
સ્ત્રીપચી વિષયોમાંહી, પામ્યું સુખ કોઇ ક્યાંહી ?,
છતાં શીદ મનને તેમાં ગોંધો;—
ગયા જન્મ આવા બહુ વહી, વિવેકી જોતા કેમ ન પણ કંઇ,
હજી સાધવાનું કાં ન સાધો;—
આગળ જવાનું છોડી, જતા કેમ પાછળ દોડી,
ગંતવ્ય પથમાં કાં ન વાધો;—
હિતાહિત પ્રભુને સોંપી, પ્રભુનામને નિત્ય જપી;
રહો છોડી સર્વ ઉપાધો;—
બીજું સર્વ મનથી છોડો, વૃત્તિ એક પ્રભુથી જોડો,
આવે નહિ કોઇ વાતે વાંધો;—

---

સંબંધમાં વિચાર કરવાની જરૂર છે. કે કોનું કહેવું સત્ય છે મોટે ભાગે આ સંસારમાં રાંધનાર અને જમનારવચ્ચે આ પ્રમાણે ચર્ચા ચાલ્યા જ કરે છે.

આપણે સારી રીતે જાણીએ છીએ કે રાંધનાર ઘણો પરિશ્રમ લેછે છતાં પ્રસંગે તેની ભૂલ થવાનો અને કોઇ વસ્તુ બગડી જવાનો સંભવ છે, તેથી તેનાથી જે વસ્તુ બગડી જાય છે તેને વખોડી કાઢીને તેને નિરુત્સાહ કરી નાખવાનો જમનારનો ધર્મ નથી, પણ તેનાથી જે રસોઇ સારી થઇ હોય તેને વખાણીને તેને ઉત્સાહ પ્રકટાવી પ્રસન્ન કરવાની જરૂર છે. તેમ કરવાથી તે પ્રસન્ન થતાં બીજે દિવસે વધારે સારી રસોઇ કરશે અને જમનારની પ્રશંસા સાંભળવાને વધારે આતુર રહેશે; કારણ, કે જનસ્વભાવ જ આવો છે. અને તેનાથી જે વસ્તુ ખરાબ થઈ હોય તેને વખોડી નહિ કાઢતાં તેને જો જણાવવામાં આવે, કે હવેથી આ વસ્તુપ્રતિ જરા લક્ષ દઇને તેને આ પ્રકારની થવા દેજો, તો તેને અપ્રસન્નતા થતી નથી,‍ તેનો ઉત્સાહ ખંડિત થઇ જતો નથી, તથા તેનો દોષ કાઢતાં તેનો અંતરઆત્મા જે વિલક્ષણ વિરુદ્ધભાવને ધારણ કરેછે તેવો વિરુદ્ધ ભાવ ન ધારણ કરતાં બીજે દિવસથી સુધરવાનો યત્ન કરે છે. બાળકોને અને સ્ત્રીઓને આજ નિયમે સુધારી શકાય છે. તે જે કંઇ આરંભમાં સારું કરે તેનાં વખાણ કરતાં તેમને આનંદ થાય છે, અને બીજે દિવસથી પોતાનું કામ વધારે સારું કરવાનો તે પ્રયત્ન કરે છે. રાંધનારના સંબંધમાં પણ આ જ નિયમ લાગુ પડે છે.

પરંતુ એક વાર્તાપ્રતિ આપણે દષ્ટિ કરવાની જરૂર છે. તે એ, કે ઘણા પ્રસંગે એમ બને છે, કે રાંધનારે અમુક વસ્તુ સારી બનાવી હોય છે છતાં તે જમનાર સર્વને રુચતી આવતી નથી. તેમાંથી કોઇને તે રુચે છે અને કોઇને તે રુચતી નથી. કોઇને કોરું શાક રુચે છે તો કોઇને રસાદાર રુચે છે, અને કોઇને કંઇ રુચે છે તો કોઇને કંઇ રુચે છે. આ પ્રમાણે હોવાથી કોઇ કોઇ મનુષ્યોને રસોઇ રાંધનારે સારી કરી હોય છે છતાં તે જમનારને પસંદ આવતી નથી, અને તેથી તે વખોડી કાઢે છે. તેથી રાંધનારે, સર્વને પોતાની રસોઇ પસંદ ન આવે તો અપ્રસન્ન થવાની જરૂર નથી, પણ આ પ્રમાણે થવું સ્વાભાવિક છે, જાણીને પોતાના કર્તવ્યમાં પ્રમાદ ધરવો ઘટતો નથી. તેમ જ પ્રસંગે રાંધનારની પણ ભૂલ થઇ જાય છે, તેથી જમનાર જાણી જોઇને દોષ કાઢે છે, કે તેને રસોઇની પરીક્ષા કરતાં નથી આવડતી, એમ પણ રાંધનારે માની બેસવાનું નથી. પણ તેણે કોઇ કંઇ સૂચના કરે, કે ટીકા કરે તો તે પ્રતિ લક્ષ દઇને પોતાની ભૂલ સુધારવાને નિત્ય તત્પર રહેવું ઘટે છે. આ પ્રમાણે જે સુધરવાને નિત્ય તત્પર તથા ઉત્સુક હોય છે તે પોતાની અપૂર્ણતાને સત્વર દૂર કરે છે અને યોગ્યતાને પામતો જાય છે.

મોટે ભાગે જમનારનું એમ માનવું હોય છે, કે અમને રસોઇ કરતાં નથી આવડતું તેથી શું થયું ? અમને પરીક્ષા કરતાં તો આવડે છે જ. પરંતુ પ્રસંગે આ વાર્તા પણ સત્ય હોતી નથી. કારણ કે પરીક્ષા કરવામાં પણ અમુક અંશમાં મતિવ્યુત્પન્નતાની જરૂર રહે છે. પ્રસંગે જાડી મતિના મનુષ્યો ઉત્તમ પ્રકારે કરેલી રસોઇની પરીક્ષા નથી પણ કરી શકતા. એક વાર્તા એવી છે, કે એક પ્રસંગે સુરતમાં એક જડભરત-જેવો એક મનુષ્ય એક જનને ત્યાં પરોણાતરીકે ગયો હતો. તે ઘરની સ્ત્રીયે પરિશ્રમ લેઇને

ઉત્તમ પ્રકારની છાણી રોટલી તૈયાર કરીને મૂકી. પેલો મનુષ્ય ખમે ચારચાર રોટલી નાની હોવાથી ડુચો વાળીને સાથે જ ખાવા લાગ્યો. પેલી સ્ત્રીએ મનમાં વિચાર કર્યો, કે આ ડુચો મારી મહેનત સારું પણ જોતો નથી, અને ડુચે ડુચે ખાય છે. તે જ પ્રમાણે બદામ, ઈલાયચી, કેશર વગેરે ઉત્તમ મસાલા નાંખીને તૈયાર કરેલો કોઈ પાક કોઈ ગામડીઆને આપ્યો હોય તો તેની ઉત્તમતાને તે નહિ જ જાણી શકે, અને પ્રસંગે તેની વાસથી તેને તે પસંદ નહિ પડે. તે જ પ્રમાણે જમી જાણનાર એમ જાણે છે, કે અમે બધી જ પરીક્ષા કરી જાણીએ છીએ, પણ સર્વ વસ્તુઓની તે પરીક્ષા નથી જ કરી શકતા. સર્વ રસોઇની પરીક્ષા કરવામાટે જમનારના અમુક વિકાસની પણ અપેક્ષા નથી રહેતી એમ નહિ જ. તેમ જમનાર જો એમ જ માની બેસે, કે બસ અમને રાંધતાં નથી આવડતું તેથી શું થયું, અમને જમતાં તો આવડે છે કેની, અને અમારે રાંધવા શીખવાની કંઇ જ જરૂર નથી. તથા અમે જે કહીએ છીએ તે ખરૂં જ છે. તો તે પણ ઉચિત નથી જ. આવા મનુષ્યોએ પ્રસંગે પરિશ્રમ લેઇને થોડુંઘણું રાંધી જોવું ઘટે છે, અને ત્યારે જ તેમને સમજાય છે, કે જે રસોઇમાં તે દોષ કાઢતા હતા તે રસોઇ તો હજારગણી ઉત્તમ હતી.

આ જ પ્રમાણે જનસમાજમાં બને છે. કોઇ કંઇ ગદ્ય લખે છે, કોઇ કંઇ પદ્ય લખે છે, કે કોઇ કંઈ કાર્ય આ જગતમાં કરે છે, તેનાઉપર ટીકા કરનાર હજાર મનુષ્યો નીકળી આવે છે. અને તેમાં આમ દોષ છે, અને તેમ દોષ છે, તથા તેમાં અમુક અમુક સુધારો થવાની જરૂર છે, વગેરે ટીકા કર્યા કરે છે, અને પોતાનો તે પ્રમાણે કરવાનો હક્ક છે એમ માને છે. પરંતુ આ પ્રમાણેનું વર્તન ઉચિત નથી. આવા મનુષ્યો કંઇ જ કામ જગતમાં કરતા નથી, પણ જે કોઇ કંઇ કામ કરનાર હોય છે તેનાઉપર ટીકા કરવાને સતત તત્પર રહે છે. આવા મનુષ્યોને આ પ્રમાણે, ભલે તે માને, પણ વ્યર્થ ટીકા કરવાનો હક્ક નથી જ. હા, તે જો કંઈ પણ કરી શકતા હોય તો, કંઇ પણ બોલવાનો તેમને હક્ક રહે છે. પરંતુ આ તો કંઇ પણ કરવું નહિ અને જેના તેના દોષ જ જોયા કરવા એ પ્રવૃત્તિ જનસમાજમાં કેવળ વિઘાતક ( destructive ) જ છે.

તેથી બુદ્ધિમાને બીજાના કોઇ દોષ જણાય, વા અપૂર્ણતા જણાય તો તેનું જ માત્ર દર્શન કરાવી, વા તેને પ્રજાસમક્ષ ખુલ્લા કરીને તેને નિરુત્સાહ કરવાની જરૂર નથી કારણ કે તેમ કરવાથી તે સુધરનાર નથી. પરંતુ તેનામાં જે કંઇ શુભ અંશ હોય તેને જોઇને, પ્રજાસંમુખ તેને જ ધરીને તેને ઉત્સાહ પ્રકટે તેવાં વચનો કહેવાં ઘટે છે. તેની અપૂર્ણતાને માટે કહેવું હોય તો તે કડવી ભાષામાં નહિ, પણ પ્રેમથી મૃદુ ભાષામાં તેને અમુક બાબતને વધારે સારી કરવાની જરૂર છે, વગેરે ઉત્સાહજનક વચનોમાં જ જણાવવાની જરૂર છે. પરંતુ હાલના વિદ્વાનો આ નીતિનો સ્વીકાર કરતા નથી. તેઓ તો સમુદ્રમંથન કરીને વિષને જ કાઢે છે, અને પરસ્પર વૈમનસ્ય તથા દ્વેષને જ પ્રકટ કરે છે.

આપણી રુચિઅનુસાર અન્ય પ્રવૃત્તિ કરે તેમ પણ બની શકેહું આ જગતમાં અસંભવિત જ છે. આ જનસમાજ વિવિધ રુચિવાળા મનુષ્યોનો બનેલો છે, અને તેથી સર્વ મનુષ્યો એકસરખી ક્રિયા કરે એમ કદી બનતું નથી, કે બનનાર નથી. તેથી બુદ્ધિ-
૨

માને પોતાની ઇચ્છાનુકૂલ સર્વત્ર ન થાય તો તેથી બીજાને નીંદી કાઢવાની પણ જરૂર નથી જ. અને તે જ પ્રમાણે બુદ્ધિમાનનું એ કર્તવ્ય છે, કે કદાચ અન્ય મનુષ્ય પોતાનો દોષ કાઢે તો તેટલાઉપરથી પોતે નિરાશ થઈ જવાનું તથા ઉત્સાહને ત્યજીને પ્રાપ્ત કાર્યને ત્યજી દેવાનું પણ કંઇ પ્રયોજન નથી. પરંતુ જનસ્વભાવ જ આ પ્રકારનો છે, જાણીને શાંતિથી અને ધૈર્યથી પ્રાપ્ત કર્તવ્યમાં જોડાએલા રહેવું ઘટે છે. અને તેનીસાથે પોતાનામાં બીજા જણાવતા હોય તેવો કોઇ દોષ હોય તો તેને ત્યજવાને પણ સર્વદા તત્પર રહેવાની જરૂર છે. જે કોઇ કામ કરે છે તેનામાં કોઈ ભૂલ થવાનો સંભવ હોય છે. જેથી કદાચ ભૂલ થાય તોપણ તેથી નિરાશ થવાનું નથી. કારણ કે જે મનુષ્યો આ જગતમાં કંઇ પણ કામ કરતા નથી અને જેના તેના દોષ જ જોયા કરે છે, તેવા મનુષ્યો કરતાં આ મનુષ્યો હજારગુણ શ્રેષ્ઠ જ છે.

બુદ્ધિમાનને આ વિષયમાં કહેવા ધારેલો ભાવ સહજ સ્પષ્ટ થશે જ, જેથી તે સંબંધમાં અધિક ચર્ચા કરવાનું અમે યોગ્ય ગણતા નથી.



## मुमुक्षुए करवायोग्य भावना.

૧ હિરણ્યગર્ભથી માંડીને તમામ શરીરીઓમાં જે એક ચૈતન્ય વ્યાપ્ત છે, તે હું જ છુ.

૨ લય, વિક્ષેપ, કષાય, તથા રસાસ્વાદથી મારૂં ચિત્ત અભિભુત ન થતાં નિર્વિઘ્નપણે બ્રહ્મમાં સ્થિતિને પામે છે.

૩ હું નિત્ય, નિર્વિકાર, અસંગ, અદ્વિતીય, પરિપૂર્ણ, તથા સચ્ચિદાનંદરૂપ છું.

૪ હું આ દશ્યથી ભિન્ન, વિલક્ષણ અને ચિન્માત્રરૂપ છું.

૫ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદોથી રહિત, અખંડ, તથા આનંદરૂપ હું બ્રહ્મરૂપ છું.

૬ હું નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય, તથા સર્વથી પર છું.

૭ હું કૂટસ્થ છું, હું પ્રત્યક્ સ્વરૂપ છું, હું સર્વનો સાક્ષી છું, ચિદ્રૂપ છું તથા સચ્ચિદાનંદ લક્ષણયુક્ત છું.

૮ મારા પ્રકાશવડે જ આ જગત પ્રકાશે છે, અને સર્વના આધારભૂત હું જ છું.

૯ અસંભાવના તથા વિપરીતભાવનારહિતપણે મને મારા આત્મતત્ત્વનો કરામલકવત્ સ્વાનુભવ થાય છે.

૧૦ બ્રહ્મા આદિથી માંડીને સર્વ પ્રાણીઓના દેહમાં જે જીવનરૂપે પરમ તત્ત્વ રહેલું છે, જે લોક માત્રના સાક્ષીભૂત છે, તથા જે પરિપૂર્ણ છે, તે હું જ છું.

(અપૂર્ણ.)



योग

## श्रीघेरण्डसंहिता.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭૧ થી. )

આ પ્રમાણે સિદ્ધાસનનું સ્વરૂપ કહી હવે ક્રમપ્રાપ્ત પદ્માસનનું સ્વરૂપ જણાવે છે.

### पद्मासनम्.

वामोरुपरि दक्षिणं हि चरणं संस्थाप्य वामं तथा
दक्षोरूपरि पश्चिमेन विधिना धृत्वा कराभ्यां दृढम् ।
अंगुष्ठौ हृदये निधाय चिबुकं नासाग्रमालोकयेत्
एतद् व्याधिविनाशकारणपरं पद्मासनं चोच्यते ॥ ८ ॥

શ્રી ગોરક્ષપદ્ધતિમાં પદ્માસનનું વર્ણન આપ્યું છે ત્યાં પણ આ જ પ્રકારનો શ્લોક છે; માત્ર ત્યાં ચતુર્થ ચરણ एतद् व्याधिविकारविनाशनकरं पद्मासनं प्रोच्यते આ પ્રકારનું છે. હઠયોગપ્રદીપિકામાં પણ આ જ શ્લોક છે, પણ ત્યાં ચતુર્થ ચરણ આ પ્રકારે છે કે एतद् व्याधिविनाशकारि यमिनां पद्मासनं प्रोच्यते ॥ આ ત્રણે પાઠમાં અત્રનો પાઠ સારો નથી. અત્ર આપેલું ચતુર્થ ચરણ કેટલાક અંશમાં અસમીચીન છે. યદ્યપિ ત્રણે પાઠમાં અર્થ બહુધા સમાન જ છે, પણ ભાષાના નિયમથી જ અત્રનો પાઠ પસંદ કરવાયોગ્ય નથી એ જણાવવામાં આવે છે.

અહિં પદ્માસનનું સ્વરૂપ આથી આ પ્રકારે જણાવ્યું છે; સાધકે પ્રથમ સાદી પલાંઠી વાળી બેસવું. પછી જમણા પગને ડાબા ઉરુના મૂળમાં મૂકવો. તે એવી રીતે કે જમણા પગની એડીનું એ ઉરુના મૂળમાં દબાણ થાય, અને એ ચરણ તે એ ઉરુના ઉપરના ભાગમાં રહે. આ જ પ્રમાણે ડાબા પગને જમણા ઉરુપર સંસ્થાપન કરવો. પગની આવી સ્થિતિ રાખી બે હસ્તને પીઠ પાછળ લઇ જવા. જમણા હાથને જમણે પાર્શ્વે થઇને અને ડાબા હાથને પાર્શ્વે થઇને પાછળ લઇ જઇ ડાબા હાથવડે ડાબા પગનો અંગુઠો પકડવો અને જમણા હાથવડે જમણા પગનો અંગુઠો પકડવો. આ પ્રકારે સ્થિતિ કરી પછી ચિબુકને સિદ્ધાસનમાં બતાવ્યાપ્રમાણે છાતીના ભાગમાં દૃઢપણે સ્થાપન કરવી અને દૃષ્ટિને નાકના અગ્ર ભાગપર સ્થાપવી અને નાસાગ્રને જોયા કરવું. આ રીતની જે સ્થિતિ તે પદ્માસન કહેવાય છે અને એ સર્વ વ્યાધિને નાશ કરવામાં ઉત્તમ સાધન છે. આ પ્રમાણે એક પ્રકારથી પદ્માસન થાય છે. આમાં પગની અમુક પ્રકારની સ્થિતિ રાખવાની છે, ટટાર બેસવાનું છે અને તે સાથે હાથવડે અંગુઠા પકડવાના છે, અને ચિબુકને છાતીપર દાબવાથી જાલંધર બંધ કરવાનો છે. આ શિવાય અન્ય પ્રકારે પણ પદ્માસન રાખવામાં આવે છે. એ પ્રકાર મત્સ્યેન્દ્રનાથને સંમત હોવાથી એ એમના મતપ્રમાણેનું પદ્માસન કહેવાય છે. એ પ્રકારનું વર્ણન કરતાં ગોરક્ષપદ્ધતિમાં જણાવ્યું છે કેઃ—

उत्तानौ चरणौ कृत्वा उरुसंस्थौ प्रयत्नतः ।
ऊरुमध्ये तथोत्तानौ पाणी कृत्वा ततो दृशौ ॥
नासाग्रे विन्यसेद्राजदन्तमूले तु जिह्वया ।
उत्तम्भ्य चिबुकं वक्षस्युत्थाप्य पवनं शनैः ॥
इदं पद्मासनं प्रोक्तं सर्वव्याधिविनाशनम् ।
दुर्लभं येन केनाऽपि धीमता लभ्यते बुधैः ॥

ભાવાર્થ—બે પગને ઉપર જે વિધિ બતાવ્યો છે તે પ્રમાણે સાથળપર ચત્તા સ્થાપીને એટલે જમણા પગને ડાબા સાથળપર અને ડાબા પગને જમણા સાથળપર મૂકીને બંને હાથને સીધા સાથળના મધ્યમાં રાખવા એટલે ડાબા ચરણપર જમણો હાથ રાખવો અને જમણા ચરણપર ડાબો હાથ રાખવો. આમ કરી ચક્ષુની દષ્ટિને નાકના અગ્ર ભાગપર સ્થાપન કરવી. ત્યાર પછી રાજદંત એટલે દાઢ તેના મૂળમાં જિહ્વાવડે ઊર્ધ્વસ્તંભન કરવું આનું નામ જિહ્વાબંધ છે અને તે યોગવિદ્ ગુરુદ્વારા જ જાણવામાં આવે છે. આમ કરી ચિબુકને છાતીના ભાગમાં હૃદયથી ચાર આંગળ ઉંચે દઢપણે સ્થાપવી અને ધીમે ધીમે વાયુનું ઉત્થાપન કરવું. આનું નામ પદ્માસન છે અને એ સર્વ વ્યાધિનો નાશ કરનાર છે. આ આસનનો વિધિ ગમે તે પુરુષ સાધી શકતો નથી પણ બુદ્ધિશાલી અને ભાગ્યશાલી પુરુષોને જ ગુરુકૃપાથી એ સિદ્ધ થાય છે.

આ જ પ્રકારે આ પ્રકારાન્તરથી પદ્માસનનું પ્રતિપાદન હઠયોગપ્રદીપિકામાં કરેલું છે. ત્યાં ચતુર્થ ચરણમાં બુધૈઃ ને બદલે ભુવિ પાઠ છે અને તે આ ગોરક્ષ પાઠ કરતાં વિશેષ સમીચીન છે. અર્થમાં ભેદ વિશેષ નથી.

આ પદ્માસનનો પ્રકાર અને પૂર્વ પ્રકારમાં ભેદ આ પ્રમાણે છે. પ્રથમ પ્રકારમાં હાથને પીઠ પાછળથી વાળી ઉરુના પ્રદેશમાં લાવવાના હોય છે અને તેવડે અંગુઠા પકડવાના હોય છે. આ ક્રિયા કરવાથી એ સાધકે ટટાર જ બેસવું પડે છે, કેમકે હાથ પીઠ પાછળ થઇને આગળ કાઢવાના હોવાથી જો એ ટટાર બેસતો નથી તો પીઠનો ભાગ હાથને દબાણ કરી રહેવાથી હાથપગના અંગુઠાસુધી પહોંચી શકતા જ નથી. તેથી એકવાર પોતાના અંગુઠાને હાથવડે પકડવામાં આવે તો એ હાથ જ એ માણસને ટટાર સ્થિતિમાં રાખે છે. આથી જેઓ ટટાર બેસી શકતા નહિ હોય તેમણે આ આસનનો અભ્યાસ ખાસ કરીને કરવાજેવો છે. મેરુદંડ જેનો વાંકો વળી ગયો હોય તે પુરુષ જો આ પ્રકારથી પદ્માસનનો અભ્યાસ પાડે છે તો આ અભ્યાસના બલે એનો મેરુદંડ સીધો થઇ રહે છે. આ આસન વાળવામાં આરંભમાં મહેનત પડે છે અને તેથી એની સિદ્ધિ ક્રમે ક્રમે કરવી ઘટે છે. સહસા દીર્ઘ સમયસુધી આ આસન રાખવા મચવું એ અતિ શ્રમ આપનાર છે. યોગસાધકે અત્રે સર્વ ક્રિયામાં ધૈર્યનો અવલંબ કરવાનો છે. તેણે એટલું પોતાના હૃદયપ્રદેશમાં ચિત્રિત જ રાખવાનું હોય છે કે આપણે અમર છીએ, શરીરને તે મરણસ્વભાવવાળું માને તોપણ જીવને અમર જ માનવો ઘટે છે. અને તે સાથે આ યોગાભ્યાસ જેટલે અંશે થાય છે તેટલે અંશે

અન્ય જન્મે પાછું આરંભથી શરુ કરવાનું તેને રહેતું નથી, પણ જ્યાંસુધી તે આવ્યો હોય ત્યાંથી જ આગળ ચઢવાનું છે. જે ભૂમિકાની સિદ્ધિ પૂર્વજન્મમાં કરેલી હોય છે તે જન્મે તેને જન્મથી જ પ્રાપ્ત થઇ રહે છે. આ વિચારનો આશ્રય કરી ફલના લોભથી તા વેલી કરવી ઘટતી નથી. તે જ પ્રમાણે આ તો કઠિન છે, એ તો આપણાથી નહિ થાય પ્રકારની કાયરતા પણ સેવવી ઘટતી નથી. જેટલું સુખપૂર્વક પોતાના અધિકારપ્ર શ્રીગુરુની આજ્ઞાનુસાર થાય તેટલું ધૈર્ય રાખી કર્યા જ જવું, એ નિશ્ચયપર દ્રઢ અડગ સ્થાપવી ઘટે છે. તેથી આરંભમાં આ આસને વધારે વાર બેસી ન શકાય તો તેટ પરથી એનો ત્યાગ નહિ કરવો તથા ગભરાવું પણ નહિ. જેટલો સમય સુખપૂર્વક બે શકાય તેટલો સમય બેસવું. આજે જેટલો સમય બેસાયું હશે તેથી ઉત્તરોત્તર વધારે બેસવાનું સામર્થ્ય આવશે. આ આસને બેસનારનો મેરુદંડ ટટાર રહેવાથી મેરુદંડમાં રહે સર્વ શરીરના અવયવોને ચઢાવનાર મજ્જાતન્તુ તથા પોટાઓ પોતાનું કાર્ય બરાબર શકે છે. પોતાને જે આહાર અનુરૂપ હોય તે રુધિરમાંથી ગ્રહણ કરે છે. અને જે નિ યોગી પદાર્થનો શરીરમાં સંચય થયો હોય તેને બહાર કાઢી નાંખે છે. અને તેથી શરીર વ્યાધિઓનો નાશ થાય છે અને નીરોગતાની પ્રાપ્તિ થાય છે. વળી ટટાર બેસવાથી સાથળના મૂળમાં દબાણ થવાથી જઠર, આંતરડું, યકૃત, પ્લીહ, અને ઉરુમૂળમાં રહે જ્ઞાનતંતુ એ સર્વ વ્યવસ્થાસર કાર્ય કરનાર થાય છે, અને તે પણ આરોગ્યસાધક છે. ત સ્થૂલ શરીરના વ્યાધિઓ આ આસનથી મટે એ વિચારયુક્ત જ છે. આ સાથે આ પ્રકા જે, ચિબુકને છાતીપર દાબી, જાલંધરબંધ સાધવાનો છે તેના પણ વિવિધ લાભો પૂર્વે ણાવ્યાપ્રમાણે અને આગળ એ બંધના વિવેચનમાં જણાવવામાં આવશે તે પ્રમાણે થાય

પ્રકારાન્તરથી કરાતા પદ્માસનમાં હાથને પાછળ થઇ આગળ લાવવાના નથી તેમ જિહ્વાબંધ અને મૂલબંધ સાધવાના છે. જિહ્વાબંધનું તો ઉપરના શ્લોકમાં સ્વશબ્દે પ્રતિપાદન છે અને उत्थाप्य पवनं शनैः । એ પદો મૂલબંધનું સૂચન કરે છે. આ પ્રમાણે પ્રકારમાં જિહ્વાબંધ, મૂળબંધ અને જાલંધરબંધ એ ત્રણ બંધપૂર્વક આ આસન કરવાનું છે. તેથી એ બંધોને લીધે એનું ફળ જે જણાવાય છે તે સ્વાભાવિક હોય એમ સમજી શકાય છે. આ પદ્માસનનો પ્રકાર મહાયોગિઓને સંમત છે અને તેથી હઠપ્રદીપિકામાં એ વિશેષ કૃત્ય તથા વિશેષ ફળ પણ બતાવ્યું છે. ત્યાં કહ્યું છે કેઃ--

कृत्वा संपुटितौ करौ दृढतरं बध्वा तु पद्मासनं
गाढं वक्षसि संनिधाय चिबुकं ध्यायंश्च तच्चेतसि ।
वारंवारमपानमूर्ध्वमनिलं प्रोत्सारयन्पूरितं
न्यंचन्प्राणमुपैति बोधमतुलं शक्तिप्रभावान्नरः ॥ १·४८ ॥

અર્થાત્ પ્રાણ અને અપાનની એકતા કરવી. આમ કરવાથી કુંડલિની શક્તિ જાગ્રત્ થાય છે અને તેના પ્રભાવથી તે સાધકને નિરુપમ જ્ઞાન સિદ્ધ થાય છે.

આ શ્લોકવડે એ ગ્રંથમાં મૂલબંધ અને જાલંધરબંધપૂર્વક પદ્માસન કરવાનું કહ્યું અને તે સાથે ધ્યાન કરવાનું તથા પ્રાણ અને અપાનનું મેલન કરવાનું કહ્યું. આમ જ્યારે કરવામાં આવે છે ત્યારે પ્રાણ અને અપાનની એકતા થવાથી કુંડલિની શક્તિ જે સાડાત્રણ આંટાવડે સુષુમ્નાના દ્વારને બંધ કરી રહી છે તેને પ્રાણ અને અપાનની એકતાથી જે વહ્નિ પ્રકટે છે તેનો પ્રતાપ લાગે છે અને તેથી તે પોતાના આમળા છોડી દે છે અને તેથી સુષુમ્નાનું દ્વાર ખુલ્લું થાય છે. એ ખુલ્લું થવાથી એમાં પ્રાણ અને પ્રકટ થયેલો વહ્નિ પ્રવેશે છે. ચિત્ત અને પ્રાણનો સબંધ અતિ નિકટનો રહે છે તેથી પ્રાણનો પ્રવેશ થાય છે એટલે ચિત્તનો પણ પ્રવેશ થાય છે. તેથી એ ચિત્ત અને પ્રાણ સુષુમ્નામાં પ્રવેશી બ્રહ્મરંધ્રમાં જઇ પહોંચે છે અને ત્યાં પરબ્રહ્મનો યોગીને સાક્ષાત્કાર થાય છે. શરીરની અંદર હૃદયસ્થાન જે ત્રિવિધ દોષના મેલનથી દુષ્ટ થયેલું છે, ગર્ભસ્થાન જે એથી વધારે મલિન છે અને મૂર્ધાસ્થાન-બ્રહ્મરંધ્ર જે અતિ સ્વચ્છ છે, એ ત્રણ સ્થાનમાં વૈષ્ણવ નામના વાયુનો (અવિદ્યાનો) પ્રવેશ નિષિદ્ધ થયેલો છે. તેથી એ ત્રણ સ્થાનમાં એ વાયુનો સ્પર્શ જીવને થતો નથી. તેમાં હૃદય અને ગર્ભસ્થાન એમાં માલિન્ય છે તેથી યદ્યપિ એમાં વૈષ્ણવવાયુ નથી, તોપણ જીવનું જ્ઞાન અમર્યાદ થઈ રહેતું નથી. અને બ્રહ્મરંધ્રનું જે મૂર્ધાસ્થાન તે તો અતિ સ્વચ્છ છે અને ત્યાં વૈષ્ણવ વાયુનો સ્પર્શ પણ નથી, તેથી ત્યાં જ્યારે જીવનું ચઢવું થાય છે ત્યારે તેનું જ્ઞાન અમર્યાદ થઇ રહે છે. જીવનું જીવત્વ મટી જાય છે અને જીવને પોતાનું વાસ્તવ શુદ્ધબુદ્ધ મુક્ત સ્વરૂપ હસ્તામલકવત્ જણાય છે. આથી અત્ર કહ્યું છે કે એ સ્થાનમાં નિરુપમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ જ્ઞાન થતાં જ મુક્તિ તે યોગીના કરમાં વિરાજે છે તેથી જ હઠપ્રદીપિકામાં કહ્યું છે કેઃ—

पद्मासने स्थितो योगी नाडीद्वारेण पूरितम् ।
मारुतं धारयेद्यस्तु स मुक्तो नात्र संशयः ॥ १-४९ ॥

જે યોગસાધક પદ્માસને બેસીને, પુરેલા વાયુને સુષુમ્નામાર્ગે બ્રહ્મરંધ્રમાં લઇ જઇ ત્યાં સ્થિર ધારણ કરી રાખે છે તે તે જ ક્ષણે મુક્ત છે, એમાં સંશય નથી.

આ પ્રમાણે બે પ્રકારે પદ્માસનનું વર્ણન જોવામાં આવે છે. પણ એ બંને પ્રકારે એ આસન કરવામાં કષ્ટ વધારે છે અને તેથી એથી સાદું સ્વરૂપ પણ પદ્માસનનું વર્ણન કરાય છે, અને તે બીજો પ્રકાર અત્ર જે કહેલો છે તે છે. તેમાં જે જાલંધરબંધ, મૂળબંધ આદિ કહ્યા છે તેવિના પદ્માસન કરવું એ સાદું પદ્માસન છે. કોઇ કોઇ સ્થળે એને વીરાસન પણ નામ આપ્યું છે. જેઓ એને પદ્માસન નામ આપે છે તેઓ અત્ર બતાવેલા બે પ્રકારનાં પદ્માસનને પદ્મબંધ નામથી ઓળખે છે. કેમકે એમાં બંધપૂર્વક એ આસન કરવાનું છે. આ પ્રમાણે ત્રણમાંથી ગમે તેવી રીતે શરીરની યોગ્યતા પ્રમાણે પદ્માસન સ્થિર કરવામાં આવે તો તે સર્વ વ્યાધિને વિનાશ કરનાર છે અને આરોગ્યને દૃઢ કરનાર છે. એટલું જ નહિ પણ પ્રાણની ગતિને નિયમિત કરે છે. દીર્ઘશ્વાસ લેવામાં ઉપયોગી થઇ રહે છે, અને તેથી પ્રાણાયામની અને ધ્યાનની યોગ્યતા આણનાર પણ છે. (અપૂર્ણ).




( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૫૪ થી. )

## પ્રકરણ ૧૩ મું.

### ભેદભાન.

લક્ષ્મણના અદૃશ્ય થવાની વાતથી આખા દ્વારકામાં હાહાકાર થઇ રહ્યો. તે દિવસે કોઇને પણ ચેન પડયું નહિ. ભારતેશ્વર દુર્યોધનનો પુત્ર ગુમ થાય એ કંઇ સાધારણ વાત ન ગણાય. બળરામને આ વાતની જાણ થતાં તે તરત જ દુર્યોધનના તંબુમાં આવ્યા. ત્યાં સઘળા ચિંતામાં હતા. રાણીવાસમાં રડારોડ થઇ રહી હતી. પુરુષોની ચિંતાતુર સ્થિતિમાં સ્ત્રીઓની રડારોડ મળતાં ગ્લાનિનું શું પૂછવું ? પુષ્કળ શોધ કરવા છતાં જ્યારે પુત્ર અને વધૂનો પત્તો ન ખાધો ત્યારે ગુમ થયેલા પુત્રના ગુણોનું વર્ણન કરી દાસીઓએ શોકનો આરંભ કર્યો. સર્વ સામાન્ય જનસમાજ કરતાં દ્રવ્ય અને અધિકારમાં આગળ વધેલા મનુષ્યો દુર્ગુણી હોઇ શકે જ નહિ, કારણ કે " सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते. " એવો સાધારણ નિયમ છે. જેથી હસ્તિનાપુરનો સાર્વભૌમ યુવરાજ દુર્ગુણી હોઇ શકે નહિ. કહેવાનું કારણ એટલું જ કે શોક કરતાં ભાનુમતી પુત્રના ગુણો ગાતી અને આશ્રિત-જનો પણ તે દુઃખમાં શિષ્ટાચારપ્રમાણે દુઃખી રાજમાતા નજરે પડતાં .' નરરત્ન ખોવાયું ' ' સદ્ગુણોની જ્યોતિ બુઝાઇ ' વગેરે વગેરે એક બીજાથી ચઢીયાતા ગુણાનુવાદ ગાઈ શોકનો નાટકી વેષ કરતાં.

રાણીવાસમાં ઉપર પ્રમાણે શોક ચાલી રહ્યો હતો અને દરબારમાં ખિન્ન મને દુર્યોધન કર્ણાદિ શોધમાં મોકલેલા દૂતના રસ્તા તર જોઈ રહ્યા હતા. જૂદા જૂદા ભાગમાંથી દૂતો પોતાના ઉદાસ ચહેરે નકારનો ભાવ સ્પષ્ટ કરતા ચાલ્યા આવતા. ત્યાંના અંતરના વાતાવરણમાં મૂર્તિમંત ઔદાસ્ય પ્રસરી રહ્યું હતું. એક મોટા રાજાનો પુત્ર બીજાના પ્રદેશમાં ગુમ થતાં તેના જીવના જોખમની જવાબદારી તે પ્રદેશના અધિપતિપર હોય છે. જેથી શકુની અને કર્ણે કોઇ પણ પ્રકારની શરમ ન રાખતાં બેધડક જણાવ્યું કે ' લક્ષ્મણ મળી ન આવે ત્યાંસુધી બલરામ અમારા બંદીવાન છે. અમારી રજાશિવાય તેઓએ ક્યાંહિ જવું નહિ.' બલરામ સ્વસ્થ બેઠા. બપોરે ઘણાખરા રસોડામાં જઇ દુઃખના એક એક નિઃશ્વાસસાથે ભોજન કરી આવ્યા, પણ બળરામને કોઇએ જમવામાટે પૂછ્યુંએ નહિ. જાતે દુર્યોધને કિંચિત ઉપહાર કર્યો, પણ પોતાના રાજ્યને કલંક લાગવાથી અપ્રસન્ન થએલા બળરામ એકલા નિરાહાર હતા.

બપોર વિત્યાબાદ કેટલાક દૂતો એક સુવાર્તા લેઇ આવ્યા, કે વત્સલા, અભિમન્યુ,

શ્રીકૃષ્ણ ઇત્યાદિ મંડળ રૈવતક પર્વતના એક ભાગમાં ઘટોત્કચના તાબામાં છે. જેથી સઘળાને આનંદ થયો. પણ શ્રીકૃષ્ણ ત્યાં ક્યાંથી એના જ વિચારમાં સઘળા ગુંથાયા. શકુનીએ સર્વ સમક્ષ એ 'નીચ' કૃષ્ણનો જ હાથ હોવો જોઇએ એમ પ્રતિપાદન કર્યું. ભીષ્મ દ્રોણાદિ વૃદ્ધ સદ્ગૃહસ્થોથી આ ગાલિદાનાંજલી સહન ન થઈ.

"સામાન્ય માનવરૂપમાં વર્તતા તે માધવને ભાઇઓ! ગાળો ન દો. સૂર્યપર થુંકવાનો પ્રયત્ન કરનારને પોતાના થુંકના છાંટા પોતાના જ મુખપર પડ્યાનો અનુભવ થાય છે, તેવી રીતે ભગવાનને ગાળો દેવાનું પરિણામ તમને જ સહન કરવું પડશે." આ પ્રમાણે ભીષ્મે નીડરપણે કહ્યું. જે વૃદ્ધ વ્યક્તિને શ્રીકૃષ્ણની નિંદાથી આટલું બધું માઠું લાગ્યું તે ભીષ્મના ઉપરના સહજ ઉદ્ગારે શકુનીપર જુદો જ ભાવ ભજવ્યો. તે રીસથી રાતો પીળો થઇ ગર્જી ઉઠયો:—

"એક આહિરના છોકરે કંસને માર્યો એટલા જ પુરુષાર્થથી મોહાંધ બની તેનાં ગુણ ગાતા આવા મૂર્ખ ઘરડાઓને શું કહેવું? તેઓ આ દુનિયામાં અમારા પહેલાં જન્મ્યા માટે જ માત્ર તેટલા પુરતું જ તેમને માન આપવું જોઇએ. બંડખોર પાંડવોનો કૃષ્ણ રક્ષક અને આ કૌરવ કુળના ઘરડા તેને માટે ઓછા ઓછા થાય છે. જેવા બહારથી કાળા તેવા જ અંદરથી કપટી કૃષ્ણનાં ગીતો અમારા આગળ ફરીથી ગાતા જ નહિ."

"શકુની! અમો અવિવેકી ઘરડાઓને માન આપવાની કંઇ જ જરૂર નથી એવું જ તારા કહેવાનો આશય છેને? પ્રથમ માન ક્યાં રાખો છો? તારું ભાષણ હવે બંધ કર!" ભીષ્મ અત્યંત ખેદથી બોલ્યા. "જે પરમાત્માનું ધ્યાન યોગીયો અખંડ યોગમાં ધરે છે છતાં તેને તે પ્રાપ્ત થતા નથી, તે પરમાત્મા સગુણરૂપે સૃષ્ટિમાં નજરે પડે છે છતાં કુતર્કથી દૃષ્ટિ અંધ કરી તેનો તિરસ્કાર કરવા લોકો તૈયાર થાય છે. માટે માનવ સ્વભાવની બલીહારી છે! દુષ્પ્રાપ્યમાટે આદર અને સુલભમાટે અનાદર એવો જ જનસમાજનો ન્યાય છે" આ વાક્ય તેઓ સ્વગત બોલ્યા.

દરબારમાં નાના મોટાની આમાન્યા ન રાખતાં ભીષ્માચાર્યનું અપમાન કર્યા બદલ ધૃતરાષ્ટ્રે શકુનીને ધમકાવ્યો; અને તેનું હૃદય પૌત્રના ગુમ થયાના વિચારમાં રોકાયેલું હોવાથી તેણે તે વિષય ચોરામાં પતાવ્યો. જ્યારે બલરામ દુર્યોધનના ઉતારે આવ્યા ત્યારે શ્રીકૃષ્ણ ઘરમાં હતા. પ્રાતઃકાળે મોકલેલા શિઘ્રગામી સ્વારો જ્યારે બે પ્રહર ઉતરતાં પાછા આવ્યા, તો ત્યાં શ્રીકૃષ્ણ ક્યારે અને કેવી રીતે ગયા તેનો જ બલરામ વિચાર કરવા લાગ્યા. અને આ જ શંકા ઇતર સર્વને ઉત્પન્ન થઇ અને તેથી તેઓએ શ્રીકૃષ્ણ દ્વારકામાં છે, કે નહિ એનો તપાસ કરવા માણસો મોકલવાનો વિચાર શરુ થયો. અને તેની અમલવણી થાય તે પહેલાં શ્રીકૃષ્ણ બલરામને ઉપકાર કરાવવા માટે આગ્રહ કરવા ત્યાં આવી હાજર થયા. શ્રીકૃષ્ણને સામે જ જોતાં સઘળા દબાયા અને દરેકે દરેક આ નવીન ગુંચવણ ઉકેલવામાં ગુંથાયા. 'શ્રીકૃષ્ણ રૈવતકપર છે', એવી બાતમી લાવનાર દૂતો જુઠ્ઠા છે એવો દરેકે પોતાનો મત આપ્યો, કારણ કે શ્રીકૃષ્ણ એક જ સમયે બે સ્થળે હોવા આ એ અશક્ય જ છે!

શ્રીકૃષ્ણને નિહાળી ભીષ્મદ્રોણનાં હૃદય પ્રેમે ઉભરાવા લાગ્યાં. અલ્પકાળ પૂર્વે શ્રીકૃષ્ણ વનમાં છે એવી દૃઢ ભાવનાએ જેમણે તેમનાપર નીચ કારસ્થાનીપણાનો આરોપ

મૂકયો હતો, ગાળો દીધી હતી, તેમને તેમનાં પ્રત્યક્ષ દર્શનથી અંજન અંજાયું એવી આ વૃદ્ધ ગૃહસ્થોની ખાત્રી થઇ, અને બનાવ પણ તેવો જ બન્યો. શકુની અને તેની હામાં હા મેળવનારાથી ઉંચી નજરે શ્રીકૃષ્ણતરફ જોવાની હિંમત ચાલી નહિ. તેઓ નીચું જોઇ રહ્યા હતા; તોપણ દુર્વર્તનમાં મગ્ન થઇ રહેલા હોવાથી તેમણે બલરામની પેરે કૃષ્ણ પણ અમારો કેદી છે એવો ઉચ્ચાર કરવામાં પાછીપાની કરી નહિ. આ પ્રમાણે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણનું અપમાન થતું સઘળાને સહન કરવું પડયું.

નિરાહારી બલરામ, નવીન કેદી કૃષ્ણ વગેરે મંડળીસહ દુર્યોધન પોતાના સહચરો-સાથે રૈવતક તરફ રવાના થયા. અતિશયોક્તિથી કહીએ તો દોડવામાં વાયુને પણ પાછળ પાડે એવા અશ્વ જોડેલા રથમાં બેસી તેઓ નીકળ્યા. જેમ તેમ સિમાડાસુધી તે જંગલની સરહદપર તેમનો વાયુગતિ રથ આવી આવી પહોંચ્યો અને હવે આગળનો માર્ગ રથ જવાને દુષ્કર હોવાથી મોટાં મોટા પહાડી સશસ્ત્ર રક્ષકોના બંદોબસ્તમાં દુર્યોધનની સ્વારીએ જંગલમાં પ્રવેશ કર્યો. સઘળાની મનોવૃત્તિ ભાવિ વિષયમાં પરોવાએલી હોવાથી કોઇ કાંઇ પણ બોલ્યું નહિ.

સુમારે એક બે યોજન ગયા નહિ હોય એવામાં તેમને સંગીતનો મધુર સ્વર દૂરથી અસ્પષ્ટ આવતો સંભળાયો. અને સામેના ભોમિયાઓએ તે જ દિશામાં લક્ષ્મણાદિ મંડળી હોવાનું જણાવવાથી તેમને આનંદ થયો. માર્ગ કાપતાં કાપતાં સંગીતના મનોહર આલાપને જન્મ દેનારું સ્થળ પાસેને પાસે આવવા લાગ્યું. ગાયન કરનાર વ્યક્તિ દિવ્ય હોવી જોઇએ એવું સર્વની ધારણામાં આવ્યું. કારણ કે કદી પણ ન સાંભળેલા મનોહર સ્વરો ત્યાંથી સંભળાતા હતા. દુર્યોધને સાર્વભૌમત્વના વૈભવવિલાસમાં ન ભોગવેલું અનુપમ સુખ તે સમયે અનુભવ્યું. સઘળાની ભિન્ન મનોવૃત્તિનો લય દિવ્ય કંઠમાંથી નિકળતા સ્વરના માધુર્યમાં થયો. પ્રત્યેક જણનું પોતાપણું નષ્ટ થયું, અને દરેકે દરેક તે મધુર આલાપથી રંગાયો. તે વેધક ગાયને ચિત્તની ચંચલતાને સ્વર્ગીય સંગીતમાં જોડી અને મનોરમ સંગીતના ઉત્પાદકને જોવા માટે પ્રત્યેક ઉત્સુક થયો.

આ સમયે ચંદ્રોદય થઇ તેની વિમલપ્રભા તે નિશ્ચલ વૃક્ષોપર પડી વનભૂમિપર પડતી હતી. સઘળું વાતાવરણ તે સ્વરમય થઇ ગયું હતું. તેમાં વળી પોતાની શિતળતાએ અધિક શાંત કરનાર ચંદ્રમાને સહુએ ધન્યવાદ આપ્યો. તે સમયનું તે દૃશ્ય એટલું તો મધુર હતું કે દુર્યોધનાદિ મંડળને જો એવો પ્રશ્ન કરવામાં આવ્યો હોત કે સઘળા જગતનો વૈભવ અને આ આ સમયની વનની મધુરતા એ બેમાં તમારે શું જોઇએ, તો તેમણે પણ આ મધુરતાને જ સ્વિકારી હોત. જતાં જતાં તેમને વચ્ચે ખુલ્લી જગો દેખાઇ અને ત્યાં મધુર સંગીતથી આકર્ષણ કરનાર સ્વર્ગીય વ્યક્તિઓ જણાઇ.

આસપાસ લેશ પણ ઝાડી ન હોવાથી તે સ્થળે પૂર્ણ ચંદ્રપ્રભા પ્રકાશતી હતી અને કેટલાક આનંદે નાચતા કુદતા હતા, તે દૃશ્ય જોઇ દુર્યોધન અને ઇતર મંડળી અંજાઇ ગઇ. તેમાં કેટલાક પુરૂષ અને કેટલીક સ્ત્રીયો હતી. તેમનું સૌંદર્ય અનુપમ હતું. પરંતુ તે સર્વમાં શ્રીકૃષ્ણની મૂર્તિ પણ હતી! પોતાની પાસે નજર કરતાં બંદીવાન શ્રીકૃષ્ણ હજુરમાં; સામેના વર્ગમાં જોતાં તે જ પીતાંબરધારી શ્યામ પ્રતિમા. આ બે મૂર્તિમાં એક રતિપુરમાં

પોતાના એકના એક પુત્રને આ નીચે—ઘટોત્કચે કેર કર્યો એવું સમજી પિતૃવાત્સલ્યના ખરા ઉમળકે તેને શોકનો હુમો ભરાઇ આવ્યો.

બલરામજીના હૃદયને પણ સ્થિરતા નહોતી. તે બોલ્યાઃ—

"દુર્યોધન! આ સઘળો શો ઘોટાળો છે તેની તમારી માફક મને પણ કંઇ જ સમજણ પડતી નથી. સામે જે દેખાય છે તે જો મારી જ પુત્રી હોય તો તેણે પોતાના સ્વૈર વર્તને અમારા કુળને લગાડેલું કલંક દૂર કરવા સ્વતઃના પ્રાણ ત્યાગ શિવાય ઇતર ઉપાય હોય એમ હું ધારી શકતો નથી. અને તે મરણ પણ અન્ય ઉપાયે આણવા કરતાં તમારી જ તરવારે શિરચ્છેદ કરવો એ જ વાત મને પસંદ છે. રાજાધિરાજ! મારા પેટે આવી કુળકલંક પુત્રી પાકી એ મારૂં દુર્દૈવ તો ખરૂં જ, પણ આ સામે બનતો બનાવ જે આપણે જોઇ રહ્યા છીએ તે મારી સ્વતઃની ઇચ્છાનુસાર બન્યો નથી. મેં મારા અધિરાજને ફસાવ્યા નથી, અને આ સઘળાનો બદલો કેવળ તમારા શસ્ત્રના મરણે મળી શકે તેમ છે. આ સઘળો અપરાધ મારી અજાણમાં બનવા પામ્યો છે. તોપણ મારી નિષ્ઠા તમારી પ્રત્યે છે. માટે તે ગુન્હાનું પ્રાયશ્ચિત તારા શસ્ત્રે મને ભોગવવા દે."

દુઃખના વેગે માથું નીચું ઘાલી તે ઘુંટણીએ પડ્યા. દુર્યોધન તેમના તરફ નિહાળી રહ્યો હતો.

"વિકારવશ થનારાં આ મનુષ્યોએ આ જંગલમાં આવી આ મંગળભૂમિ ભ્રષ્ટ કરી છે. આવા અમંગળ સ્થાનમાં રહેવાનો આપણો ધર્મ નથી, માટે ચાલો સખીજનો."

આ અવાજ સાંભળી દુર્યોધન, બળરામ અને ઇતર મંડળ તે તરફ જોવા લાગ્યા. ત્યાં તો તે યુવતિયો હવામાં અદૃશ્ય થઇ ગઇ. આ નવા ચમત્કારથી તે વિસ્મય થયા ને સહજ અવકાશ થયો નહિ હોય એવામાં તેમને એક કારમી ચીસ સંભળાઇ અને તે અવાજ લક્ષ્મણજેવો હોવાથી સઘળા તે તરફ આતુરતાથી જોવા લાગ્યા.

વત્સલાઅભિમન્યુનાં લગ્નવિધિસમયે લક્ષ્મણને એક રાક્ષસે પકડી રાખ્યો હતો. તેના હાથમાંથી છટકવું અશક્ય હોવાથી અને બુમ પાડી તો જાનથી મારીશ, એવો ડર બતાવવામાં આવેલો હોવાથી તે ચુપચુપ ઉભો રહી સઘળું જોયા કરતો હતો. પણ વિવાહવિધિ સમાપ્ત થયો. તે દિવ્ય દેવતા અદૃશ્ય થઇ એટલે પછી લક્ષ્મણે પોતાના જીવની પણ પરવા ન કરતાં એક કારમી ચીસ પાડી. સઘળાએ તે તરફ જોયું તો લક્ષ્મણ હાંફળો ફાંફળો પોતા તરફ દોડતો આવે છે એમ જણાયું. દુર્યોધન આગળ વધ્યો અને તેણે ગભરાયેલા પોતાના પુત્રને છાતીએ ચાંપ્યો. આ પ્રસંગ પૂર્ણ વાત્સલ્ય પ્રેમનો હતો. પિતા પુત્રની ભેટ થતાં અરસપરસ આનંદાશ્રુ આવી ગયાં.

"જે સમયે વધુવરનાં પ્રેમી હૃદય વિવાહનાં બંધને બંધાયાં તે સમયે મારો પુત્ર મને પુનઃ પ્રાપ્ત થવાથી તેમનાં લગ્નમાં કંઇ પણ વિઘ્ન ઉપસ્થિત કરવાની મારી ઇચ્છા નથી, તે જોડું દિર્ઘાયુ થાઓ." એવાં આશીર્વચનો સહજે દુર્યોધનના મુખમાંથી નીકળી ગયાં.

"અરે! પણ આ ઢોંગી કયો કૃષ્ણ?" આ પ્રમાણે શકુનીએ પ્રશ્ન કર્યો.

" પાપથી ભરાયેલા પાપી હૃદયને હું સર્વવ્યાપી છતાં ઢોંગી જણાઉં એમાં કાંઇ જ નવાઇ જેવું નથી ". આ પ્રમાણે ગુપ્ત ધ્વનિ સંભળાયો. આ ધ્વનિ ક્યાંથી આવ્યો તેનો કોઇથી પણ નિર્ણય થઇ શક્યો નહિ. માથાપરથી પગનીચે, પાસે, દૂર, ઝાડપરથી, પુષ્પમાંથી, ભૂપૃષ્ટમાંથી કે આ ધ્વનિ ક્યાંથી નિકળ્યો, એવો વિચાર કરતાં કરતાં શકુનીને પૃથ્વીપરનો પ્રત્યેક તૃણાંકુર, વૃક્ષોની હાર પ્રત્યેક વૃક્ષ, વૃક્ષનાં પાંદડાં, પાદડાંની શિરાઓ, આકાશનો પોકળ ભાગ, તે પોકળ ભાગમાં વિચરતાં અણુરેણુ, આકાશમાંનો ચંદ્ર, અસંખ્ય તારા, આ આ પ્રમાણે દશ્ય અને અદશ્ય એવા વિશ્વમાંના સર્વ પદાર્થોમાંથી ધ્વનિનો ઉદ્ગમ સંભવે છે એવો તેને ભાસ થયો. અને અંતે આપણે તો તે વાક્ય નથીને ઉચ્ચાર્યું, ત્યાંસુધી તેની કલ્પના ગઇ. પ્રથમ નાદ આકાશમાં વિરમ્યો. ત્યાં તો બીજો ધ્વનિ સર્વત્ર ફેલાયો:—

જોનારને હું તેની અંતર્વૃત્તિ પ્રમાણે દેખાઉં છું. જે મને જેવો જુએ છે તેવો હું તેને જણાઉં છું. દર્પણમાં સ્વતઃનું જેવું રૂપ હોય છે તેવું જણાય છે. તેવું જ મારી બાબતમાં પણ છે. મનુષ્ય પોતાના સ્વભાવનું સારું નરસું જેવું હોય તેવું પ્રતિબિંબ પ્રતિસ્વરૂપમાં જુએ છે. હું સઘળે છું અને ક્યાંહિ નથી. પાસે જ છું, દૂર છું. ફક્ત જેની જેવી ભાવના હોય તેને હું તે સ્વરૂપમાં તેની મનઃસ્થિતિનું પ્રતિરૂપ દર્શાવું છું. આ વિવાહ ઇશ્વિરે યોજ્યો છે. તેને સંમાન આપી તે વધૂવરોને મનઃપૂર્વક આશીર્વાદ દો. તેઓનું મંગલ ચિંતો. ઇશ્વિરી ઇચ્છા વિરુદ્ધ જતા નહિ.

ઢોંગી માનેલા કૃષ્ણના મુખમાંથી આ વાક્યો સઘળાએ સાંભળ્યાં, પણ પ્રથમ પ્રમાણે જ તે નાદ સઘળે ફેલાયો.

આ જાદુ છે, ઇંદ્રજાલ છે અને તેની ઉત્પાદક આ સામેની શ્રીકૃષ્ણસરખી દેખાતી વ્યક્તિ છે, એવી આવેલી કલ્પના શકુનીના મનમાંથી ગઇ નહિ. ક્રોધાવેશમાં તેણે પોતાની તરવાર ખેંચી અને તે વ્યક્તિનો શિરચ્છેદ કરવામાટે તેના તરફ દોડી ગયો. સામેના શ્રીકૃષ્ણ તદ્દન સ્થિર હતા અને તેમને આનો જરા પણ ડર ન લાગ્યો. તેમનાપર શકુનીની તરવારનો ઘા થયો, પણ શું ?

તે શ્રીકૃષ્ણની એકને ઠેકાણે હવે અનંત મૂર્તિ દેખાવા લાગી અને ગાંડો શકુની ગભરાયો. જ્યાં ત્યાં કૃષ્ણ જ કૃષ્ણ. શકુની આ જોઇ ન શક્યો, તેણે આંખો બંધ કરી અને નીચે બેસી ગયો. દુર્યોધનના સઘળા મંડળને જગત્ શ્રીકૃષ્ણમય જણાવા લાગ્યું. બલરામ પણ શ્રીકૃષ્ણમય થઇ ગયા, પણ મોહમાં અંધ બનેલો દુર્યોધન, કર્ણ, શકુની, દુઃશાસન, આ ગંડાળ ચોકડીને માત્ર પોતે આ શ્રીકૃષ્ણથી ભિન્ન છીએ એમ લાગ્યું. આવો આ ચમત્કાર ક્ષણમાં અદશ્ય થયો અને બંદીવાનતરીકે આણેલા શ્રીકૃષ્ણ મૃદુસ્વરે બોલ્યા:—

" ઇશ્વિરી વાક્ય સત્ય સમજી વત્સલાઅભિમન્યુનો સંબંધ કાયમ રાખી અને આ વનમાંથી સર્વ સત્વર પાછા વળો " આ બોધ દુર્યોધનને યોગ્ય લાગ્યો. તેણે બલરામે અને શ્રીકૃષ્ણે તે નવવધૂવરને આશીર્વાદ આપ્યો. ભીષ્મદ્રોણે તે યુગ્મને પ્રેમાશ્રુના અક્ષતોથી વધાવ્યું. સર્વ સ્વસ્થાને સિધાવ્યા, અને સઘળે આનંદ આનંદ પ્રસરી રહ્યો.

( અપૂર્ણ. )

## कया शिक्षकोने शिक्षणमां निष्फळता मळे छे.



શિક્ષકો આ જગતમાં પ્રજાનું જેટલું હિત કરી શકે છે, તેટલું હિત બીજું કોઇ જ કરી શકતું નથી. શિક્ષકો પ્રજાનું ઐહિક અર્થાત્ આ લોકનું હિત કરે છે, એમ નહિ પણ તે આમુષ્મિક અર્થાત્ પારલૌકિક હિત પણ કરી શકે છે. શિક્ષકોઉપર પ્રજાના શિક્ષણનો અને તે દ્વારા પ્રજાના ઉદયનો ઘણો આધાર રહે છે. જેવા શિક્ષકો તેવી પ્રજા થાય છે. પ્રજાને ઉંચે લેઇ જનાર કે નીચે પાડનાર શિક્ષકો જ છે. શિક્ષકની મહત્તા આજે યૂરોપ તથા અમેરિકાજેવા દેશો પણ સ્વીકારે છે. શિક્ષકો પ્રજાનું કેટલું હિત કરી શકે છે તેનું માપ નિકળી શકે તેમ નથી જ.

તેથી શિક્ષકો જેટલા ઉત્કૃષ્ટ તેટલી પ્રજા સહજ સ્વભાવે જ ઉત્કૃષ્ટ થાય છે. શિક્ષકોના શિક્ષણની જ અસર માત્ર પ્રજાઉપર થાય છે એમ નહિ, પણ તેમના ચારિત્ર્યની અસર પણ તેનાઉપર થાય છે. શિક્ષકોના સહવાસવડે કરીને વિદ્યાર્થીઓ સહજ સ્વભાવે જ તેમના જેવા થાય છે. શિક્ષણ આપવામાં શિક્ષકો ગમે તેટલા કુશળ હોય, તથા તે ગમે તેટલા વિદ્વાન્ હોય તોપણ જે લાભ વિદ્યાર્થીઓને તેમના ઉત્કૃષ્ટ ચારિત્ર્યથી થાય છે, તેવો લાભ એકલા શિક્ષણથી નથી જ થતો. આ વાર્તા જેટલી ઉત્તમ પ્રકારે આપણી પૂર્વની આર્યની પ્રજાને જ્ઞાત હતી, તેટલી બીજી કોઇ પણ પ્રજાને હતી નહિ અને છે પણ નહિ.

પ્રાચીન સમયની આર્યાવર્તની સ્થિતિ તપાસશો તો જણાશે, કે તે સમયે સેંકડો અને હજારો સ્ત્રીપુરુષો કોઇ અદ્દ્ભુત ચારિત્ર્યસંપન્ન, અદ્દ્ભુત શરીર, મન તથા આત્માના બળથી યુક્ત, તથા અદ્દ્ભુત ધર્મનીતિ આદિને ધારણ કરનાર પાકતાં હતાં. આનું કારણ બીજું કંઇ જ નથી, પણ તે સમયના ગુરુઓ જ તેમ થવામાં કારણભૂત હતા. તે સમયના ગુરુઓ, કે જેમના હાથમાં જ સર્વ પ્રજાને શિક્ષણ આપવાનું કાર્ય સોંપવામાં આવતું હતું, તે જ એટલા બધા ઉત્કૃષ્ટ હતા, કે તેમના સહવાસમાં રહેનાર અને તેમની પાસે અધ્યયન કરનાર વિદ્યાર્થીઓ ઉત્કૃષ્ટ જ થતા હતા.

જૂદા જૂદા શિલ્પકારોને એક જ જાતના પથ્થર આપો, છતાં તે તેમાંથી પોતાની કુશલતાપ્રમાણે ઉત્તમ મધ્યમ મૂર્તિઓ ઘડી કાઢશે. પથ્થર એક જ જાતના છતાં તેમાંથી ઉત્તમ મધ્યમ મૂર્તિઓ તૈયાર થવામાં શિલ્પકારની કુશળતા જ કારણભૂત છે. તે જ પ્રમાણે રંગ વગેરે સાહિત્ય એક જ જાતનાં ચિતારાને આપો, પણ તેમાંથી સર્વ જૂદી જૂદી છબીઓ જ ચિતરશે. સાહિત્ય એક જ પ્રકારનું છતાં આ પ્રમાણે કૃતિમાં ભેદ પડવાનું કારણ તેમની કુશળતા જ છે.

તે જ પ્રમાણે વિદ્યાર્થીઓ કદાચ સાધારણ બુદ્ધિના હોય છે. પણ તે જો ઉત્તમ

શિક્ષકના હાથતળે મૂકાય છે તો તે દીપી નીકળે છે અને જો વિદ્યાર્થી ઉત્તમ હોય છે તો તો તે ઉત્તમ પ્રકારે જ પ્રકાશે છે. એથી ઉલટું જો વિદ્યાર્થી બુદ્ધિમાન્ હોય છે, પણ તે જો સાધારણ શિક્ષકના હાથતળે રહે છે તો તે વિશેષ પ્રકાશતા નથી. કારણ કે વિદ્યાર્થીની મતિનો વિકાસ થવાનો ઘણો આધાર શિક્ષકોઉપર રહે છે. શિક્ષકો જે કાર્ય કરે છે તે અન્ય કોઇથી થઇ શકે તેમ હોતું નથી. શિક્ષકો વિદ્યાર્થીઓની અંતઃકરણભૂમિમાં યથેચ્છ સંસ્કારબીજકો રોપીને તેને યથેચ્છ વૃક્ષના રૂપમાં પરિણામ પમાડી શકે છે.

માળીની જેવી કુશળતા, તેવું વૃક્ષ થાય છે. બીજા સામાન્ય માળીઓ ફળમાંથી ઠળીયા કાઢી શકતા નથી, જ્યારે લ્યુથર બુર્બેન્કજેવા પ્રસિદ્ધ અને બુદ્ધિમાન્ મનુષ્યો તેમાંથી ઠળીયા કાઢી નાખી શકે છે, ઝાડના કાંટા દૂર કરી શકે છે તથા આવા વિલક્ષણ ફેરફારો કરી શકે છે; તે જ પ્રમાણે શિક્ષકો પણ અસાધારણ કાર્ય કરી શકે છે. તેમના હાથમાં મધ્યમ, કનિષ્ટ વિદ્યાર્થીઓ આવે છે છતાં પણ પોતાની બુદ્ધિના બળે તેમને તે અત્યંત કુશળ કરી મૂકે છે. કારણ, કે તે કોની કઇ અપૂર્ણતા કેવી રીતે ટાળવી તે તે જાણી શકે છે.

જે વસ્તુઓને આપણે કચરો જાણીને નકામી ગણીને ફેંકી દઇએ છીએ તેવી તુચ્છ વસ્તુઓમાંથી પણ જર્મનીના તથા યુરોપ અમેરિકાના વિજ્ઞાનવિદો અનેક ઉપયોગી વસ્તુઓ બનાવે છે; તે જ પ્રમાણે જે વિદ્યાર્થીઓ આ જગતમાં નકામાજેવા જણાય છે, તેમને પણ જગતમાં ઉપયોગમાં આવે તેવા કુશળ શિક્ષકો કરી શકે છે. લોર્ડ કલાઇવના સંબંધમાં કહેવાય છે, કે તે બહુ જ તોફાની હતો, અને વર્ગમાં ઉપરના નંબરે રહી શકતો ન હતો, અને અભ્યાસમાં કંઇ જ ધ્યાન આપી શકતો નહતો. તેને તેનાં માતાપિતાએ તેનાથી કંટાળીને વહાણઉપર ચઢાવી દીધો, તે હિંદુસ્તાનમાં આવ્યો, અને તે હિંદુસ્તાનનું રાજ્ય પ્રાપ્ત કરવામાં નિમિત્તભૂત થયો.

આ જ પ્રમાણે પ્રત્યેક ઉત્તમ, મધ્યમ, કે કનિષ્ટ વિદ્યાર્થીનું આ જગતમાં એક ક્ષેત્ર હોય છે, જેમાં મૂકાતાં તે અસાધારણ રીતે દીપી નીકળે છે. અને જો તે તે ક્ષેત્રોમાં તેમને મૂકવામાં આવતા નથી, તો તે જગતમાં કંઇ પણ વિશેષ કર્યાવિના માત્ર ખાઇપીને જ મૃત્યુ પામે છે. આ ક્ષેત્રમાં કનિષ્ટ વિદ્યાર્થીઓ પણ ઉત્તમ વિદ્યાર્થીઓ જેટલા જ દીપી નીકળે છે.પણ તે કયા ક્ષેત્રને યોગ્ય છે, તે જ શોધી કાઢવાની જરૂર છે. અને આ કાર્ય તે શિક્ષકનું છે. અને જે શિક્ષક આ કાર્ય કરે છે તે શિક્ષણના કાર્યમાં સર્વોત્તમ કાર્ય કરે છે.

શિવાજી મહારાજને શ્રી રામદાસ સ્વામીજેવા સમર્થ ગુરુ ન મળ્યા હોત અને અન્ય કોઇ મળ્યા હોત તો જે કાર્ય તે તેમના ઉપદેશથી કરી શક્યા હતા તે કરી શકત કે ? નહિ જ; રણસંગ્રામમાં પોતાનો રથ સ્થપાયા પછી અર્જુનને જે વિષાદ પ્રકટ્યો હતો, તથા તેને લીધે તેમના હાથમાંથી ધનુષ્ય પડી ગયું હતું અને તેમના અંગેઅંગમાં જે વિકળતા પ્રાપ્ત થઇ હતી તે કોણ નથી જાણતું ? પરંતુ તે સમયે તેમને બોધ આપનાર શ્રીકૃષ્ણભગવાન્ હતા, અને તેમણે તેમને કહેવાયોગ્ય ઉત્સાહવચનો કહ્યાં જેથી તેમનો વિષાદ, સૂર્યનો ઉદય થતાં હિમકણો જેમ ઉડી જાય તેમ જતો રહ્યો હતો અને અપૂર્વ

શૌર્ય તેમનામાં પ્રકટ્યું હતું, જેથી તેમણે કૌરવજેવા સબળ પક્ષને પણ હરાવ્યો હતો, અને અચળ કીર્તિ પ્રાપ્ત કરી હતી.

આ પ્રમાણે શિક્ષકો અસાધારણ કાર્ય કરી શકતા હોવાથી જ આપણા આર્યાવર્તમાં પૂર્વે શિક્ષકોને પૂજ્ય ગણવામાં આવતા હતા, અને શિક્ષણનું કામ ધર્મગુરુઓને અથવા ઋષિમુનિઓને જ સોંપવામાં આવતું હતું. અને તેથી તે સમયની પ્રજા વિનયવિવેકસંપન્ન થતી હતી, ગુરુ અથવા આચાર્ય તરફ પૂજ્યભાવને ધરતી હતી; અને ગુરુકૃપાવડે તે એકલા શિક્ષણમાં જ આગળ વધતી હતી એટલું જ નહિ, પણ તેનામાં શરીર, મન અને આત્માનાં અસાધારણ બળ જાગ્રત્ થતાં હતાં.

આંજે કોઇ કોઇ ઠેકાણે ગુરુકુલ કાઢવામાં આવે છે, તે પ્રજા તરફથી નીકળતાં હોવાથી કેટલાક અંશમાં અધિક લાભ કરનાર છે. પણ તે જ વાસ્તવ ગુરુકુળ છે, કે જેમાં વિદ્યાર્થીઓના ધ્યેયરૂપ કોઇ ઉત્તમ ચારિત્ર્યસંપન્ન ગુરુ હોવા ઘટે છે, કે જેને જોઇને વિદ્યાર્થીઓ પોતાના ચારિત્ર્યને રચે છે. વિદ્યાર્થીઓને માત્ર લખતાં વાચતાં, કે જૂદા જૂદા દેશના ઇતિહાસ ભૂગોળ વગેરે જ શિખવવાનું નથી, પણ જે મુખ્ય ફેરફાર કરવાનો છે, તે તેમના ચારિત્ર્ય ઉપરનો છે. અને જ્યાંસુધી પરિપકવ અને ઉત્કૃષ્ટ ચારિત્ર્યવાળા શિક્ષકો શિક્ષણનું કાર્ય હાથમાં નહિ લે અથવા તો તેવા શિક્ષકો કોઇપણ દેશમાં નહિ પાકે, ત્યાં સુધી શિક્ષણનો જે પ્રધાન અર્થ છે તે ઘણા અંશમાં અપૂર્ણ જ રહેનાર છે.

વર્તમાન કેળવણીમાં શી શી અપૂર્ણતા છે, તથા તે કેવી રીતે ટળી શકે તેમ છે, એ વગેરે સંબંધમાં અમારે જણાવવાજેવું ઘણું છે, પરંતુ તે આગળઉપર કેળવણી સંબંધના કોઇ સ્વતંત્ર લેખમાં અમે વિસ્તારથી જણાવીશું. તત્કાલ તો માત્ર માર્ચ મહિનાના એજ્યુકેશનલ રિવ્યુમાં "Teachers who Fail—ક્યા શિક્ષકો નિષ્ફળ થાય છે." એ નામનો એક વિષય અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયો હતો, જેનાઉપરથી આ લેખ નીચે પ્રમાણે લખવામાં આવે છે, કારણ, કે શિક્ષકોને તે ઘણો ઉપયોગી છે. આ વિષયને લખનાર બી. કે. મુખેરજી છે; તેમણે ટુંકામાં જ ક્યા શિક્ષકો નિષ્ફળ થાય છે તે જણાવ્યું છે, જેથી અમે વાચકોના સ્પષ્ટીકરણઅર્થે તેને સ્પષ્ટ કરવામાટે જે વિચારો દાખલ કરવા ઘટે તેને વચમાં વચમાં દાખલ કરેલા છે.

"ઉક્ત લેખક જે શિક્ષકો શિક્ષણના કાર્યમાં નિષ્ફળ થાય છે તેમનાં આ પ્રમાણે નામ પાડે છે. ૧ Lukewarm Teacher, ૨ Nearsighted Teacher 3 Lame Teacher ૪ Onesided Teacher ૫ Unsympethetic Teacher, ૬ Express Teacher અને ૭ Steambrake Teacher.

૧ Lukewarm Teacher-અર્થાત્ મંદોત્સાહી શિક્ષક. શિક્ષણના કાર્યમાં નિષ્ફળતા જ મેળવે છે, અર્થાત્ તે શિક્ષણને માટે યોગ્ય નથી. આવા શિક્ષકમાં વિજયને અર્પનાર જે ઉત્સાહ છે તેની પ્રથમ જ ખામી હોય છે. આવા શિક્ષકોમાં પોતાના કર્તવ્યપ્રતિ જે ભક્તિ વા પ્રેમ હોવો જોઇએ તે હોતો નથી. શિક્ષકનું કાર્ય વિદ્યાર્થીઓમાં વિદ્યાભ્યાસપ્રતિ અપૂર્વ ઉત્સાહ તથા પ્રેમને જાગ્રત્ કરવાનું છે. પરંતુ આ પ્રથમ પ્રકારના શિક્ષકોમાં કોઇ પણ જાતનો ઉત્સાહ ન હોવાથી તેમના વિદ્યાર્થીઓ પણ તેવા જ રહે છે.

આવા શિક્ષકો કદાચ ઉત્તમ વ્યવસ્થાથી કામ કરતા હોય છે તોપણ તે યંત્રવત્ જ કામ કરે છે, અને જે વિશેષ અર્થ સરવો જોઇએ તે સરતો નથી. આવા શિક્ષકો અને તેમના વિદ્યાર્થીઓ જીવંત છતાં નિર્જીવજેવા હોય છે, અને ઘાંચીના બળદની પેઠે તે ધૂસરું ખેંચવાનું જ સમજે છે. ઉત્સાહ એ વિજયનું પ્રથમ પગથીયું છે, અને તેથી વિવિધ યુક્તિઓવડે વિદ્યાર્થીઓમાં તેને જાગ્રત્ કરવો, એ શિક્ષકનો પ્રધાન ધર્મ છે; પણ તે કાર્ય આ પ્રથમ પ્રકારના શિક્ષકથી થઈ શકે તેમ હોતું નથી. આવા શિક્ષકના હાથતળે શીખેલા વિદ્યાર્થીઓ પણ મંદોત્સાહી જ જીવનપર્યંત રહે છે, અને વ્યવહારમાં પણ તે કંઇ જ વિશેષ કરી શકતા નથી. તેમનાં જીવન સાધારણ રીતે ખાઇપીને પૂરાં થાય છે, અને તેમાં અપૂર્વ આનંદનું ભાન જ થતું નથી, કે તે જગતમાં કંઇજ વિશેષ કે કંઇજ મહત્વનું કાર્ય કરી શકતા નથી. તમે શિક્ષક હો તો આ વાર્તા ખાસ લક્ષમાં લેશો, અને તમારા તથા વિદ્યાર્થીઓના જીવનને નિરંતર ઉત્સાહથી ઓતપ્રોત રાખજો. કોઇપણ કાર્ય કરવાનું પ્રાપ્ત થતાં પૂર્ણ ઉત્સાહથી તેને કરવાને તૈયાર થવું, એ તે કાર્યને જેમ સિદ્ધ કરાવનાર છે તેમ જીવનને પ્રસન્નતા, આરોગ્ય, વગેરેથી સુખમય કરનાર છે.

૨ બીજા Nearsighted—અર્થાત્ અદૂરદષ્ટિ શિક્ષકો નથી તો આગળ દષ્ટિ કરતા, કે નથી તો પાછળ દષ્ટિ કરતા. તે માત્ર સીધેસીધું પાઠ ગોખાવી જવામાં જ પોતાના કર્તવ્યનો અવધિ સમજે છે. વિદ્યાર્થીઓ પોતાનો પાઠ તૈયાર કરી લાવ્યા એટલે તેમનું કર્તવ્યમાત્ર સમાપ્ત થયું એમ તે સમજે છે. વિદ્યાર્થીઓને જીવનમાં બીજી કઇ કઇ બાબતની જરૂર છે તે આ શિક્ષકો જોતા જ નથી, અને તે સંબંધમાં એક અક્ષર પણ તે તેમને જણાવતા નથી; છતાં આશ્ચર્ય એ છે કે તે પોતાને ઘણા કુશળ માને છે ! વિદ્યાભ્યાસ ઉપરાંત અર્થાત્ પરીક્ષાઓમાં પસાર થવા ઉપરાંત તેમણે જગતમાં કંઇ કરવાનું છે કે કેમ તે જોતા જ નથી. જેથી આવા શિક્ષકોના હાથતળે ભણેલા વિદ્યાર્થીઓ ભણ્યા પણ ગણ્યા નહિ, તેવા થાય છે, અને પરીક્ષામાં સારી રીતે પસાર થવા છતાં તે વ્યવહારમાં ભોડજેવાં જ રહે છે. આવા મનુષ્યો પછીથી નથી તો પોતાનું કાંઈ વિશેષ હિત કરી શકતા, કે નથી તો પોતાના માનવબંધુઓનું કાંઈ વિશેષ હિત કરી શકતા. વ્યવહારમાં આવા આજે અનેક મનુષ્યો જોવામાં આવે છે, તેનું કારણ તેમને મળેલું એકદેશીય શિક્ષણ જ કારણ છે. એથી ઉલટું બીજા શિક્ષકો, કે જે ચારે બાજુ દષ્ટિ કરે છે, તથા જે સમયમાં આ વિદ્યાર્થીઓને રહેવાનું છે તે સમયનો વિચાર કરીને તેમને બીજી કંઈ કંઈ બાબતોનું જ્ઞાન કરાવે છે, તેવા શિક્ષકોના વિદ્યાર્થીઓ શાળામાં બહુ સારા દીપી નીકળતા જણાતા નથી, છતાં પણ તેમના વ્યાવહારિક જીવનમાં તે ઘણાં ઉપયોગી કાર્ય કરી શકે છે. શાળામાં શિક્ષણ લીધું એટલે થઈ રહ્યું, એટલું જ કંઈ વિદ્યાર્થીનું કર્તવ્ય નથી. પરંતુ ખરું શિક્ષણ તો તેમને ત્યાર પછી જ જગતમાં લેવાનું હોય છે. પરંતુ બીજી કોઈપણ દિશાપ્રતિ આવા શિક્ષકો તેમને દષ્ટિ કરાવતા નથી, તેથી વ્યવહારમાં પણ તે એક જ કામ કરે છે, તેમને નોકરી હોય છે તો માત્ર નોકરી કરીને જ તે સંતોષ માને છે, પણ બીજું કંઈ જ કરતા નથી. આવા મનુષ્યો આજે ઘણા જોવામાં આવે છે. તે બીજું કંઈ જ પછી જોતા નથી. નથી તો તે કંઈ વાંચતા, કે નથી તો જોતા, કે પોતાની આસપાસના જગતમાં શું ચાલે છે. જેથી તે જગતમાં ખાઇપીને પોતાનો નિર્વાહ કરવાઉપરાંત એક મનુષ્યતરીકે

જે કરવું જોઇએ તે કંઈ જ કરતા નથી. પણ આ દોષ તેમનો નથી, પણ તેમના શિક્ષકનો જ છે. જેથી શિક્ષકોનું માત્ર વિદ્યાર્થીઓને પરીક્ષાઓમાંથી પસાર કરવા એટલું જ કર્તવ્ય નથી, પણ તેમને બીજું ઘણું શિક્ષણ આપવાની જરૂર છે, તથા બીજી ઘણી જવાબદારી તેમને શિરે રહે છે.

૩ ત્રીજા Lame Teacher—અર્થાત્ દુર્બલગતિ, કે વિકલગતિ શિક્ષકો છે, કે જે વિદ્યાર્થીઓના સંબંધમાં લેશ પણ આવતા નથી, અને માત્ર શાળામાં આવીને જે કંઈ શીખવવાનું હોય તે જ માત્ર શીખવી જાય છે. વિદ્યાર્થીઓ ઘરઆગળ કેવું જીવન ગાળે છે, તથા સમાજમાં તેમનાં શું શું કર્તવ્ય છે, તે પ્રતિ આ શિક્ષકો કંઈ જ જોતા નથી શિક્ષકોનો ધર્મ પ્રત્યેક વિદ્યાર્થીને ઘેર જઇને તેના જીવનસંબંધમાં અવકાશે તપાસ કરવાની છે, કે તે કેવું જીવન ગાળે છે તથા તેનું ચારિત્ર્ય કેવું છે. પણ આ શિક્ષકો આમાંનું કંઈ જ કરતા નથી, અને વિદ્યાર્થીઓના ખાનગી જીવનસંબંધમાં તદન અજ્ઞાન રહે છે; જેથી કરીને પરિણામ એવો આવે છે, કે આવા શિક્ષકના વિદ્યાર્થીઓ પરીક્ષાઓમાં પસાર થાય છે પણ તેમનું જીવન ઉંચા પ્રકારનું હોતું નથી. તે ગમે તે ખાય છે, ગમે તે પીએ છે, અને ગમે તેમ વર્તે છે છતાં તે સંબંધમાં શિક્ષક તરફથી તેમને કંઈ જ શિક્ષણ મળતું નથી. જેથી શાળામાંથી ગયા પછી મોટી ઉમરે તેમનું જીવન તે આદર્શ જીવનતરીકે ગાળતા નથી, પણ એક પશુજેવું જ જીવન ગાળે છે.

આ ઠેકાણે અમારે એ જણાવવાની જરૂર પડે છે, કે કોલેજ અને હાઇસ્કુલોની મોટી મોટી બોર્ડીંગોમાં પણ આ જ પ્રમાણે વિદ્યાર્થીઓ મનસ્વીપણે વર્તે છે. તેમને ફાવે છે તો તે નાહ્યાવગર ખાય છે, ફાવે છે તો હીંદુ, મુસલમાન તથા પારસી એકઠા બેસીને જ જમે છે, ફાવે છે તો માંસાહાર કરે છે, અને ફાવે છે તો તે બાડી પીએ છે, કે ફાવે છે તો તે દારૂ પીએ છે. જીવનનો ઉચ્ચ આશય તેમનામાં જોવામાં આવતો નથી, અને તે સંબંધમાં તેમને કંઈ જણાવવામાં પણ આવતું નથી. જેથી બોર્ડીંગમાંથી નીકળ્યા પછી તેમનાં જીવન ઢંગધડાવિનાનાં જ જોવામાં આવે છે. શું શિક્ષકોની એ ફરજ નથી, કે વિદ્યાર્થીઓ ખાનગી જીવન કેવી રીતે ગાળે છે તે જોવું ? પણ આ વાર્તાપ્રતિ તદન અલક્ષ કરવામાં આવે છે. જેથી માબાપ જાણે છે, કે મારો છોકરો બોર્ડીંગમાં રહેશે તો કેવો એ ભણીગણીને હુશિયાર થઈ જશે, પણ તેનામાં બીજાં આવાં હજાર અપલક્ષણ પ્રવેશે છે, તેની તેમને લેશ પણ ખબર હોતી નથી. જેથી માબાપે બોર્ડીંગમાં પોતાનાં છોકરાંને મૂકતા પહેલાં જાતે તપાસ કરવી ઘટે છે, કે ત્યાં છોકરાઓ ખાનગી જીવન કેવી રીતે ગાળે છે, અને પછીથીજ તેમને યોગ્ય જણાય તો ત્યાં રાખવા ઘટે છે.

કહેવાનું તાત્પર્ય, કે શિક્ષકોએ વિદ્યાર્થીઓના ખાનગી જીવનપ્રતિ પણ દૃષ્ટિ રાખવાની છે, અને તેને જેમ બને તેમ ઉચ્ચ કરવા પ્રયત્ન કરવાની જરૂર છે. પરંતુ માત્ર પગારની જ આશાએ કામ કરનાર શિક્ષકો આટલી કાળજી કરતા નથી અને તેથી જે ઉચ્ચ આશય આપણે ધારીએ છીએ તે સિદ્ધ થવાનો ઓછો સંભવ છે. આ આશય ત્યારે જ સિદ્ધ થશે, કે જ્યારે પ્રજા શિક્ષણનું કાર્ય પોતાના હાથમાં લેશે.

૪ ચોથા Onesided Teacher—અર્થાત્ અસમદર્શી અથવા એકદેશી શિક્ષકો પણ વિદ્યાર્થીઓનું કાંઈ વિશેષ હિત નથી જ કરી શકતા. તે ઘેરથી જે વિષય તેમને શીખવ-

વાનો હોય છે તે, એક પશુની પેઠે પોતાની સ્મૃતિઉપર લાદીને આવે છે, અને વિદ્યાર્થીઓના આગળ તેને નાખી દે છે, અને તેમાં જાણે પોતે કર્તવ્યસર્વસ્વ કરતા હોય તેમ માને છે. આ શિક્ષકો પણ પોતાને જે શીખવવાનું હોય છે તે ઉપરાંત બીજું કંઈ જ જોતા નથી. નથી તો તે તેમનાં માબાપને મળીને પૂછતા, કે તમારા છોકરામાં શું ખામી છે, કે નથી તો તે સ્વતઃ તેને જાણવાને કંઈ પરિશ્રમ લેતા. વિદ્યાર્થીઓના આગળ તે પોતાની વક્તૃત્વશક્તિથી પોતાને જે કહેવાનું છે તે કહી જાય છે, જે બીજે કાનેથી વિદ્યાર્થીઓ તરત વિદાય કરી દે છે. અથવા તો તે એવી બાબતો તેમને જણાવ્યા કરે છે, કે જે તેમના જીવનમાં કંઈ જ કામ આવતી નથી. વિદ્યાર્થીઓ જે વાર્તા તેમને જણાવવામાં આવે છે તે તે સમજ્યા છે, કે કેમ તેનો લેશ પણ વિચાર કરવામાં આવતો નથી, પણ માત્ર તેમના આગળ અમુક જણાવવાજેવું જણાવી જવું, એટલું જ તે સમજે છે. પ્રશ્ન અને પરિપ્રશ્ન કરીને તે વાર્તાને દૃઢ કરાવવાનું તો તેમને જ્ઞાન જ હોતું નથી. કેળવણી અથવા શિક્ષણનો અર્થ એ નથી, કે વિદ્યાર્થીઓના મગજમાં અનેક વાતો ભરવી, પણ તેનો ખરો અર્થ એ છે કે તેમના યુક્તિપૂર્વક આત્મસ્ફુરણને જાગ્રત્ કરવું. બાકી જે શિક્ષણ આજે તેમને શાળામાં આપવામાં આવે છે તેને તે પોતાની મેળે પણ પછીથી મેળવી શકે તેમ હોય છે. તેમને જે કંઈ શીખવવાનું છે તે આથી વિશેષ છે. પણ આ વાર્તાપ્રતિ શિક્ષકોનો અલક્ષ જ જોવામાં આવે છે. આવા શિક્ષકોના વિદ્યાર્થીઓ પણ જગતમાં સામાન્ય જીવન ગાળીને મરણને શરણ થઈ રહે છે અને પોતાની, કે પરની ઉન્નતિને સાધી શકતા નથી.

૫ પાંચમા Unsympathetic Teacher એટલે અસ્નિગ્ધ અર્થાત્ સ્નેહદૃષ્ટિથી રહિત શિક્ષકો પણ શિક્ષણને માટે અયોગ્ય છે. આવા શિક્ષકો ભૂલી જાય છે, કે પોતે પણ એક વખતે વિદ્યાર્થીની અવસ્થામાં હતા. જેથી તે જેવી રીતે વિદ્યાર્થીને આગળ વધવાનો ક્રમ છે અર્થાત્ તેમના વિકાસનો જે ક્રમ છે તે પ્રતિ અલક્ષ કરે છે, અને વિદ્યા-

તેથી શિક્ષકપ્રતિ જે પૂજ્યભાવ વિદ્યાર્થીઓનો હોવો જોઇએ તે જોવામાં આવતો નથી. શિક્ષણના અમુક કલાકપર્યંતનો જ સંબંધ શિક્ષકો આજે વિદ્યાર્થીઓસાથે રાખે છે, અને શાળામાંથી નીકળતાં શિક્ષક વિદ્યાર્થીને અને વિદ્યાર્થી શિક્ષકને ભૂલી જાય છે. આ વર્તમાન સમયની કેળવણીની એક સાધારણ ખામી નથી. વિદ્યાર્થીઓને શિક્ષકો વિષે માનબુદ્ધિ હોવી જોઇએ એટલું જ નહિ પણ પૂજ્યભાવ ( reverence ) હોવો જોઇએ, કે જેથી શિક્ષકો જે કહે તેને વિદ્યાર્થીઓ પ્રીતિથી ગ્રહણ ધારણ કરે અને કોઇ પણ રીતે તેને આચારમાં ઉતારે.

૬ છઠ્ઠા Express Teacher અર્થાત્ પ્રજવિન એટલે અત્યંત શિઘ્રગતિવાળા શિક્ષકો છે. આવા શિક્ષકો વિદ્યાર્થીઓને જેમ બને તેમ ઉતાવળથી પાઠ શીખવી જવામાં, કે ગોખાવી જવામાં જ મહત્તા સમજે છે. તે ઘેરથી ઉતાવળા ઉતાવળા આવે છે, અને ભૂંગળાની પેરે ઉતાવળે કહેવાનું કહી જાય છે, કે શીખવવાનું શીખવી જાય છે; મહિના, કે છ મહિનામાં જેટલો અભ્યાસ વિદ્યાર્થીએ કરવાનો હોય છે તેટલો બે કે ચાર પાંચ મહિનામાં પૂરો કરાવવાનું જ તે સમજે છે, પણ જોતા નથી કે તે કાર્યસાધક કેટલા અંશમાં થાય છે. આવા શિક્ષકના વિદ્યાર્થીઓ વ્યવહારમાં પણ તે જ પ્રમાણે ઉતાવળથી કામ કરનાર થાય છે, અને બહુ જ ઓછો વિચાર કરનાર થાય છે. આવા શિક્ષકો વિચાર કરવાની ટેવ જરાપણ પાડી શકતા નથી, જેથી વિદ્યાર્થીઓ સૂક્ષ્મ બુદ્ધિવાળા થતા નથી. શાંતિથી ધીમે ધીમે જે શીખવવાનું હોય તે શીખવવું, એ તો આ શિક્ષકો સમજતા જ નથી, અને Express—એક્સપ્રેસ ગાડી જેમ દોડી જાય તેમ શિક્ષણના ક્રમમાં તે દોડી જ જાય છે. આવા શિક્ષકો શિક્ષણને માટે યોગ્ય નથી જ.

૭ Steambrake Teacher અર્થાત્ યાનાવરોધજેવા શિક્ષકો પણ નકામા જ છે. કોઇ પણ યંત્રને એકદમ અટકાવવું હોય છે તેને માટે તેને brake બ્રેક રાખવામાં આવે છે જેનાવડે તે તરત જ અટકાવી શકાય છે, જેથી તે યંત્ર આગળ ગતિ કરી શકતું નથી. બ્રેકજેવા શિક્ષકો પણ વિદ્યાર્થીઓની પ્રગતિમાં બહુ જ વિઘ્નરૂપ થઇ રહે છે. કારણ, કે તે તદન જૂના વિચારના હોય છે, અને કોઇ પણ પ્રકારના દેશકાલને અનુસાર ફેરફારને સહન કરી શકતા નથી. જેથી તે પોતે જુની ઘરેડમાં અટવાય છે, અને વિદ્યાર્થીઓ પણ તેમાં જ અટવાયા કરે, એવું શિક્ષણ તેમને આપે છે. કોઇ પણ જાતના નવીન ક્રમને તે ગ્રહણ કરી શકતા નથી અને તેનો ઉપયોગ કરી શકતા નથી. જેથી જે માર્ગે તેમણે શિક્ષણ લીધેલું હોય છે તે જ માર્ગે તે વિદ્યાર્થીઓને શિક્ષણ આપે છે. અને સમયની સાથે પ્રગતિ કરી શકતા નથી, પણ જુનું એટલું સારું, તેને જ વળગી રહેનાર હોય છે, પછી તેમાં ગમે તેટલો ફેરફાર કરવાની જરૂર હોય. આવા શિક્ષકો વિદ્યાર્થીઓનું કંઇ જ વિશેષ હિત કરી શકતા નથી, અને તેથી તે શિક્ષણને માટે અયોગ્ય જ છે.

શિક્ષકતરીકે જેમને કામ કરવાનું પ્રાપ્ત થયું હોય તે કૃપા કરી આ વિષય વાંચીને તે સંબંધમાં સ્વતઃ અધિક વિચાર કરી જોશે અને પોતાનામાં આ પ્રકારની અપૂર્ણતા હોય તો તેને દૂર કરીને વિદ્યાર્થીઓનું બને તેટલું અધિક હિત કરવામાં સાહાય્યભૂત થશે, એવી આ લેખકની સુજ્ઞ શિક્ષકોપ્રતિ વિનતિ છે.

## ग्रंथावलोकन.

ફોટોગ્રાફીનો કોર્સ—એલ, એમ, ધાર અને કંપની, ફેરાસખાના સ્ટ્રીટ, કાનપુર, એમના તરફથી ફોટોગ્રાફીનો 'અંગ્રેજી કોર્સ' અમને અભિપ્રાયમાટે મળ્યો છે. આ કોર્સ અમે ધ્યાનપૂર્વક વાંચી ગયા છીએ, અને અમને તે ઘણો ઉપયોગી જણાયો છે. આ કોર્સઉપરથી કોઇ પણ સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય ફોટોગ્રાફીનું કામ શીખી શકે છે. ફોટોગ્રાફની કળા સંબંધમાં તેમાં સ્પષ્ટ રીતે જણાવવા યોગ્ય જણાવ્યું છે. આ કોર્સની કિંમત માત્ર રૂ. ૧૦–૦–૦ છે, અર્ધા આનાની ટીકીટ મોકલનારને 'પ્રોસપેક્ટસ' મફત મોકલે છે. આજે આ ધંધો સારી રીતે ચાલી શકે તેમ છે, જેથી નોકરી ખોળવા કરતાં આવા સ્વતંત્ર ઉદ્યોગમાં જોડાવું, એ હાલના વિદ્યાર્થીઓ માટે હિતકર જ છે. ઉક્ત કોર્સ અંગ્રેજી, હીંદી, તથા ઉર્દુ એમ ત્રણ ભાષામાં મળી શકે છે.

---

નવયુગ—આ એક મરાઠી ભાષામાં નીકળતું માસિક પત્ર છે, જે અમને તેના પ્રકાશક ડી. કાશીનાથ અને કંપની, ૨૦–૨૪ કરટમહાઉસરોડ, કોટ, મુંબઇ એમના તરફથી મળે છે. આ માસિકનું કદ રૉયલ આઠ પેજી અર્થાત્ પ્રાતઃકાલના જેવડું જ છે, પણ તે કોઇ માસે ૮ ફર્માનું તો કોઇ માસે દશ અગીઆર ફર્માનું કાઢવામાં આવે છે. કાગળો ચીકણા અને ઉંચા વાપરવામાં આવે છે, ટાઇટલપેજ અર્થાત્ મુખપૃષ્ઠ દર મહિને નવીન અને સુંદર રંગોમાં છાપવામાં આવે છે, દરેક મહિને દશવીશ ઉપયોગી ચિત્રો આર્ટ-પેપરઉપર પ્રસિદ્ધ કરવામાં આવે છે. છપાઇ સ્વચ્છ અને વાંચતાં પ્રસન્નતા થાય તેવી છે. જૂદા જૂદા વિદ્વાનો પાસેથી જૂદી જૂદી શાખાના ઉપયોગી વિષયો હંમેશાં ચર્ચવામાં આવે છે; લવાજમ પોષ્ટેજ સાથે ચાર રૂપૈયા છે. જેમને મરાઠી આવડતું હોય તેમણે આ માસિક ખાસ જોવા જેવું છે; ગુજરાતીમાં આવું એક પણ માસિક નથી, અને મરાઠીમાં આવાં માસિકમનોરંજન, ચિત્રમયજગત, વગેરે એકથી અધિક માસિકો નીકળે છે, અને તેની પાંચદશ હજાર, કે તેથી પણ વધારે પ્રતો ખપે છે, એ ગુજરાતી સાહિત્યની કેટલી અપૂર્ણતા છે, તથા ગુજરાતી વાચકો કેટલા પાછળ છે, તે સુસ્પષ્ટ કરે છે. કહેવાય છે કે, દક્ષણીઓકરતાં ગુજરાતીઓ પૈસાદાર વિશેષ છે, છતાં મરાઠી સાહિત્યનો પ્રચાર ગુજરાતી સાહિત્ય કરતાં ઘણો જ વધારે છે, એ દર્શાવે છે, કે ગુજરાતીઓ પોતાના માનસ વિકાસની ઉપેક્ષા કરીને પૈસાને ગાંઠે બાંધવામાં જ વિશેષ હિત સમજતા હશે.

---

શ્રી જ્ઞાનોદયભજનસંગ્રહ—કદ સુપરરૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૧૩૦. રચી પ્રસિદ્ધ કરનાર કવિ અંબાશંકર હરિશંકર, ઉપદેશક હિંદુ અનાથાશ્રમ, નડીઆદ. મૂલ્ય

૦-૮-૦. આ પુસ્તકમાં જૂદાં જૂદાં ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે અને કર્તાએ ઘણો પરિશ્રમ લીધો છે.

---

द्वादशात्मकाव्यम्—નામનું ગોંડલના સ્વ. વૈદ્યશાસ્ત્રી કાનજી માધવજીએ રચેલ સંસ્કૃતકાવ્ય તેમના ચિ. જયશંકર કાનજીભાઈએ છપાવીને પ્રસિદ્ધ કર્યું છે. તેને વેચવા માટે છપાવેલું ન હોવાથી તેનું મૂલ્ય રાખવામાં આવ્યું નથી. કાવ્ય ઉત્તમ છે. આ કાવ્યનું ગુજરાતીમાં સાથે સાથે ભાષાંતર આપ્યું હોય તો વધારે સારૂં, એમ અમને લાગે છે. આ કાવ્ય ઉપરથી ઉક્ત વૈદ્યશાસ્ત્રીની કેટલી વિદ્વત્તા હતી તે સહજ સ્પષ્ટ થાય છે.

---

ભક્તિનો ઉપદેશક—લખી પ્રસિદ્ધ કરનાર ભટ સુગટરામ ગણપતરામ મુ. જાદર (મહીકાંઠા). મૂલ્ય ૦-૨-૦. આ પુસ્તકમાં જીવદશા, એકતા, ધ્યાનનું ફળ, પૂજનવિધિ, આશ્રમધર્મ વગેરે ફરતા ફરતી વિષયોઉપર લેખકે યથામતિ વિવેચન કરેલું છે.

---

પ્રાણચિકિત્સા—ડેમી ૧૬ પેજી, પૃ ૪૦, મૂલ્ય ૦-૩-૦ પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ, ભાગાતળાવ, સુરત. આ પુસ્તકમાં લેખકે પ્રાણ એ શી વસ્તુ છે તથા તે શરીરમાં શું કાર્ય કરે છે, અને તેનો આરોગ્યપ્રાપ્તિમાં કેવી રીતે ઉપયોગ કરવો તે સાદી ભાષામાં જણાવેલું છે. પ્રાણ શબ્દ તેમણે આ ઠેકાણે Animal magnetism ના અર્થમાં વાપરેલો છે. આ પુસ્તકને લખનાર વિજ્ઞાનભારતી કરીને છે; આ પુસ્તક Animal magnetism નામના કોઈ અંગ્રેજી પુસ્તક ઉપરથી લખવામાં આવ્યું જણાય છે. છતાં લેખકે તેને ઉપયોગી કરવાને સારો પ્રયત્ન કરેલો છે. મહાકાલમાં આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા થઈ ગએલી છે, જેનું સ્મરણ આ લેખ વાંચતાં થયાવિના નથી જ રહેતું. પુસ્તક ઉપયોગી છે. છપાઈ સારી છે, અને સર્વે પૈકા ટાઈપમાં છાપવામાં આવેલું છે.

---

શ્રી ગોપાલકૃષ્ણ અનાથાશ્રમનો વાર્ષિક રિપોર્ટ—ઉક્ત અનાથાશ્રમ તરફથી સિદ્ધપુરથી મળેલો છે. આ અનાથાશ્રમમાં એકલાં અનાથને પાળવામાં આવે છે, એમ નહિ પણ કુલિન મનુષ્યો, કે જે નિરાધાર સ્થિતિમાં આવી પડેલાં હોય તેમને ગુપ્તપણે દાન આપવામાં આવે છે. રીપોર્ટ વાંચતાં કામ સંતોષકારક ચાલતું જણાય છે તથા તેના મંત્રી રા. મણીલાલ રામશંકર ઠાકર આ કાર્યમાટે ઘણો પરિશ્રમ લેતા જણાય છે. દાન કરવાની ઇચ્છાવાળા મનુષ્યોએ આ આશ્રમને સાહાય્ય કરવાની જરૂર છે, કારણ તે કાર્ય જનહિતનું છે. આ સંબંધમાં અધિક જાણવા ઇચ્છનારે સિદ્ધપુરમાં ઉક્ત મંત્રીની સાથે પત્રવ્યવહાર કરવો.

સ્ત્રીહિતોપદેશ—( માળા પાંચમી ) ગુજરાતીહીંદુસ્ત્રીમંડળ ( મુંબઈ ) તરફથી પ્રસિદ્ધ થઇને અમને મળ્યો છે. આ માળામાં તમામ લેખ સ્ત્રીઓના જ લખેલા છે, એ ગુજરાતી સ્ત્રીયોની પ્રગતિ કેટલી છે તેનો ચિતાર આપે છે. આ માળાનું સાઈઝ ક્રાઉન ચાર પેજી જણાય છે, અને તેનાં ૬૮ ) પૃષ્ઠ છે. કાગળો ઉંચા છે અને નિર્ણયસાગર પ્રેસમાં સુંદર રીતે છાપવામાં આવેલી છે. ગુજરાતમાં કઈ કઈ સ્ત્રીયો વિદ્વાન્ છે તે આવા પુસ્તક ઉપરથી સહેજ જાણી શકાય છે. આ મંડળનો આશય સ્તુત્ય છે. સ્ત્રીયોને ઉપયોગી થાય તેવા વિષયો આ માળામાં ચર્ચવામાં આવેલા છે. તદુપરાંત ગં. જમનાબાઈ સકકઈ, દાદાભાઈ નવરોજી, શ્રીમાન્ ગાંધી તથા તેમનાં પત્ની વગેરેની છબીઓ પણ અંદર આપવામાં આવેલી છે. હીંદુ સ્ત્રીયોએ પોતાનાં નામ કેવી રીતે લખવાં, એ વિષય અમને ઠીક ઉપયોગી જણાયો છે. કુ૦ નર્મદાબહેન શાંતિલાલ, એમ લખવાથી નર્મદા કુમારિકા છે તથા તે શાંતિલાલની પુત્રી છે એવો અર્થ થાય છે. પરણ્યા પછી પોતાના પિતાનું નામ લખવું હોય તો બહેન નર્મદા શાંતિલાલ એ પ્રમાણે લખવું, કે જેથી તે શાંતિલાલની પુત્રી છે, એમ સમજાશે. અને પરણ્યા પછી પોતાના પતિનું નામ લખવું હોય તો સૌ. નર્મદા કૃષ્ણલાલ, એ પ્રમાણે લખવાથી તે કૃષ્ણલાલની સ્ત્રી છે, એમ જાણવું. વિધવા થયા પછી ગંગાસ્વરૂપ શબ્દ આગળ લખીને પછી પતિનું નામ લખવું, એટલે સમજાશે, કે તે વિધવા છે. વિધવા થયા પછી પિતાનું નામ લખવું હોય તો ગં૦ બહેન લખીને પછી પિતાનું નામ લખવું. કુમારિકા, બહેન, સૌભાગ્યવતી, તથા ગંગાસ્વરૂપ, આ શબ્દોની યોજના ઉત્તમ છે, અને વ્યવહારમાં દાખલ કરવાયોગ્ય છે. આપણામાં કન્યાના નામ પાછળ બાપનાં નામ લખવામાં આવે છે, અને પતિનું નામ લખવાનો રિવાજ આપણા દેશનો નથી. એ સંબંધમાં શું કરવું તેનો કોઈ એક નિર્ણય અમે આ સંબંધમાં અધિક વિચાર કર્યાવિના જણાવી શકતા નથી. તોપણ જે વ્યવસ્થા ઉપર પ્રમાણે ગોઠવી છે તે વ્યવહારોચિત જ છે. આવિનાં બીજા વિષયો પણ સારા છે. ગુજરાતી હિંદુસ્ત્રીમંડળનું શું કર્તવ્ય છે તથા તેમાં પ્રવેશ પામવાના નિયમો વગેરે પણ આ અંકમાં જણાવવામાં આવેલા છે.

---

યતો ધર્મસ્તતો જયઃ—અથવા ધર્મનો જય–લેખક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. વિદ્યાધિકારી ભાવનગર સ્ટેટ. પ્રસિદ્ધ કરનાર રણછોડદાસ ભવાન, ગીરગામ મુંબઇ. કદ સુપરરોયલ ૧૨ પેજી, પૃષ્ઠ ૪૮. આ પુસ્તક વિચાર પુષ્પમાળાના પ્રથમ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ પુસ્તક પ્લેટોના The Republio ધી રીપબ્લીક નામના ગ્રંથના દોહનરૂપે બે મિત્રોના સંવાદના રૂપમાં લખવામાં આવેલું છે. ભાષા, તથા વિચાર ઉત્તમ છે, અને સંકલના પણ પ્રશસ્ય છે. આ પુસ્તક જોઇ અમને આનંદ જ થાય છે. કારણ, કે આવા પ્રસિદ્ધ વિદ્વાનો જ્યારે કંઇ પણ સાહિત્યસેવા કરે છે ત્યારે સમાજને તેથી લાભ જ થાય છે. ઉક્ત પુસ્તકની રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર કે જે વિચારપુષ્પમાળાની વ્યવસ્થાપક કમીટીના સેક્રેટરી છે તેમણે લખેલી પ્રસ્તાવના ઉપયોગી અને વાંચવાયોગ્ય છે. આ પુષ્પમાળાનાં બીજાં પુસ્તકો પ્રસિદ્ધ થએલાં જોવાની જનસમાજસહ અમે ઇચ્છા રાખીએ છીએ. આ પુસ્તકનું મૂલ્ય ૦–૩–૦ જ છે અને તે

એન. બી. વિભાકર વિચાર પુષ્પમાળાના વ્યવસ્થાપક, ગીરગામ મુંબઇ, એમની પાસેથી મળી શકે છે. છપાઇ સુંદર છે.

---

નવા યુગનાં જુવાન સ્ત્રી પુરૂષ—આ પુસ્તક પણ ઉપરની વિચાર પુષ્પમાળાના બીજા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થએલું છે. કદ ઉપરના જેટલું જ છે. પૃષ્ઠ ૩૯ છે અને મૂલ્ય ૦-૩-૦ છે. છપાઇ વગેરે ઉપરના પુસ્તક જેટલું જ સુંદર છે. આ પુસ્તક શ્રીયુત કૌશિકરામ વિ. મહેતા, શ્રીનૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર તથા શ્રીમહારાણીશંકર અંબાશંકર શર્મા, એમ ત્રણ લેખકોએ મળીને લખેલું છે. પ્રથમ લેખકે નવીન યુગનો જુવાન, બીજા લેખકે નવા યુગની સ્ત્રી અને ત્રીજા લેખકે નવા યુગનો પુરૂષ, એ પ્રમાણે ત્રણ લેખો આ પુસ્તકમાં લખેલા છે. લેખની શૈલી નવીન અને વાચકને પરોક્ષ રીતે બોધક છે. પ્રથમ બે લેખમાં આ નવીન શૈલીની મર્યાદા સચવાઇ છે, પણ ત્રીજા લેખમાં તે પરાકાષ્ઠાને ( extremity ) પામી છે, જેથી તેનો રસ જતો રહ્યો છે; તદુપરાંત લેખકે તેમાં જે જે કંઇ જાણેલું છે તેનો ઉત્ક્ષેપ જ જાણે કેમ ન કર્યો હોય તેવો ભાસ થાય છે. વિચારપુષ્પમાળામાં આ પુસ્તકથી પણ એક ઉપયોગી લઘુ પુસ્તક વધ્યું છે. આ પુસ્તક પણ ઉપર જણાવેલા ઠેકાણેથી મળી શકે છે.

---

**જર્મનીમાં કૃત્રિમ ખોરાક.**

જર્મનીના વિજ્ઞાનવિદોએ ઘાસમાંથી કૃત્રિમ ખોરાક બનાવેલો છે, જે લશ્કરના સીપાઇઓને સ્વાભાવિક ખોરાકના અભાવે આપવામાં આવનાર છે. પ્રથમ ઘાસને ખાંડીને ખુબ બારીક ભુકો કરવામાં આવે છે, પછી જે ખોરાકમાં એલ્બ્યુમીન તથા પ્રોટીન નામનાં તત્ત્વો રહેલાં છે તેમાંથી તેને કાઢીને તેમાં મેળવવામાં આવે છે, કે જેથી તે સ્વાભાવિક ખોરાકની સર્વ ગરજ સારે છે. કલ્પલતા જેવી વિદ્યા શું શું નથી કરી શકતી ?

---

**વીંછીનો એક ઉપાય.**

નેપાળાની મીજને ઘસીને વીંછીના દંશઉપર ચોપડવામાં આવે છે તો વીંછી ઉતરી જાય છે, એવો કેટલાક મનુષ્યોએ સ્વાનુભવ કરી જોયો છે. તેમ જ કોઇ કોઇ મનુષ્યો કહે છે, કે તે જ મીજને લીંબુના પાણીના વીશેક પટ આપવામાં આવે છે, અને પછી તેનું અંજન નેત્રમાં આંજવામાં આવે છે તો સાપ ઉતરી જાય છે. તોપણ આ બીજો પ્રયોગ અમે કુશલ વૈદ્યની સલાહ લેઇને જ કરવાની ભલામણ કરીએ છીએ.

# જાહેરખબરો.

## શું પોતાનાં છોકરાંને રાજી કરવ

## બે રૂપીઆં કાંઇ મોટી વાત છે !

દેશી ૩૨ રમકડાં જોઇને લોક તાજુબ થાય છે કે એટલા પૈસામાં આ રમક
કેવાં બનાવ્યા છે ! રમકડાં માટીનાં નથી જે હાથ લગાડવાથી તુટી પડે. રમકડાં દે:
પીતલનાં બહુ મજબૂત અને ખુબસૂરત બનાવેલાં છે. છોકરાં છોકરી આ રમકડાં જોઇ
આખો દિવસ હસે છે. પસંદ ન પડે તો પૈસા પાછા લો. ૧ ચૂલો, ૧ ભુંગળ
૧ તવો, ૧ ચીમટો, ૧ બટલો, ૧ ચમચો, ૧ સાણસી, ૧ કડાઇ, ૧ ડોચા,
પોનાં, ૧ થાંલી, ૨ થાલ, ૧ પ્યાલો, ૧ લોટો, ૧ ટોકની, ૧ પાણી કાઢવાની ડોલ
૧ છીપટ, ૧ પાનુ, ૧ ગ્રકલા, ૧ બેલણ, ૧ ચાકુ, ૧ ચોકી, ૧ પાટલો, ૧ ટીકટ
૧ તીપાઇ, ૧ દીવી, ૧ સૂપ, ૧ ઘંટી, ૧ ચાલણી, ૧ વાટકો, ૩૨ રમકડાં ઘેર બે
કીં. રૂ. ૨ાા= ૧૨ સેટ લેવાથી બે સેટ મફ્ત મળે છે. લેનાર જલ્દી કરશો.

## મેગજીન હેન્ડ ફોટો કેમેરા.

પોસ્ટકાર્ડના બરોબર એકદમ ૬ પ્લેટ ફોટોની તસબીર જલ્દી ઉતારી લો. ૧૨
કાર્ડ, ૧૨ પ્લેટ, ૧૨ કાગજ, ૩ સીસી મસાલા, ૧ સુર્ખલાલટેન, ૧ ફ્રેમ, ૧ ડીસ,
૧ ચોપડી વિના માસ્ટર ફોટો ઉતારી લો. આ સામાન મફ્ત. કીં. રૂ. ૨૦.

ઠે. આનંદ મંગલ.
ગલી નં. ૩–મથુરા.

## હિંદી સરકારમાં રજીસ્ટર કરાવી ૧૮ વર્ષથી અજમાવેલી.

# પીયૂષ રત્નાકર

### ૮૦ દરદોની એક જ દવા.

આ એકજ દવાનાં બે ત્રણ ટીપાં ખાધાથી કે મસળ્યાથી પગથી માથા સુધીનાં તમામ અંદરનાં અને બહારનાં દરદોને વીજળીની પેઠે આરામ કરે છે સેંકડો દવાની શીશીઓ આ એક શીશીનો મુકાબલો કરી શકતી નથી. કોઇ પણ રોગ પર આપો કે તુર્ત આરામ. આવી દવા આપને ઘેર બેઠે મળે છે તો પછી આમ તેમની ઝેરી દવાઓ ખરીદવામાં તમારો પૈસો શું કરવા બરબાદ કરો છો ? બધાને છોડીદો અને માત્ર **પીયૂષ રત્નાકરની** એક એક શીશી મંગાવી તમારી પાસે હરહમેશ રાખો. કીમત શીશી ૧ નો રૂ. એક. મોટી શીશીના રૂ. પોણાબે. વી. પી. ખર્ચ ચાર આના. ત્રણ લેવાથી વી. પી. માફ. ૭ લેવાથી બર્મા ઘડીઆળ ઇનામ. ૧૨ લેવાથી અસલ રોસકોપ સીસ્ટમ પેટંટ ઘડીઆળ ઇનામ.

**કલપ !** **કલપ !!** **કલપ !**

## નવીન મનમોહન કેશકલપ.

એક વખત લગાવવાથી ભુરા અને સફેદવાળ કાળા ભમર જેવા, ચળકતા થઇ જાય છે. ચામડી તેમ જ હાથ કાળા થતા નથી. વધારે તારીફ એ છે કે, એક વખત કાળા થએલા વાળ જીંદગીભર પણ સફેદ થતા નથી. ( કલપને બરાબર માલીશ કરશો ) આ દવાની જેટલી તારીફ કરાય તેટલી થોડી છે. માટે ખચિત એકવાર ખાત્રી કરી જોવા ચુકશો નાહ.

કિંમત રૂ. સવા વી. પી. ખર્ચ પાંચ આના. ત્રણ ડબી સાથે લેવાથી રૂ. ચાર. વી. પી. ખર્ચ માફ. ૭ ડબી લેનારને એક ઘડીઆળ ઇનામ

## ગોરા અને ખુબસુરત બનવાની દવા. સુગંધિ ફૂલોનું દુધ.

### यह दवा विलायती खुशबोदार फूलोका अर्क है.

વિલાયતના એક મહાન પ્રસિદ્ધ ડૉકટરે હમણાંજ નવિન શોધ કરી બનાવી મોકલી છે. આ દવાને સાત દીવસ સુધી શરીર તેમજ ચહેરા ઉપર માલીશ કરવાથી દિનપ્રતિદિન ચેહેરાનો રંગ ગુલાબ જેવો થતો જાય છે. શરીરમાંથી ખુશબો નિકળે છે. ગાલપરના કાળા ડાઘ, ( ચાઠાં ) ખીલ, ફોલ્લા, ફોલ્લી, ખુજલી વિગેરે દુર કરી એવી ખુબસુરતી આપે છે, કે ચંદ્ર જેવી ચમક અને ત્વચા ( ચામડી ) ને નરમ અને રેશમ જેવી સુંવાળી બનાવી આપે છે. ખાત્રીના માટે આપની પ્રમદાને ચંદ્રમુખી બનાવવા એક વખત વાપરી અજમાયસ કરો. કીમત ૧ શીશીનો રૂ. ૧| વી. પી. ખ. પાંચ આના. ત્રણ શીશી લેનારને વી. પી. ખર્ચ માફ. ૭ શીશી લેનારને એક ઘડીઆળ ઇનામ.

## અસલી નમક સુલેમાની.

આ વસ્તુ ખાવાથી દીલ ખુશ થાય છે. જઠર પ્રદિપ્ત થાય છે. પેટનાં દર્દો જેવાં કે અજીર્ણ વાયુગોળો, બંધકોશ, વિગેરે તે મટાડે છે, ભુખને વધારે છે, અને ખોરાક પચાવવાને શરીરમાં સ્ફુર્ત તથા તાકાદ આપે છે. કિંમત શીશીના રૂ. ૧-૦-૦ વી. પી. ૦-૫-૦ ત્રણ લેનારને વી. પી. ખરચ માફ. ૭ લેનારને ૧| શીશી મફત મળે છે અને બાર લેનારને અસલી રોસ્કોપ રીસ્ટમ પેટન્ટ ઘડીઆળ ઇનામ મળે છે.

# ઝંડની રામબાણ દવાઓ.

## બાળાગોળી.

બચ્ચાંઓને માટે ઉત્તમ ઇલાજ. રોગી તેમજ નીરોગી બચ્ચાંઓને ચાલુ સેવન કરાવવાથી તેનો બાંધો મજબુત થાય છે. નીશાવાળી કોઇ પણ ચીજ આ ગોળીમાં નથી.
૨૦૦ ગોળીની બાટલીની કિં. રૂ. ૦ાા

## મંદાગ્નિવટી.

અનાજનું પાચન ન થતું હોય, દસ્ત સાફ ન આવતો હોય, વારંવાર હાજતે થયાં કરતી હોય, ખાવાની રૂચિ ન થતી હોય, અને જેને ડીસ્પેપ્શીયા જેવું જણાતું હોય તેમને માટે આ એક ઉત્તમ ઇલાજ છે. ૦ા રતલની બાટલીની કિં. રૂ. ૧.

## ચંદ્રપ્રભા.

( લોહભસ્મ શિલાજીતવાળી. )

નામ પ્રમાણે ગુણમાં ઘણી જ ઠંડી છે. મુત્રાશયમાં થતી બળતરા, સ્વપ્નાવસ્થામાં થતો વીર્યસ્રાવ, જુનો પ્રમેહ, તથા મુત્રાશયના તમામ રોગોને તત્કાળ મટાડી આરામ આપે છે. તોલા ૧ ની બાટલીની કિં. રૂ. ૧.

ઝંડુફાર્માસ્યુટિકલ વર્કસ,
એલ્ફીન્સ્ટનરોડ, મુંબાઇ.


# જીવનનો લ્હાવો ! સુપાત્રે દાન !

दरिद्रान्भर कौंतेय मामयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधंपथ्यं नीरुजस्यकिमौषधैः ॥

યોગીશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે કે:—જે દુઃખીઓ આ વિશ્વમાં અશક્ત-યાને અનાથ-છે તેઓને અર્થે દ્રવ્યનો વ્યય કર અને તે જ સાર્થક છે. કારણ કે વ્યાધિવાળાને ઔષધ અપાય તે જ ઉપયોગી છે, વ્યાધિ વિનાનાને ઔષધ આપવાથી શું ?

દાનવીર શ્રીમંતો શાસ્ત્રાજ્ઞાનું પાલન કરવું તે મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. ઉપરની તે આજ્ઞાપ્રમાણે વર્તો. અમારી સંસ્થામાં અનાથ બાળકો, નિરાધાર વિદ્યાર્થીઓ, ગરીબ વિધવાઓ, તથા વ્યાધિગ્રસ્ત કંગાલ મનુષ્યોનું પોષણ થાય છે. તો બંધુઓ કરકમલ લંબાવો અને ઇશ્વરનો પ્રેમ મેળવો. વ્યવસ્થા સંપૂર્ણ સદ્‌ગૃહસ્થોના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનાર દાતાને પહોંચ મોકલાય છે, તેમજ પેપરોમાં નામ પ્રસિદ્ધ થશે. રૂપીઆ એકથી વધુ દાન કરનાર દાતાને વાર્ષિક રીપોર્ટ મોકલવામાં આવશે. દયા લાવી લખો:—

આશાના નવા અંકુર.

# હીસ્ટિરિયા—વાયુમુક્તા

કીં. રૂ. ૪-૧૦-૦.

ઉન્માદ, ચિત્તભ્રમ, ફેફરૂં, વાઇ, આંકડી કે હાંફણી તેમ જ કમાન થવું, રડવું, ધુણવું, વગેરે તોફાન કરવાં; અને શરીરે થંડા પડવું, જડ થવું, શ્વાસ રૂંધાવો તથા દાંત બંધાઈ જવા વગેરે લક્ષણો મટાડવા માટે ઉત્તમ દવા છે. તેનો ઉપયોગ કરનાર રંગુનવાળા ઝવેરી સુ. દ. શાહ, રેવાકાંઠાના આસિ. પોલિ. એ. સાહેબ ન. જ. મહેતા. વડોદરા રાજ્યના એજ્યુ. ઈ. સાહેબ, છ. ઠા. મોદી, પાટણના પ્રસિદ્ધ વકીલ વિદ્યાશંકરભાઈ અને નથુભાઇ. નાંદોદ હેડમિસ્ટ્રેસ બેહેન જ. ના., અને ડભોઈ કંત્રાક્ટર શંકરભાઈ, વગેરે ગૃહસ્થો છે. સર્ટિફિકેટો દરરોજ મળ્યાં કરે છે. ટિકિટ બીડે ખુલાસા મળશે.

છગનલાલ લલ્લુભાઈ શાહ દેશીનામાવાળા.
સંશોધક હીસ્ટિરિયા—ડભોઈ—વડોદરા.

---

# દ્વારકાંધીશ ઔષધાલય.

## ઔષધાલયમાં દરેક જાતની દવાઓ તૈયાર રાખવામાં આવે છે

## દરેક દવાઓ વી. પી. થી મોકલાય છે.

ખાસ ધાતુપુષ્ટિને માટે કસ્તુરીની ગોળીઓ કીં. ગોળી ૪૦ ની ડબીના. રૂ. ૧૦-૦-૦ નંબર બીજાની કીં. ગોળી ૩૨ ની ડબીનો રૂ. ૧-૦-૦.

દરેક જાતના પરમાઓ મટાડનારૂં **પરમાંતક** કીં. બાટલી એકના રૂ. ૨-૦-૦. ચાંદીનો મલમ બાટલી એકનો રૂ. ૧-૦-૦.

દરેક જાતના લોહીને સુધારનારૂં સાર્સાપરીલા કીં. બાટલી એકનો રૂ. ૧-૦-૦. દરેક જાતના તાવને માટે રામબાણ દયાશંકર એગ્યુ મિક્ષ્ચર કીં. બાટલી એકના આના આઠ.

પ્રદરાંતક સ્ત્રીઓના દરેક જાતના પ્રદર મટાડી ગર્ભસ્થાનને સુધારી ઉત્તમ પ્રજાની પ્રાપ્તિ કરનારૂં **પ્રદરાંતક** કીં. બાટલી એકના રૂ. ૨-૦-૦.

નાના બચ્ચાંઓને માટે બાલામૃત કીં. બાટલી એકના આનાં આઠ. કસ્તુરીની બાળગોળીઓ કીં. ગોળી ૧૦૦ નો રૂ. ૧-૦-૦. નંબર બીજે ગોળી ૧૦૦ ના ચાર.

ત્રિલોકજીવન છત્રીશ રોગ ઉપર સારૂં કરે છે. કીં. બાટલી મોટીનાં રૂ. ૨-૦-૦ નાની બાટલીનો રૂ. ૧-૦-૦.

નામાંકીત એજન્ટો જોઇએ છે.

ઉપરથી દવાઓ વાપરી ખાત્રી કરો. જે દવાથી ફાયદો ન થાય તેને માટે સત્યધર્મથી લખો કે જેથી પૈસા પાછા મોકલવામાં આવશે.

# દેશી દવાઓ વાપરનાર ગૃહસ્થો,

# ડાકતરો અને વૈદ્યોને વિનંતિ.

મોરબી સ્ટેટ ફાર્મસીમાં બનતી દેશી દવાઓ એક વખત વાપરી જોવ સર્વને વિનંતિ કરવામાં આવે છે.

સ્ટેટ ફાર્મસી; મોરબી ( કાઠીયાવાડ )

---

## છીંકણી—

૭૦ વર્ષ ઉપરાંતની પ્રસિદ્ધ પામેલી તથા હિંદુસ્તાનમાં સઉથી સારામાં સારી ગણાતી છીંકણી અમારે ત્યાંથી મળી શકશે. ૧૨ તોલાના ૦–૯–૦ આના, ૨૪ તોલાનો રૂ. ૧–૦–૦ પોસ્ટેજ સાથે. અમારી આ છીંકણી સુગંધીદાર અને અમારી ખાસ બનાવટ છે. આજે જ તેને માટે લખો.

R. Kasivisvanath Mudalliar,
Post Box 140—Madras.

---

## તાવની રામબાણ દવા

### રૂ. ૧૦૦) સો ઇનામવાળી.

તમામ જાતના તાવ આ દવાથી ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. ચોથીઓ તા દવાથી ના ઉતર્યો એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ આપીશું. ડબી ૧ ની કિંમ ૧–૦–૦. ખાસ પરેજ નથી.

## શક્તિસજીવન.

શક્તિસજીવન નામની દવામાં શક્તિ લાવવાનો તેમજ વીર્ય વધારવાનો ગુણ નથી સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ આપીશું. શક્તિસજીવન ધાતુ સંબંધી તમામ દરદોને કરી તમામ અવયવોને મજબુત કરે છે. ડબી ૧ ની કિંમત રૂ. ૨–૮–૦.

## ધાતુ–વિકાર.

ધાતુ–વિકાર નામનું પુસ્તક વાંચવાથી જીંદગી લંબાય છે. શરીરે સારા અને તંદુરસ્ત છે. મંગાવનારને મફત અને પોસ્ટ ખર્ચ લીધા શિવાય મોકલવામાં આવશે.

## સ્ત્રી રોગ ચિકિત્સાનું પુસ્તક મફત મંગાવો.

રજીસ્ટર્ડ- **સ્ત્રીઓ માટે ટોનીક દવા.** નં. ૩૧

પ્રદર (નબળાઈ), અનિયમિત રૂતુશ્રાવ, ગર્ભાશયનો સોજો.

**પ્રદર વિનાશક** દવા વાપરો.

ઉપર બતાવેલાં દરદો અને બીજા રોગો માટે જેવા કે, રક્તપ્રદર, કસુવાવડ, છોડ, હીસ્ટીરીઅ પેઢુનો દુખાવો, છાતીમાં દાહ, હાથ પગનું કળતર અને સુવારોગથી થતાં જુનાં હઠીલાં દુઃખો વ મટાડવા માટે અમારી જગપ્રસિદ્ધ પ્રદર વિનાશક દવા એક અકસીર ઇલાજ છે. ફક્ત અ દિવસમાં દવાનો ગુણ ચોક્કસ માલમ પડે છે. આઠ દિવસની દવાના રૂ ૧-૭-૦ પોસ્ટેજ સાથે.

બાટલી ૧ ની કીંમત રૂ ૨-૮-૦ પોસ્ટેજ ત્રણ આના.

વડોદરાના એજન્ટ મેસર્સ ત્રિવેદી બ્રધર્સ. ની કું. વડોદરા.

**પ્રદરવિનાશક ઓફીસ.**
ખંભાત (૧૧) (ગુજરાત).

---

Batliwalla's Genuine Quinine Tablets gr. 1 each bottle of 100. Price 12 As. each.
Batliwalla's Genuine Quinine Tablets gr. 2 each bottle of 100. Price Re. 1 each.
Batliwalla's Ague Mixture for Fevers, Malaria, Influenza etc. Price Re. 1 each.
Batliwalla's Ague Pills for Malaria, Fever, Influenza etc. Price Re. 1 each.
Batliwalla's Tonic Pills for pale people & nervous breakdown Price Rs. 1-8 As. eac
Batliwalla's Tooth-Powder for Preserving Teeth. Price 4 As each.
Batliwalla's Ringworm ointment for ringworm, Dhobi itch etc. Price 4 As. each

*May be had from all dealers in medicines or from:*

**Dr. H. L. Batliwalla Sons & Co., Ltd**
No. 226 Worli, 18 Bombay
TELEGRAPHIC ADDRESS :—"Doctor Batliwalla Dadar."

---

## नवाभ्रक रसायन.

ક્ષય, સંગ્રહણી, મંદાગ્નિ નબળાઇ વગેરેની ઉત્તમ દવા. આ રસાયન ક્ષયમાં વાપરવા જેવું છે. તેની એક માત્રામાં ¼ અભ્રકભસ્મ આવે છે. કીં. તો. ૧ ના રૂ. ૫-૦-૦.

લી૦ વૈદ્ય અમૃતલાલ પ્રાણશંકર પટણી.

વાગભટકૃત અષ્ટાંગ હૃદયનું શુદ્ધ સરલ ગુજરાતી ભાષાંતર—કર્તા પ્રાણાચાર્ય

વૈદકનું વૃદ્ધત્રયીમાંનું મોટું પુસ્તક આટલી સસ્તી કિંમતે મળતું આ પહેલું જ છે. મંગાવીને ખાત્રી કરો. કિંમત પોસ્ટેજ સાથે રૂ. ૩-૯-૦

મળવાનાં સ્થળ.
પ્રાણશંકર પ્રેમશંકર પટણી, બોટાદ કાઠીઆવાડ.
વૈદ્ય અમૃતલાલ વિ. પ્રાણશંકર પટણી-આડેશ્વર દવાશાળા, પો. ભરૂચ સ્ટેશન.

---

ૐ

નૃ. શ્રી. વિ.
ફક્ત રૂ. ૨) માંજ.
૧૬"×૨૦" ની હાથ જેવડી ચે

પત્ર વ્યવહારથી ફોટોગ્રાફ પાડવાની

# નવી કળા.

જો તમારે ઘેર બેઠે સુપ્રસિદ્ધ ફોટોગ્રાફ પાડવાની કળા ઘેર બેઠાં શીખવી હોય તો તમે તરત જ પત્રવ્યવહારથી શીખવવામાં આવતો અમારો કોર્સ મંગાવો અને તમને માત્ર નામના જ દશ રૂપૈયા ફી લેઈને સર્વ શીખવવામાં આવશે.

આ 'કોર્સ' અંગ્રેજી, હીંદી તથા ઉર્દૂ એમ ત્રણ ભાષામાં મળી શકે છે.

અર્ધઆનાની પોસ્ટ ટીકીટ મોકલી આપનાર ઉપર અમે 'પ્રોસ્પેક્ટસ' મફત મોકલીએ છીએ. જલદીથી લખો.

એલ. એમ. ધાર એન્ડ કંપની.
ફરાસખાના ગલી, કાનપુર.

જલદી કરો, જલદી કરો.

# ગજાનન માર્કાની અસલ કાબુલી હીંગ.

જો તમારે અસલ કાબુલી હીંગ જોઇતી હોય તો અમારી ગજાનન માર્કાની જ મંગાવો. અમારી આ હીંગ ભેળસેળ વગરની તથા ઉત્તમ પ્રકારની હોવાથી જ તે અત્યંત લોકપ્રિય થઇ છે, તેની માત્ર એક વખત મંગાવવાથી જ તમારી ખાત્રી થશે. (બાર તોલાના એક ડબાનો રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ખર્ચ જુદું. નીચેને ઠેકાણે લખો અમારૂં શિરનામું અંગ્રેજીમાં કરવું.)

तारीचागल एन्ड कंपनी,
काबुली हींग स्टोर्स.
होशाचर (India.)

---

# પડતર કિંમતે.

અમારી પાસે રૂ. ૨૦, ૩૬, ૪૫, ૫૦, ૮૦, ૧૦૫, અને ૨૫૦) રૂપૈયાની વેચાણ તનાં નવાં અને ટકાઉ ફોનોગ્રાફ વાજા કંઇ પણ લાભવિના પડતર કિંમતે જ દેવાનાં છે. જેમને જરૂર હોય તેમણે અમારી સાથે પત્ર વ્યવહાર કરવો.

# રૂદ્રાક્ષની સાચી માળાઓ.

નાના તથા ઝીણા મરી જેટલા દાણા. ખોટા ઠરે તો પૈસા પાછા. સામટી મંગાવ- તથા માલ ખપાવનાર એજંટોને સારૂં કમીશન આપવામાં આવે છે. અમારી માળાઓ ત ઠેકાણે વચાતી માળાઓ કરતાં વજનદાર, પાકા દાણાની અને ખાત્રીવાળી હોય છે. કિંમત નં. થી ૧ સુધીની અનુક્રમે રૂ. ০।, ০।=, ০॥, ০॥।, ૧), ૧॥, ૨), ૨॥, ૩॥, ૫), ૬), ૮), અને

ઠે, જે. પી. પંડિત એન્ડ કંપની.

ભુતડીનેઝાંપે, નૃસિંહઆચાર્યજીના મંદીરસામે વડોદરા.

# સુગંધીદાર અગરબત્તી.

કોઇ શેરમાં ૧૫૦૦ તો કોઇ ૨૫૦૦ નંગ આવે છે. કોઈ દોઢ બે કલાક તો કોઇ આઠ કલાક બળે છે. શ્રીમાન્ તેમ જ ગરીબ વાપરી શકે છે. બે ત્રણ રૂપૈયે અને પાંચ રૂપૈયે શે ભાવતી અગરબત્તિ એક અધોળમાં લગભગ સવાસો નંગ આવે છે. કેટલોગ મફત.

ઠે. જે. પી. પંડિતની કંપની,

વડોદરા.

---

આ એક પેટી અને દરેક મનુષ્ય જાતે વૈદ્ય અથવા વ્યવહારોચિત જીવનરસાયનવિદ્યા એ બે પોતાના ઘરમાં રાખનારને વૈદ્ય તથા દાક્તરનું હંમેશનું ખરચ બચે છે, અને તેનો ઉપયોગ તમામ વ્યાધિઉપર થઇ શકે છે. એકલા પુસ્તકનું મૂલ્ય માત્ર ૦-૧૦-૦. હજારો મનુષ્યો આ જીવન- રસાયનવિદ્યાનો આજે લાભ લે છે. પ્રત્યેક ઘરમાં આ પેટી અને પુસ્તક હોવાની અનિવાર્ય અગત્ય છે. જેટલો તમે આને માટે વિલંબ કરો છો તેટલી હાનિ તમને પોતાને તમે કરો છો જ. કેટલોગ મફત.

જે. પી. પંડિત એન્ડ કંપની.

ટાવર,—વડોદરા.

# આબેહુબ ચમત્કાર.

યાદ રાખજો કે તમોને લાભ ન થાય તો અમોને તમારા પૈસા જોઇતા જ નથી.

અમારો ખસ તથા દરેક જાતના ખરજવાનો **પાઉડર** એટલો તો, અકસીર નીવડેલ છે કે ફકત ત્રણ જ દિવસમાં આબેહુબ ચમત્કાર બતાવી આપે છે. પ્રાઇસલીસ્ટ મફત મંગાવો.

| | |
|---|---|
| મુંબઇના એજંટ, | કીં૰ ડબી ૧ નો રકત રૂ. ૧-૮-૦ |
| શેઠ રતનજી જેર. | વૈદ લીલા ગાંધી ફાર્મસી. |
| જુમ્માંમસીદ નીચે. | જામનગર—કાઠિયાવાડ. |

## बुद्धवर्धक योग.

વિદ્યાર્થીઓ, લેખકો અને મગજમારી કરનારા દેશબંધુઓ માં
**આયુર્વેદની પ્રસાદીરૂપ શાસ્ત્રીય મિશ્રણ.**

સ્મરણશક્તિની ન્યૂનતા, ઉદાસીનતા, ચિત્તભ્રમ, ઉન્માદ, હીસ્ટીરીઆ અને મગજની નબળાઈ દૂર કરી પ્રસન્નતા અને બુદ્ધિ વધારે છે. રક્ત અને ધાતુને સુધારી નબળાઈ દૂર કરે છે. ઘી અને મધના અનુપાનથી સેવાય છે. કિંમત રૂ. ૧-૦-૦. ઘી અને મધ મેળવવાની અનુકૂળતા ન હોય તેમને અહીંથી મેળવીને મોકલાય છે.

**ડૉક્ટર બળવંતરાય ઝવેરીલાલ—વૈદ્યભૂષણ.**

| | |
|---|---|
| શાખા<br>કેલોદ પોસ્ટ<br>વાયા ભરૂચ રેલવે સ્ટેશન | આર્ય અને ઇંગ્લિશ પદ્ધતિસર ઉપચાર કરનાર<br>મુખ્ય દવાશાળા—**કીમ સ્ટેશન.**<br>બી: બી. એન્ડ સી. આઇ. રેલવે. |

---

## गीतामां ईश्वरवाद.

છ દર્શનની સાથે ગીતાની તુલના કરી ગીતાની ઉત્કૃષ્ટતા દર્શાવનાર ઉત્તમ તાત્ત્વિક બંગાળી ગ્રંથનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર—મૂલ્ય રૂ. ૨ પોસ્ટેજ જુદું.

ભાષાંતર કર્તા—**દામોદર વખતચંદ શાહ.**

તા. માસ્તર—પાળીયાદ—કાઠિયાવાડ.

---

## पात्तंजल योगदर्शन.

યોગસંબંધમાં ગુજરાતીમાં આવું ઉત્તમ એક પણ બીજું પુસ્તક હજી સુધી તો લખાયું નથી. મૂલ્ય રૂ. ૨-૦-૦

ઠે. 'પ્રાતઃકાલ-મંદિર', વડોદરા.

---

## " સાહિત્ય "

પુસ્તકો તથા લાઇબ્રેરીઓના શોખીનોએ જો ૨૫૦ તથા ૫૦૦ ગુજરાતીમાં સૌથી સારાં પુસ્તકો કયાં છે તે જાણવું હોય તો ફેબ્રુઆરી તથા માર્ચ માસનું **" સાહિત્ય "** માસિક ફક્ત આઠ આના ખરચી વાંચવું.

જાહેરખબર માટે ઉત્તમ સાધન છે. **વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૨-૮-૦.**

ચંદ્ર નીગંતમાટે લખો:— વ્યવસ્થાપક સાહિત્ય વડોદરા.

## ૧૦૦૦૦ રૂપિઆ ઈનામ !

૧૫ મી ઓગસ્ટ ૧૯૧૫ સુધીમાં ચાળીસ હજાર ગ્રાહકોમાં વહેંચવામાં આવશે.

કદાચ આ વાત ઉપર વિશ્વાસ ન હોય તો, ાા આનાનો સ્ટાંપ મોકલીને ઇનામ વગેરેનું ઇકરારનામું લખાવી લેશો. પહેલું ઇનામ રૂ. ૨૦૦૦) રોકડા તથા બીજું ઇનામ ૧૦૦૦ રોકડા. આ પ્રમાણે ક્રમવાર ઇનામ જે લોકો નીચેની દવાઓમાંથી એક પણ દવા ખરીદી મારા ઇનામના રજીસ્ટરમાં નામ દાખલ કરાવશે, તેમને વહેંચવામાં આવશે.

અમૃતપ્રવાહઃ—કમજોરી વા દરેક જાતનો તાવ, અતિસાર, માથાનો દુખાવો, ખાંસી । પ્લેગને માટે સુગંધિત સ્વાદિષ્ટ દવા. કિં. ૧–૦–૦.

ધાતુપુષ્ટી ચૂર્ણઃ—કમ કૌવત બની ગયા હોય, પુરુષાતન જતું રહ્યું હોય, સુસ્તી, નવિકાર, પ્રમેહ અને માથાના દુખાવાએ ઘેરી લીધા હોય, કમર પુષ્કળ દુઃખતી હોય, અને ! બાજુથી કમજોરી નજરે પડતી હોય, એવી હાલતમાં આ ચૂર્ણ ખાવાથી શરીરમાં અપૂર્વ આવે છે. કિં. રૂ. ૨–૦–૦.

નાકૌવતવાનને કૌવત આપનાર અદ્ભુત ગોળીઓ. આ ગોળીઓ ખાવાથી પૂર્ણ જ ત મળે છે. વાપરી ખાત્રી કરો. કિં. રૂ. ૧–૦–૦.

ઉપયુક્ત ઇનામો મોટા મોટા વકિલ, ડૉક્ટર અને હકીમોદ્વારા આપવામાં આવશે અને તે । ગ્રાહકને મળી શકશે. કોઇ પણ ગ્રાહક ઇનામ મેળવ્યા વિના રહેશે નહિ. ગ્રાહકો પણ ઇનામ ચનાર કમીટીના મેમ્બર થઇ શકે છે. આમ છતાં પણ જો દવા ફાયદો ન કરે તો પૈસા પાછા પવામાં આવશે. માટે જલદી ગ્રાહક થાઓ. આજપર્યંત કોઇએ આવી સચ્ચાઇથી કર્યું નથી.

**મેનેજર, સૂર્ય ઔષધાલય,**
લખનૌ.

(પત્રવ્યવહાર હીંદી અથવા અંગ્રેજીમાં કરવો.)

---

## અસલ સિદ્ધ બીસાયંત્ર.

**જેની પાસે હશે બીસા, તેને વશ થાશે જગદીશા.**

અમે સંસારના ઉપકારને વાસ્તે એક વર્ષ સુધી હષિકેશ, હરિદ્વાર, બદ્રિનાથ, હિમાલ-દિ સ્થાનમાં યાત્રા કરીને અને અત્યન્ત પરિશ્રમ વેઠીને એક મહાત્માની મારફત આ વસ્તુ પ્રાપ્ત । છે. જેની નોકરી જતી રહી હોય, દુકાન ન ચાલતી હોય, પરિક્ષામાં નિષ્ફળ થતા હોય, દમામાં જીત ન થતી હોય, સ્ત્રીપુરૂષ વચ્ચે લડાઇ થતી હોય, હમેશા ભૂતપ્રેતની પીડા ઘેર તી હોય, પુત્ર થઇને મૃત્યુ પામતા હોય, સુવાવડની બીમારી થતી હોય, અહોની બીમારી નડતી ય, રોજગાર ન લાગતો હોય તેમણે સર્વેએ અમારો અસલી સિદ્ધ બીસાયંત્ર મંગાવીને પોતાની સે રાખવો. તેમની સર્વ મનકામના સિદ્ધ થશે. વધારે પ્રસંશા કરવી અનુચિત છે. એકવાર ગાવી ખાત્રી કરો. કેવળ પરિક્ષાને માટે અર્ધા પૈસા ૦–૮–૦ પડશે. પોસ્ટેજ એકથી માંડી ૨ સુધીના ૦–૪–૦. पत्र व्यवहार हिंदी या अंग्रेजीमां करवो.

ઘણીજ સસ્તી–અર્ધ કરતાં પણ ઓછી કિંમતે સુરસ પુસ્તકો જોઈતાં હોય તો આ જાહેરાત

**વાંચી મિત્રોને વંચાવો ને આ સસ્તી પુસ્તકમાળાના ગ્રાહક થઈ તરતજ લાભ લો.**

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

## ગ્રાહકો માટેના નિયમો.

૧. પ્રવેશફીના આઠ આના મેનેજરને મળેથી ગ્રાહક તરીકે નામ નોંધાશે. પ્રવેશ ફી પહેલાં પુસ્તકના વિ. પી. સાથે વસુલ લેવાનું જણાવશે તો તેમ કરવામાં આવશે.

૨. ગ્રાહકને આ માળાનાં તે ગ્રાહક થયા પછીનાં **તમામ પુસ્તકો અર્ધી કિંમતે** આપવામાં આવશે, ને તે લેવા તે બંધાયેલા ગણાશે. (પાછલાં પુસ્તકો ઉપર નવા ગ્રાહકનો હક ગણાશે નહિ.)

૩. વર્ષની અધવચ થનારા ગ્રાહકને વર્ષની શરૂઆતથી ગ્રાહક તરીકે નોંધવામાં આવશે, ને તે વર્ષનાં બહાર પડેલાં પુસ્તકોમાંનાં જે સિલક હશે તે બધાં તેને મોકલવામાં આવશે. ગ્રાહકને પુસ્તકોની કિંમત બદલ **એક વર્ષમાં વધારેમાં વધારે રૂપીઆ બેથી** વધારે આપવું ન પડે તે માટે એક વર્ષમાં આ માળાનાં ચાર રૂપીઆથી વધારે કિંમતનાં પુસ્તકો કાઢવામાં આવશે નહિ.

૪. આ માળાનું દરેક પુસ્તક ત્રણથી ચાર ચાર મહીનાને અંતરે બહાર પડશે. નવું પુસ્તક તૈયાર થયેથી **ગ્રાહકોને વિ૦ પી૦ પોસ્ટથી મોકલવામાં આવશે.** વિ. પી. પોસ્ટેજ ગ્રાહકને શીર.

૫. કોઈ ગ્રાહક પુસ્તકનું વિ૦ પી૦ ન રાખતાં પાછું વાળશે તો તેની પ્રવેશફીના આઠ આના ઉપર તેનો હક રહેશે નહિ, ને તેની ફી "ફોરફીટ" કરી તેનું નામ ગ્રાહકમાંથી કમી કરવામાં આવશે. આવી રીતે કમી થયેલાને ફરી ગ્રાહક થવુ હશે તો પ્રવેશફી નવા ગ્રાહક તરીકે ફરી ભરવી પડશે.

૬. કોઈ ગ્રાહકને ગ્રાહકમાંથી કમી થવું હશે તો ગ્રાહક થયાને એક વર્ષ પુરું થયા પછી કમી થઈ શકશે. આ પ્રમાણે **કમી થએલા ગ્રાહકની પ્રવેશફીના આઠ આના તેમના ખર્ચે પાછા મોકલવામાં આવશે,** યા છેલ્લા પુસ્તકની કિંમતમાં મજરે અપાશે.

૭. આ માળાના પાંચ વર્ષ સુધી કાયમ ગ્રાહક ચાલુ રહેનારને દર પાંચ વર્ષે **એક રૂપીઓ બોનસ** તરીકે મજરે આપવામાં આવશે.

૮. આ માળાના વર્ષની શરૂઆત ઇ. સનના અંગ્રેજી વર્ષની શરૂઆતથી ગણાશે.

૯. આ નિયમોમાં પ્રસંગોપાત ફેરફાર કરવાની જરૂર અમને જણાશે તો અગાઉથી ગ્રાહકોને જણાવીને કરવામાં આવશે.

જીવનલાલ અમરશી મહેતા

મેનેજર; પીરમશાહ રોડ–અમદાવાદ.

રા. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી કૃત ( ખાસ સ્ત્રી ઉપયોગી )

# સતીમંડળ, ભાગ ૧-૨.

સ્ત્રી પુરૂષના ધર્મ સાથેના દરેક ભાગની કિં. રૂ. અઢી. આ પુસ્તકના પહેલા ભાગની સાતમી તથા બીજા ભાગની ત્રીજી આવૃત્તિ ઘણા સુધારા વધારા સાથે બહાર પડી છે તે જ તેની ઉપયોગીતા ને લોકપ્રિયતાની ખાત્રી છે. દરેક કુટુંબમાં એકેક નકલ ખાસ કરીને રહેવીજ જોઇએ તેવું સ્ત્રી ઉપયોગી ઉત્તમ આ પુસ્તક છે. નામદાર સરકારે તથા વડોદરા રાજ્યે ઇનામ તથા લાઇબ્રેરી અને માટે મંજુર કરેલું છે. વનિતાવિશ્રામ ને સનાતન ધર્મનીતિ પ્રવર્તક મંડળી તરફથી લેવાતી પરીક્ષાઓ તથા શ્રાવિકાશાળાઓમાં રાખવા માટે પણ આ પુસ્તક પસંદ થયેલું છે.

---

# ગુજરાતી શબ્દકોષ.

## લાઈબ્રેરીના શણગાર રૂપ ૭૦૦૦૦ શબ્દોનો સંગ્રહ.

ગુજરાતી ભાષામાં સારામાં સારો ગણાતો "નર્મકોષ" ઘણાં વર્ષથી મળતો ન હોવાથી એક સારા કોષની આવશ્યકતા ઘણી લાંબી મુદત થયાં ગુજરાતી સાક્ષરો અને અભ્યાસીઓને જણાતી હતી. આ ખોટ પુરી પાડવાના હેતુથી આ કોષ તૈયાર કરવામાં આવ્યો છે. આ કોષમાં "નર્મકોષ"માંના શબ્દો ઉપરાંત હજારો શબ્દોનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે. શબ્દોની વ્યુત્પત્તિ અને આધાર માટે પ્રાચીન કાવ્યો તેમજ આધુનિક લેખકોનાં લખાણોમાંથી અવતરણ પણ આપવામાં આવ્યાં છે. મોટા કદનાં પૃષ્ટ ૧૦૦૦ ઉપર. પુઠું સોનેરી. કીમત મહેનતના પ્રમાણમાં છેકજ ઓછી માત્ર ૭ રૂપીઆ. પો. ૦-૯-૦.

---

# વેપારોપયોગી પાઠમાળા.

દી० બ० અંબાલાલભાઇના "નાણાંભીડ" વિષેના આખા ભાષણ સહીત.

પાકું પુઠું—કીમત દસ આના.

આ પુસ્તકમાં નાના મોટા સર્વે વેપારીઓને હમેશાં ઉપયોગી થઇ પડે તેવા નીચે પ્રમાણે ૨૮ પાઠ છે. (૧) વેપારનું મહત્વ. (૨) ધંધો. (૩) મુડી. (૪) નાણું. (૫) શાખ. (૬) પેઢીઓ, બેંકો અને શરાફો. (૭) વેપારમાં નામાનુ મહત્વ અને તેની અગત્ય. (૮) ઘરાક અને [illegible]. (૯) જાહેરાત-પ્રસિદ્ધિ. (૧૦) પંત્યાજી—સટ્ટારો વેપાર. (૧૧) વેપારીના ગુણસ્વભાવ. (૧૨) વેપારમાં ફતેહ મેળવવાનાં સાધનો. (૧૩) ધંધામાં ખોટ આવવાનાં કારણો. (૧૪) ઉધારીઆ વ્યવહારથી થતી હાની. (૧૫) વેપારમાં વિશ્વાસનુ મહત્વ. (૧૬) વીમો, તેની જરૂર ને તેના લાભ. (૧૭) વેપારી જ્ઞાનનાં સાધનો. (૧૮) તેજી મંદીનું જ્ઞાન. (૧૯) વેપારીને અર્થશાસ્ત્રના અભ્યાસની જરૂર. (૨૦) જકાત અને વેપારનાં તત્વો. (૨૧) મુસાફરી. (૨૨) વેપારની સંગતો. (૨૩) પત્રવ્યવહાર. (૨૪) અનુભવ, અભિપ્રાય અને સલાહના નિયમ. (૨૫) પ્રામાણિકપણું. (૨૬) ઇશ્વર ઉપર આસ્થા. (૨૭) વેપારીનીતિ. (૨૮) બજારમાં નાણાંભીડ કેમ થાય છે?

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

આ પુસ્તકમાળાના ગ્રાહકને હાલ શું લાભ મળે છે ?

## હાસ્યમંદિર

કર્તા ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ તથા તેમનાં પત્ની સૌ વિદ્યાગૌરી બી. એ. આમાં હાસ્યરસે વિશેનો આખો લેખ તથા મનોરંજક સંવાદો-વાતો-ચર્ચાઓ વગેરે જુદા જુદા વિષયના હસાવી આનંદ કરાવે તેવા ૩૫ લેખો છે. ખાસ તૈયાર કરાવેલાં બે રમુજી ચિત્રો સાથે ડેમી આઠ પેજી પૃષ્ઠ ૨૫૦ ઉપર. સોનેરી નામનું પાકું પુંઠું. કિં. રૂ. દોઢ. ગ્રાહકને માટે બાર આના.

## ગોપાળ કૃષ્ણ ગોખલે

મૂળ લેખક પ્રો. પટવર્ધન બી. એ. ગોખલેના જીવનને લગતી ઘણી નવી માહિતી તથા બાબતોથી ભરપૂર આવું વિસ્તૃત જીવનચરિત્ર ગુજરાતીમાં આ એકજ છે. "વસન્ત" જેવડાં ૮૦ પૃષ્ઠ. આમાંની પાંચ છબીઓજ પુસ્તકની આખી કિંમત વાળી દે તેવી છે. કિં. આઠ આના. પુસ્તકમાળાના ગ્રાહક માટે ચાર આના. આ ઉપરાંત નીચેનાં ત્રણ પુસ્તકો પણ અર્ધી કિંમતે મળે છે. એટલે પાંચ પુસ્તકોમાં રૂ. બેનો ચોખ્ખો ગ્રાહકને લાભ મળે છે. નીચેનાં ત્રણ પુસ્તકોમાંથી જેમને જે જોઇએ તેજ લેવાય છે. બધાં લેવાનું બંધન નથી.

## શ્રી પ્રહ્લાદ

કર્તા: સ્વ૦ રા૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવ. મૂલ્ય દસ આના. આ નવીન નાટકની ફક્ત પાંચસોજ નકલો છપાવેલી હોવાથી છપામણી, ઉંચી જાતના ઍન્ટિક પેપર્સ તથા બંધામણીના ખર્ચની લાગત ચાર આના આવી છે, ને "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના ગ્રાહકોને ખાસ લાભ તરીકે અર્ધી કિંમતે એટલે પાંચ આને આપીએ છીએ.

---

## બાળ મહાભારત.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના ગ્રાહકોને માટે કિંમત અર્ધી એટલે ત્રણ આના.

લખનાર સ્વ. નારાયણ હેમચંદ્ર. આ પુસ્તકમાં મહાભારતના આદિપર્વથી સ્વર્ગારોહણ પર્વ સુધીના અઢારે પર્વની હકીકત નાના મોટા તથા બાળકો આનંદથી રસપૂર્વક વાંચે તેવી રીતે ટુંકામાં આપી છે, ને છેવટે કોની પાસેથી શું શીખવું તેનું એક ખાસ બોધક પ્રકરણ આપેલું છે. સુપરરોયલ ૧૬ પેજી પૃ. ૯૬. કિં. છ આના.

---

## બ્રિટીશ રાજ્યની બલિહારી.

કર્તા સ્વ. ઉમીયાશંકર ખુશાલરાય જોશી. કિંમત રૂ. એક.

આ પુસ્તકમાં પ્રતાપી બ્રિટિશ શાહેનશાહતની જાહોજલાલીનું બહુ અસરકારક રીતે કવિતામાં વર્ણન કરવામાં આવ્યું છે, અને ફુટનોટમાં તેની સમજ આપેલી છે. આ પુસ્તકના પાંચ ભાગ પાડેલા છે. પહેલા ભાગમાં બ્રીટીશ રાજ્યની સ્થાપના; બીજામાં બ્રીટીશ રાજ્યના લાભ, ત્રીજામાં સુપ્રસિદ્ધ પુરૂષોનાં કાર્યો અને જીવનચરિત્રો, ચોથામાં સામાન્ય રાજ્યનીતિ બોધ અને પાંચમામાં જ્યુબીલી મહોત્સવો વગેરે છે.

જીવનલાલ અમરશી મહેતા, ઠે. પીરમશાહ રોડ; અમદાવાદ.

# શ્રી યોગવાસિષ્ઠ
## મહારામાયણ

ધર્મસભાવાળા ઉત્તમ ભાષાંતરની નવી આવૃત્તિ

**મ્હોટા બે ભાગમાં—પૃષ્ઠ સંખ્યા ૨૧૦૦**

પ્રત્યેક શ્લોકના અંક, ગ્લેજ ૭૦ રતલી જાડા કાગળ, મ્હોટા (ગ્રેટ) ટાઇપ તથા પાકાં સુંદર સોનેરી પૂઠાં સાથે મૂલ્ય—પ્રથમ રૂ. ૧૮ હતા તેને બદલે

**માત્ર રૂ. ૬, અને** તરતમાં ગ્રાહક થનારે માટે માત્ર **રૂ. ૫, જ લેવાશે.**

## ભાગ ૧ લો-તૈયાર છે, પૃષ્ઠ ૯૩૦

એમાં—વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ અને ઉપશમ એ પાંચ પ્રકરણ છે. મૂલ્ય રૂ. ૩) પો. ાા- જુદું.

## ભાગ ૨ જો—આવતે વર્ષે છપાશે

પૃષ્ઠ સંખ્યા શુમારે ૧૧૫૦, એમાં નિર્વાણ પ્રકરણ આવશે. મૂલ્ય રૂ. ૩) પોસ્ટેજ ાાા≈ જુદું.

બન્ને ભાગ લેવા ઇચ્છનાર પાસે રૂ. ૬) ને બદલે પ્રથમ ભાગ સાથે તરતમાં રૂ. ૩, અને બીજો ભાગ નીકળતાં રૂ. ૨, મળી કુલ રૂ. ૫, લેવાશે.

માત્ર પહેલોજ ભાગ લેવો હશે તો તેના રૂ. ૩) અને વૈશાખ આખર સુધી રાા લેવાશે.

રેલ્વે રસ્તે—ખર્ચના નાણાં સાથે મૂલ્ય પ્રથમ મોકલી આપેથી તેટલાજ ખર્ચમાં આવશે.

પોષ્ટ કે રેલ્વે રસ્તે મંગાવનારે—આ પત્રના નામ સાથે અમદાવાદમાં લખવું.

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ નં. ૨ અને અમદાવાદ.




पुस्तक १२ ] संवत् १९७१ श्रावण कृष्णपक्ष १४. [ अंक १०

॥ ॐ श्रीं. ॥

## पद्यसंग्रह.

### तत्त्वमसि.

પદ ૧. ( કોઇ થાઓ નિજરૂપસંગી, એ લય ).

ભય શોકને કેમ ધારો,
નિજ સ્વરૂપને કેમ વિસારો;—
શોક, મોહ, ભય ગ્લાનિને, તમમાં નથી અવકાશ,
પૂર્ણથી પૂર્ણ સ્વરૂપ છો, તમથી સર્વ પ્રકાશ;—
સ્થૂલ શરીર તમે નથી, નથી ઇંદ્રિયસમુદાય,
મન બુદ્ધિ પણ ના તમે, તમને ન ચિત્ત કે'વાય;—
આ સહુથી પર છો તમે, નથી એક દુઃખી જીવ,
નિત્ય નિરામય છો તમે, સચ્ચિતઆનંદ શિવ;—
સ્વરૂપ નિરંતર ન્યાળીને, અંતર્માં મલકાઓ,
જીવદશાના કલેશથી, લિપ્ત ન ક્હીએ થાઓ;—
ભ્રાંતિ ધરશો ના કદી, પરમ સત્ય આ વાત,
શ્રદ્ધાથી સ્વીકારતાં, ટળશે દુઃખસંઘાત;—
વેદ અને અનુભવીજનો, કહે ફરી ફરી આઘોષ,

## इष्टसंयोगिनी वृत्तिना विविध अनुभवो.

પદ ૨. ( એક સાંજસમે હું ઝરૂખે;—લય. )

કોઇ એક સમે મારા પ્રેમી પતિએ, હુંપર પ્રેમદષ્ટિ પસારી હતી,
મને ત્યારથી ચેટક લાગ્યું કંઈ જે હું, પ્રેમવિના કંઈ જોતી નથી;
કોઇ એક સમે મંજુલ સ્વરથી, મને મંત્ર કહ્યો કંઇ ગુપ્ત અતિ,
મને બોધ થયો જેથી ત્યાર પછી કાંઈ, બ્રહ્મવિના હું જોતી નથી.
કોઇ એક સમે મારા મસ્તકઉપર, હસ્ત મૂક્યો પ્રભુએ પ્રેમથી,
તાપમાત્ર મટયા હું ત્રિલોકમાં ત્યારથી, શાંતિવિના કંઇ જોતી નથી
કોઈ એક સમે મને હૃદય લઇ, પતિએ કહ્યું તું છે.સાચી સતી,
એ વિશ્વાસવચન શુણવા પછીથી એ, કંથવિના કંઇ જોતી નથી.
કોઇ એક સમે મેં પ્રભુચરણે, મૂકી દીધાં મારાં મનને મતિ,
અતિ નિશ્ચિંત થઇ અને ત્યાર પછી, હું સુખવિના કંઇ જોતી નથી
કોઇ એક સમે મેં ઉમંગવડે, અતિપ્રેમે જઇને ભેટયા પતિ,
થઇ એકરૂપે ત્યારથી રસિલાની હું, જ્યોતિવિના કંઇ જોતી નથી.

---

## पुनरागम्यताम्

પદ ૩ ગઝલ.

ઉંચાં ઉંચાં સુખ પામવાને, બંધુ ! पुनरागम्यताम्.
પ્રભુપ્રાપ્તિકેરે પંથ વળવાકાજ, पुनरागम्यताम्.
છોડી વિનાશી વસ્તુકેરી પ્રીત અંતરથી તમામ,
અવિનાશી પદમાં પ્રીત ધરવા, બંધુ ! पुनरागम्यताम्.
જગના ઉપાધિથી થઇને મુક્ત, લેવાને વિરામ,
આત્મા તથા તનમનની પુષ્ટિકાજ, पुनरागम्यताम्.
જે આવું કે તેવું નથી, જેને કંઇ નથી કંઇ રૂપ નામ,
તેવા અગમ્ય સ્વરૂપઅનુભવઅર્થે पुनरागम्यताम्.
છે શાંતિ, તૃપ્તિ, ઉન્નતિ પ્રાપ્તવ્યનું જે પરમ ધામ,
તેવા ગગનગામી થવાને, બંધુ ! पुनरागम्यताम्.
આનંદની વૃદ્ધિ થવા વળી સિદ્ધ થાવા વિહિત કામ,
આપે હસીને હસાવવાને, સર્વ पुनरागम्यताम्.
ઉત્સાહ વધવા, પ્રેમ ઐક્યં વધારવા સાધકલલામ !
ઉરમાં ઉમંગ વધારી વહાલા બંધુ ! पुनरागम्यताम्.
હર્ષે પુનઃ દર્શન થતાપર્યંત માની લો પ્રણામ,
સત્વર સુમંગલ કામઅર્થે, બંધુ ! पुनरागम्यताम्

योग

# श्रीघेरण्डसंहिता.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૭૦ થી.)

આ પ્રકારે પદ્માસનનું વર્ણન કરી હવે ભદ્રાસનનું સ્વરૂપ કહે છે.

## भद्रासनम्.

गुल्फौ च वृषणस्याधो व्युत्क्रमेण समाहितः ।
पदांगुष्ठौ कराभ्यां च धृत्वा च पृष्ठदेशतः ॥ ९ ॥
जालंधरं समासाद्य नासाग्रमवलोकयेत् ।
भद्रासनं भवेदेतत् सर्वव्याधिविनाशकम् ॥ १० ॥

ભાવાર્થઃ—પગની એડીઓ વૃષણકોશની નીચે વ્યુત્ક્રમથી રાખવી અને પૃષ્ઠ ભાગથી બે હાથને લાવી બે પગના અંગુઠાને પકડવા તથા જાલંધર બંધ કરી નાકના અગ્રભાગપર દૃષ્ટિ નિશ્ચલ સ્થાપવી એનું નામ ભદ્રાસન છે. આ આસન સર્વ વ્યાધિનો નાશ કરનાર છે.

આ આસનનો હઠપ્રદીપિકામાં આથી ભિન્ન પ્રકાર આપ્યો છે તે જિજ્ઞાસુને અર્થે અત્ર જણાવીએ છીએ, ત્યાં કહ્યું છે કે,

गुल्फौ च वृषणस्याधः सीवन्याः पार्श्वयोः क्षिपेत् ।
सव्यगुल्फं तथा सव्ये दक्षगुल्फं तु दक्षिणे ॥ १–९३ ॥
पार्श्वपादौ च पाणिभ्यां दृढं बध्वा सुनिश्चलम् ।
*भद्रासनं भवेदेतत्सर्वव्याधिविनाशनम् ॥ १–९४ ॥*
गोरक्षासनमित्याहुरिदं वै सिद्धयोगिनः ॥

ભાવાર્થઃ—વૃષણની નીચે સીવણીના બે પાર્શ્વમાં બે બાજુએ બે પગની એડીને મૂકવી તે એવી રીતે કે સવ્ય જે સીવણીપાર્શ્વ તેમાં સવ્ય ગુલ્ફ આવે અને દક્ષિણ જે સીવણીપાર્શ્વ તેમાં દક્ષિણ ગુલ્ફ (જમણી એડી) આવે. આ પ્રમાણે કરી પછી પાર્શ્વસમીપ આવેલા જે પગ તેને બે હાથવડે દૃઢ બાંધવા એટલે હાથનાં તળીઆં ઉદરના ભાગમાં રાખવાં અને તેની આંગળીઓને એક બીજામાં સંલગ્ન કરી દેવી અને એ હાથની ભીસ પગના પૃષ્ઠ ભાગમાં ભીડવી. આનું નામ ભદ્રાસન છે તથા એને સિદ્ધ યોગીઓ ગોરક્ષાસન નામ પણ આપે છે. આ આસન સર્વ વ્યાધિઓનો નાશ કરે છે. આ આસને સુવાથી વીર્યસ્ખલન થતું નથી એવું પણ વર્ણન જોવામાં આવે છે. આ આસનમાં મુખ્યતઃ વૃષણની નીચેની સીવણીનો ભાગ દબાય છે તેથી એ ભાગના મજ્જાતન્તુઓપર દબાણ રહે છે.

અને તેથી એમાં ક્ષોભ થતો નથી એટલું જ નહિ પણ એ મજ્જાતન્તુના દબાણને લીધે અંડને ક્ષોભ પમાડનાર તન્તુઓ પણ શાન્ત રહે છે. ચાર આસનો શ્રેષ્ઠ ગણાય છે. સિદ્ધ, પદ્મ, ભદ્ર અને સ્વસ્તિક તેમાંનું આ ભદ્રાસન એક છે.

આ પ્રમાણે ભદ્રાસનનો પ્રકાર કરી હવે મુક્તાસનનો વિધિ ગ્રંથકાર કહે છે.

## मुक्तासनम्

पायुमूले वामगुल्फं दक्षगुल्फं तथोपरि ।
शिरोग्रीवासमं कायं मुक्तासनं तु सिद्धिदम् ॥ ११ ॥

ભાવાર્થઃ—પાયુના મૂલમાં ડાબા પગની એડી મૂકવી અને તેના ઉપર દક્ષિણ એડી મૂકવી તથા માથું અને કંઠ સમાન એટલે સીધા રાખી બેસવું એનું નામ મુક્તાસન છે. અને યોગની વિવિધ સિદ્ધિઓને એ ક્રમે ક્રમે આપનાર છે.

ઇતર ગ્રંથોમાં આ રીતનું મુક્તાસન વર્ણન ન કરતાં પવનમુક્તાસન, વામપાદ પવનમુક્તાસન, દક્ષિણપાદપવનમુક્તાસન એવાં ત્રણ આસનો મુક્તાસન નામથી પ્રસિદ્ધ છે અને એ ત્રણેનાં સ્વરૂપ સંક્ષેપમાં આ પ્રકારે છેઃ વામ ગુલ્ફ (ડાબા પગની એડી) ડાબા નિતંબની નીચે સ્થાપવી અને જમણા પગની એડી જમણા નિતંબની (ઢગરાની) નીચે સ્થાપવી અને બંને ઘુંટણને ઉંચા કરી ખભાના ભાગતરફ લાવવા. એ બે ઘુંટણને હાથની ભીસ આપવી એટલે ડાબા હાથવડે જમણા હાથની કોણી પકડવી અને જમણા હસ્તવડે ડાબા હસ્તની કોણી પકડવી અને એ ભીસ બે ઘુંટણપર નાંખવી. આનું નામ પવનમુક્તાસન છે. આ આસન વાળી જોવાથી સમજાશે કે એની સ્થિતિ કેવા પ્રકારની છે અને એથી આંતરડાના ભાગમાં વાયુનો સંચય થતો હોય તો વાયુસ્રાવ થઇ જાય છે તેથી આ આસન અપાન વાયુને નિયમમાં લાવનાર કહેવાય છે તે પણ સ્પષ્ટ થશે. બીજાં બે મુક્તાસનમાં સહજ સહજ ફેર છે તે એ કે વામપાદ પવનમુક્તાસનમાં ડાબા પગની એડીને ડાબા નિતંબની નીચે અડકાડી ડાબા ઘૂંટણની આસપાસ હાથવડે ભીસ આપવામાં આવે છે અને દક્ષિણપાદ પવનમુક્તાસનમાં જમણા પગની એડીને જમણા નિતંબની નીચે અડકાડી જમણા ઘૂંટણની આસપાસ હાથવડે ભીસ આપવામાં આવે છે. પણ આ ત્રણે પ્રકારનાં મુક્તાસન તે અત્ર કરેલા મુક્તાસનથી ભિન્ન છે, કેમકે એ ત્રણેમાં જે બેસવાનો પ્રકાર છે તે અત્ર કહેલા પ્રકારથી જૂદો છે. અત્ર કહેલા મુક્તાસનનું સ્વરૂપ ઇતર ગ્રંથોમાં કહેલા ધીરાસન તથા કૂર્માસનસાથે મળતું આવે છે. બંને પગના ઘૂંટણોને વાળવા અને પગની એડીને વાયુની નીચે રાખી બેસવું તેનું નામ કૂર્માસન છે તથા ઘૂંટણ વાળી પગની એડીને બદલે પગના તળીઆને વાયુની નીચે આડા રાખી બેસવું તે ધીરાસન છે. કોઇ કોઇ સ્થળે એક પગની એડીપર બીજા પગની એડી રાખી તેપર બેસવું તેને ગોમુખ આસન કહ્યું છે. એનું સ્વરૂપ અત્ર કહેલા મુક્તાસનને સમાન દેખાય છે, અગર જો આ ગ્રંથકાર કૂર્માસનાદિના પ્રકાર ભિન્ન રૂપે વર્ણે છે.

આ પ્રકારે મુક્તાસનનું સ્વરૂપ કહી હવે વજ્રાસનનો વિધિ કહે છે:—

### वज्रासनम्

जंघाभ्यां वज्रवत्कृत्वा गुदपार्श्वे पदावुभौ ।
वज्रासनं भवेदेतद् योगिनां सिद्धिदायकम् ॥ १२ ॥

ભાવાર્થઃ—બે જંઘાને વજ્રના આકારમાં કરીને બને પગને પાયુના બે પાર્શ્વમાં નિતંબના ભાગમાં અડકાવવા તેનું નામ વજ્રાસન છે અને એ યોગીઓને સિદ્ધિ આપનાર છે.

હવે ક્રમપ્રાપ્ત સ્વસ્તિકાસનનો પ્રકાર કહે છેઃ—

### स्वस्तिकासनम्

जानूर्वोरन्तरे कृत्वा योगी पादतले उभे ।
ऋजुकायः समासीनः स्वस्तिकं तत्प्रचक्षते ॥ १३ ॥

ભાવાર્થઃ—ઘૂંટણ અને ઉરુના મધ્યમાં બે પગનાં તળીયાં સ્થાપન કરવાં તથા સીધા ટટાર બેસવું એનું નામ સ્વસ્તિકાસન કહેવામાં આવે છે. યોગાંગભૂત આસનોમાં જે ચાર આસનો મુખ્ય આસનો કહેવાય છે તેમાં સિદ્ધાસન, પદ્માસન, ભદ્રાસન એ ત્રણ અને ચતુર્થમાં કોઇ સિંહાસન અને કોઇ સ્વસ્તિકાસનની ગણના કરે છે. તેથી આ એક મુખ્ય આસન છે. કેટલાક પુરુષો પદ્માસને દીર્ઘ સમય બેસી શકતા નથી તેમને આ સ્વસ્તિકાસન વિશેષ અનુકૂળ પડે છે. આ સાથે એ આસન કરવું પણ સરળ છે. પગના તળીઆને ઘૂંટણ અને ઉરુના મૂળ એ બેની વચ્ચેના પ્રદેશનો જે ભાગ તેમાં બાજુપરથી મૂકવાં. ડાબા પગના તળીઆને જમણા ઉરુની અંદરની બાજુમાં અને જમણા પગના તળીઆને ડાબા ઉરુની અંદરની બાજુમાં સ્થાપન કરવાં અને ટટાર સીધા બેસવું એટલે આ સ્વસ્તિકાસન થાય છે. એમાં વિવિધ બંધ કરવાના હોતા નથી તેમ જ સ્થૂલ શરીરવાળાને પણ આ આસન ફાળવું અધિક ફાવે છે. હઠયોગપ્રદીપિકામાં પણ અત્રના સમાન જ વર્ણન છે; માત્ર પ્રથમાર્ધમાં जानूर्वोरन्तरे सम्यक् कृत्वा पादतले उभे । એટલો સહજ નામનો જ પાઠભેદ છે. એ શ્લોકની ટીકામાં એટલો વિશેષ બતાવ્યો છે કે અહિં જાનું (ઘૂંટણ) શબ્દ છે પણ તેનો અર્થ જાનુના સમીપમાં રહેલો જંઘાનો ભાગ ગ્રહણ કરવાનો છે અને તેથી जंघोर्वोरन्तरे એવો પાઠ વધારે સારો છે. શ્રીધર કહે છે કે उरू जंघान्तराधाय प्रपदे जानुमध्यगे । योगिनो यदवस्थानं स्वस्तिकं तद्विदुर्बुधाः ॥ ( અર્થ અત્ર કહ્યો તે જ છે. ).

હવે સિંહાસનનું વર્ણન કરે છેઃ— (અપૂર્ણ.)

## तत्त्वविचार.

### चिंता अने चिंतन.





મનુષ્ય જે વસ્તુનું ચિંતન કરે છે તે વસ્તુ તેને, જો તે ચિંતન યોગ્ય પ્રકારે થએલું હોય છે તો પ્રાપ્ત થાય છે, એ એક નિયમ છે. અને તેથી જે વસ્તુ જેને જોઈતી હોય તેણે તેનું ચિંતન કરવું, એ તેને પ્રાપ્ત કરવાનો માર્ગ છે. ચિંતન એવા પ્રકારનું એક બળ છે, કે તે જેનું ચિંતન કરવામાં આવે છે તે વસ્તુનો અને ચિંતન કરનારનો સંબંધ કરી આપે છે. આ બે પદાર્થો વચ્ચે ગમે તેટલું અંતર હોય છે તોપણ ચિંતન તેને દૂર કરીને તે બે પદાર્થોને પાસે લાવે છે. અને કોઈ વસ્તુ જોઇતી હોય અને તે વસ્તુ મળવાનો લેશ પણ સંભવ ન જણાતો હોય છતાં તે જો તેનું ચિંતન કર્યા કરે છે તો આ સૃષ્ટિમાં તેને તે વસ્તુ પ્રાપ્ત થવાના સંભવો અદ્ભુત રીતે રચાય છે, અને તેને યોગ્ય સમયે તે પ્રાપ્ત થઈ રહે છે.

માત્ર સાવધાનતા એટલી રાખવાની છે, કે આ ચિંતન ઉત્તમ પ્રકારે થવું જોઇએ, તથા તે પરિપક્વદશાને પ્રાપ્ત થાય, અર્થાત્ તે ફળને પ્રકટ કરે ત્યાંપર્યંત થવું જોઇએ.

આપણે કોઇ સ્થાનપ્રતિ જવાને નીકળ્યા હોઇએ તો તે સ્થાન આપણને પ્રાપ્ત થાય ત્યાંપર્યંત આપણે ચાલચાલ કરવું જોઇએ. તે સ્થાન હજી કેમ પ્રાપ્ત થયું નથી, હજી કેમ તે જણાતું નથી, એ પ્રમાણેના અધૈર્યના ઉદ્ગાર વસ્તુસ્થિતિ જોતાં નિરર્થક જ છે. કારણ, કે આવા ઉદ્ગારોથી તે સ્થાન કંઈ પ્રાપ્ત થઇ જતું નથી. તેથી તે ગંતવ્ય સ્થાન જો આપણને પ્રાપ્ત ન થાય તો જાણવું, કે હજી આપણે જેટલું ચાલવું જોઇએ તેટલું ચાલ્યા નથી, અને તેથી હજી આગળ ચાલવાની જરૂર છે. કારણ, કે તે સ્થાને પહોંચવાને જેટલું આપણે ચાલવાની જરૂર છે તેટલું જો આપણે ચાલી રહીશું તો તે સ્થાન એની મેળે જ આવીને પ્રાપ્ત થશે.

પરંતુ આવો વિચાર ન કરતાં અનેક મનુષ્યો અધૈર્યને વશ થાય છે, અને મને મારી ઈપ્સિત અમુક વસ્તુ કેમ પ્રાપ્ત થતી નથી, એમ માને છે, અને પ્રસંગે તેને પ્રાપ્ત કરવા આરંભેલા પ્રયત્નને ત્યજી દે છે.

પરંતુ આ પ્રમાણે અધીરા બનીને આરંભેલા પ્રયત્નને છોડી દેવાની કશી જ અગત્ય નથી. આપણે માત્ર એક જ કરવાનું છે, અને તે પ્રયત્ન છે. આપણે માત્ર પ્રયત્નપ્રતિ દૃષ્ટિ રાખવાની છે. પછી ફળ તો એની મેળે મળશે જ. પ્રયત્નનું ફળ મળ્યાવિના નથી રહેતું, એ પણ એક આ વિશ્વનો સિદ્ધ નિયમ છે. જેથી તે સિદ્ધ નિયમમાં દૃઢ શ્રદ્ધાવાળા રહીને પ્રયત્નને જ કર્યા કરવો ઘટે છે. કારણ, કે તે પ્રમાણે પ્રયત્નમાં સંલગ્ન રહેતાં ફળ સ્વતઃ પ્રકટશે જ. અને જ્યારે ફળ મળે ત્યારે જ આપણે પ્રયત્નથી વિરમવાનું છે. ત્યાંસુધી તેમાંથી વિરામ પામવાનું નથી, એ લક્ષમાં રાખવાનું છે.

વળી અનેક પ્રસંગે મંતવ્યસ્થાને પહોંચવા ઇચ્છનાર માર્ગ કાપવા છતાં તે સ્થાને પહોંચી શકતો નથી, એમ પણ બને છે. કારણ કે તે પોતાના મનમાં એમ માને છે, કે હું આગળ

અને આગળ માર્ગ કાપું છું, પરંતુ ખરી રીતે તે પ્રમાણે બનતું નથી પણ તે આડોઅવળો જ જતો હોય છે. તેને પૂર્વમાં જ જવાનું હોય છે. પણ તે પ્રસંગે પૂર્વમાં જાય છે તો પ્રસંગે ઉત્તરમાં જાય છે, તો પ્રસંગે દક્ષિણમાં જાય છે, અને પ્રસંગે પશ્ચિમમાં જાય છે. આ પ્રમાણે હોવાથી માર્ગ કાપવા છતાં તે ગંતવ્યસ્થાને પહોચતો નથી. તેથી ગંતવ્યસ્થાને પહોચવા ઇચ્છનારે સાવધાનતા રાખવાની છે, કે તે આ પ્રમાણે આડોઅવળો ભ્રમણ ન કરે. તેણે જે દિશામાં જવું છે, તે જ દિશામાં સાવધાનતાપૂર્વક પ્રયાણ કરવાની જરૂર છે.

આ જ પ્રમાણે ઈપ્સિત વસ્તુને પ્રાપ્ત કરવા ઇચ્છનાર તે વસ્તુનું ચિંતન કરે છે, ખરો પણ અનેક પ્રસંગે એ ઉપર જણાવ્યાપ્રમાણે આડોઅવળો પણ જતો રહે છે. જ્યારે અમુક સમય થવા છતાં મનુષ્યને ફળ નથી મળતું ત્યારે, કે તે પૂર્વે પણ કર્મના નિયમને નહિ સમજનાર અનેક અત્યંત અધૈર્યને પ્રાપ્ત મનુષ્યો પ્રારબ્ધ ચિંતનને છોડી દે છે; અથવા નથી છોડી દેતા તો તે ચિંતનને છોડીને ચિંતાને જ સેવે છે. આ ચિંતા એ પથિકને આડે અવળે માર્ગે દોરનાર છે, અને તેને ગંતવ્યસ્થાને પહોંચવાથી દૂર રાખનાર છે. આ ચિંતાને મનુષ્યો ચિંતન જ સમજે છે પણ તે ભૂલ છે. ચિંતન જૂદી વસ્તુ છે, અને ચિંતા એ જૂદી વસ્તુ છે. એક ફળને પ્રકટાવનાર છે ત્યારે અન્ય તેનો નાશ કરનાર છે. એક મગજની પ્રશાંતિને આપનાર છે જ્યારે અન્ય પ્રશાંતિનો નાશ કરનાર છે; એક ધૈર્યને તથા શ્રદ્ધાને પોષનાર છે જ્યારે અન્ય તેનો વિધ્વંશ કરનાર છે.

સ્વાભાવિક રીતે જ મનુષ્યને એવી ઇચ્છા રહે છે, કે મારા મનોરથો આજે જ સિદ્ધ થઈ જાય તો કેવું સારૂં, અને તેથી તેની ઇચ્છા પ્રમાણે જ્યારે તેના મનોરથો સત્વર સિદ્ધ થતા નથી, અથવા તેની ધારણા કરતાં ઓછા પ્રમાણમાં સિદ્ધ થાય છે ત્યારે તેને અધૈર્ય પ્રકટે છે તથા ચિંતા થાય છે. પણ યોગ્ય અધિકાર થતાંપર્યંત અર્થની સિદ્ધિ થતી નથી, અને તેથી અધિકારની પરિપક્વ સ્થિતિ થવા માટે યોગ્ય સમય વીતવાની પણ જરૂર રહે છે જ. તેથી આપણા મનોરથો તત્કાલ સિદ્ધ ન થાય તો ચિંતાને સેવવાનું પ્રયોજન નથી. ચિંતાથી કદી પણ અર્થસિદ્ધિ થતી નથી પણ અર્થનો વિનાશ થાય છે. તેથી બુદ્ધિમાને તેને કદી પણ સેવ્ય નથી. જે કંઈ અર્થસિદ્ધિને માટે કર્તવ્ય છે તે ચિંતનમાત્ર જ છે. ચિંતનને બદલે ચિંતા ન થઇ જાય એ અવશ્ય જોવાનું છે. પરંતુ અનેક મનુષ્યને આ વાર્તાનું વિસ્મરણ કરે છે અને ચિંતનને બદલે અધિક સમય ચિંતામાં જ ગાળે છે. અને આ પ્રમાણે કરવું તે પૂર્વને બદલે પશ્ચિમમાં જવાજેવું છે. અને આ પ્રમાણે કરીને અનેક મનુષ્યો હજી આપણા અર્થ કેમ સિદ્ધ થતા નથી, એ પ્રમાણે કરીને અસંતોષના ઉદ્ગાર કાઢ્યા કરે છે. પણ તે જાણતા નથી, કે તેમણે જે કરવાનું છે તે તે કરતા નથી, અને ન કરવાનું કરે છે.

તેથી બુદ્ધિમાને આ સ્થળે સાવધાનતા સેવવાની જરૂર છે. તેમણે ચિંતન જ કરવાનું છે, અને ચિંતા કરવાની નથી, એ લક્ષમાં રાખવું ઘટે છે. ચિંતન જૂદી વસ્તુ છે અને ચિંતન જૂદી વસ્તુ છે અને તે બન્ને જૂદાં ફળને પ્રકટાવનાર છે. તેથી ઈપ્સિત વસ્તુનું એક ચિંતન જ માત્ર અખંડ બન્યું રહે, એટલી સાવધાનતા અર્થસાધકે રાખવાની છે, અને આ પ્રમાણે કરનારનો અર્થ યોગ્ય સમયે સિદ્ધ થાય છે...

## साहित्य.

### अभिमन्यु-वत्सला.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૭૭ થી. )

### પ્રકરણ ૧૪ મું.

### ઉપસંહાર.



વાહ સમારંભ જોવા માટે મળેલી મનુષ્યોની ભીડ, મંગળવાદ્યોના અવાજસહ નિકળતો વરઘોડો, સમારંભમાં અપાર દ્રવ્ય ખર્ચી આણેલી શોભા, વરવધૂમાટે શૃંગારેલાં ભવનો, કૃત્રિમ સુખમાટે બાંધેલા ભવ્ય મંડપો, વગેરે અભિમન્યુ તારા લગ્નમાં ક્યાં હતું ? ભલા મનુષ્ય ! દરિદ્રીની માફક વનમાં લગ્ન કર્યું તે કરતાં ન પરણ્યો હોત તો તારી આમ અપકીર્તિ ન થાત. આ પ્રમાણે બ્રહ્મર્ષિ નારદે અભિમન્યુને પ્રશ્ન કર્યો.

હિમાલયના ઉત્તુંગ શિખરોપરના સરોવરોમાંથી જન્મ પામી બાલ્યાવસ્થામાં તરુલતાઓ સાથે આનંદે જાણે પૃથ્વીનો માનદંડ જ ન હોય એવા તે મહાન્ શૈલાધિરાજના અંકપર સ્વૈર્ વિહાર કરતાં કરતાં બાલ્યપણુ ગયું અને દેહ વિસ્તારની સાથે જ કર્તવ્યતાનો બોજો શિરપર આવી પડવાથી મંદાકિની પિતાનું ઘર છોડી વેગે પતિગૃહે ગઈ. તેના પ્રવાહના પવિત્રતીરે હિમાલયનો મંગલ તળેટી આગળ વિદુરની ઝુંપડી હતી. પાંડવો દ્યુતમાં હારપામી વનવાસે જતાં સુભદ્રા પ્રથમતઃ પોતાને પીએર ગઈ, પણ ત્યાં પદેપદે પોતાનું અપમાન થતું નિહાળી અને બંધુપ્રેમ કેવળ સ્વાર્થ અને મોટાઈ પુરતો છે એમ જાણી તે વિદુર કાકાજીને ત્યાં-સાસરે-સિધાવી. દુર્યોધનનો અમલ શરૂ થતાં પાંડવોને પ્રિય ગણનારી વ્યક્તિઓ પછી તે ભલેને પિતા હો તોપણ રાજકોપને પાત્ર થઈ સાચા અને ન્યાયી મતમાટે તેમને સહન કરવું પડતું. વિદુરજીએ આવા બનતા બનાવો જોઈ મૂળમાંથી રાજ્યસંબંધ દૂર ફેંકી સ્વસ્થ ચિત્તે હરિસ્મરણમાં સમય ગાળવાનો ઉદાસીન માર્ગ ગ્રહણ કરી હરિદ્વારના ઝાડપાલાદિ જંગલી પદાર્થોપર ઉદરનિર્વાહ કરી ટાઢ તડકાથી સ્વરક્ષણ કરવા પુરતી એક પર્ણકુટી બાંધી સદોદિત પરમાત્મચિંતનમાં નિમગ્ન રહી કાળનો સદ્વ્યય કરવા લાગ્યા. પોતાને પ્રાપ્ત થતા કંદ મૂળાદિ અન્નમાં સુભદ્રા ભાગીદાર થતાં તેને પણ ચાર માસ સંતોષે અર્પી આનંદમાં નિમગ્ન રહેવા લાગ્યા. સુભદ્રા પણ કાકાજીની સેવામાં તત્પર રહેવા લાગી વિરક્ત અને ઉદાસી બનેલા વૈરાગીની સેવા તે થી કરવાની હોય !

પાંડવોના અપકર્ષે અહોરાત્ર ઝુરતી સુભદ્રાને વિદુરજી વારંવાર ઉપદેશ કરી ધીરજ દેતા કે "શ્રીકૃષ્ણ પરમાત્મા તારા પતિના સ્નેહી છે. અને જે બાજુએ પ્રત્યક્ષ પરમેશ્વર છે તે બાજુનું જ સદૈવ મંગળ થવાનું એવો અનાદિસિદ્ધ નિયમ છે. પરંતુ સદ્‌ગુણોની કસોટી ભયંકર અડગ દુષ્પ્રસંગોથી કરવાની હોવાથી કહો અથવા તો પૂર્વ સંચિતથી પ્રાણીને આંકી આપેલી મર્યાદા બહાર સાક્ષાત્ પરમેશ્વરથી પણ ફેરફાર થઇ શકતો નથી, એમ માની ધીરવીર પાંડવોનો સાંપ્રત છળ થાય છે; પરંતુ મેઘે ઘેરેલા ચંદ્રને અલ્પકાળની હીનાવસ્થા પછી જેવી રીતે નિર્મળ સ્થિતિ પ્રાપ્ત થાય છે અને સકળ વિશ્વ જેવી રીતે આનંદે પ્રફુલ્લ બને છે તેવી રીતે પાંડવોની રાજ્યશ્રી વર્તમાન સ્થિતિમાંથી મુક્ત થતાં પાછી મળશે. જેની વસ્તુ જેને તેને પાછી પ્રાપ્ત થતાં સઘળાને આનંદ આનંદ જ થશે." આવા આવા નિરાશાનાશક સદ્‌બોધ આપતાં, પરંતુ તેમાં પણ તેમણે તે પરમેશ્વરી સત્તાનો અંતર્ભાવ કરવાની વિસ્મૃતિ કદી જ થવા દીધી નહિ. તે હમેશાં સુભદ્રાને એ જ કહેતા કેઃ—"સુભદ્રા સંસારી જીવોને દુઃખોનું લગડું જન્મતાં જ લાદેલું હોય છે. પણ આ સ્વભાવિક વિપત્ત કરતાં પ્રભુની પ્રભુતાનું વિસ્મરણ તે જ મહત્ દુઃખરૂપ છે. સાકરની મધુરતા એ જીભને લલચાવી પ્રાણહાની કરનાર 'સોમલ' નામે વિષમય પદાર્થ જેવી તેની સ્થિતિ છે. પરમેશ્વરનો અનાદર સ્મરણપૂર્વક થાય છે, કારણ કે સામે દેખતા વિશ્વમાં સૂક્ષ્મતમ દષ્ટિથી પણ ન જણાય તેવા અણુરેણુથી માંડીને નિર્માણ થયેલા પ્રચંડ પર્વતો જોવામાં પણ તેનું અસ્તિત્વ પ્રત્યક્ષ જણાવા છતાં તેને વિસરવો તે મહાન્ અપરાધ છે અને તે જ ઘોર વિપત્તિ છે. આ વિપત્તિ ઉપરના સોમલ પ્રમાણે મીઠી છે તેવી જ પ્રાણનાશક છે. સુભદ્રા નારાયણનો અનાદર ન કર. તેની સાથે સદૈવ ભક્તિથી વર્ત એટલે તારા મનોરથો તે પૂર્ણ કરશે."

વિદુરના સહવાસે તત્ત્વજ્ઞાનનો લાભ મળતો હોવા છતાં સુભદ્રાના હૃદયની અસ્વસ્થતા કદી જ દૂર ન થઇ. "सर्वं ब्रह्ममयं पश्यन्" એવી તેની દૃષ્ટિ બની નહોતી. આ એક સ્વભાવ જ છે. જગત્ મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે, આ તત્ત્વનાં હમેશાં પારાયણો થતાં સાંભળવા છતાં, મારા અભિમન્યુને વત્સલા નહિ મળે આ વિચારે તેને માઠું જ લાગતું, પરંતુ વિદુરજીના કહેવાપ્રમાણે કોઇએ અપેક્ષા કરી નહોતી છતાં એટલે કે 'વત્સલા અભિમન્યુ' એવો અન્યોન્યયોગ માનવી સત્તાની બહાર જવા છતાં તે બનાવ અકસ્માત બની ગયો.

એક દિવસે ઘટોત્કચનો સેવક એક રાક્ષસ હરિદ્વારમાં વિદુરના આશ્રમમાં આવ્યો. તેને જોતાં જ સુભદ્રાના હોંશકોંશ ઉડી ગયા. આપણા શમપ્રધાન તપોવનમાં આ તામસી રાક્ષસ શામાટે આવ્યો હશે એ વિચારે વિદુરને ભય પ્રાપ્ત થયો. અભિમન્યુ સદૈવ કાંધે ધનુષ્ય, બાણ ભાતું અને કમરે સમશેર ધારણ કરનાર ક્ષત્રિય હતો. તેને વડીલવર્ગની સ્થિતિ નિહાળી ક્રોધ ચડયો, અને તેણે ક્રોધાવેશમાં રાક્ષસપર હલ્લો કર્યો. રાક્ષસનો ઇરાદો યુદ્ધ કરવાનો નહોતો, પરંતુ ધસી આવતા આ ક્ષત્રિય તરફનું તેણે હાથમાં શસ્ત્ર નહોતું છતાં નિવારણ કર્યું અને ઘટોત્કચ મહારાજે શ્રીકૃષ્ણની આજ્ઞાનુસાર અર્જુનપુત્રને રૈવતક પર્વતપર તેડ્યા છે, એવો સંદેશો કહ્યો.

"મારો ભાઈ, વત્સલાના લગ્નથી ભગ્ન મનોરથ થતાં શરીરે ક્ષીણ બન્યો છે.

તેનામાં આ રાક્ષસ સાથે લડવાને સામર્થ્ય નથી. હું મારા ભાઇને એકલો મોકલીશ નહિ." આવો દુરાગ્રહ સુભદ્રાએ માંડયો.

"જો એકલો ન મોકલવો હોય તો આપણે એ સાથે જઇએ" વિદુર હાસ્ય વદને બોલ્યા, "હું વૃદ્ધ નિર્બળ અને તું સ્ત્રી અબળા આવી રીતે બે દુર્બળની સાહાય્ય શું ઓછી છે? ચાલ તૈયાર થા." આ વાકય સાંભળી સુભદ્રા જંખવાણી પડી ગઈ. તે જોઈ વિદુરજી બોલ્યા, "સુભદ્રા, ડરવાનું કંઈ જ કારણ નથી. શ્રીકૃષ્ણના સંદેશાનો અનાદર ન કર, અભિમન્યુને જવા દે. ઈશ્વર સમર્થ છે, તે પળમાં ચાહે તે કરે છે."

સુભદ્રાએ અનુમોદન તો આપ્યું જ પણ મન અસ્વસ્થ રહ્યું. સર્વ તૈયારી થતાં અભિમન્યુએ શુભ મુહૂર્તે પ્રયાણ કર્યું.

રૈવતક પર્વતસુધી આવી પહોંચતાં તેમને માર્ગમાં કંઇ પણ સંકટ નડયું નહિ. ત્યાં આવી પહોંચતાં તેઓને શ્રીકૃષ્ણ પરમાત્મા અને ઘટોત્કચ મળ્યા. લડાઈ વગેરે કંઇ ન કરતાં ચુપચુપ કાર્યભાગ સાધવાનો છે એવો ઠરાવ ઠરી ચુકયો છે એવું અભિમન્યુને કહી સંભળાવવામાં આવ્યું. મેદાનમાં બે હાથ કરી પોતાનું શૂરત્વ વ્યક્ત કરવાને સમય નહિ મળ્યો જાણી અભિમન્યુને સહજ માઠું લાગ્યું. રૈવતક પર્વતપર આ પ્રમાણેની વાતચિત ચાલી રહી છે એવામાં નારદમુની ઇંદ્રનો સંદેશો લેઈ આવ્યા કે શ્રીકૃષ્ણની અનુજ્ઞા હોય તો વત્સલાને તેના મહેલમાંથી ઉપાડી લાવવા પોતે તૈયાર છે. શ્રીકૃષ્ણે તેના જવાબમાં જણાવ્યું કે, બનવાના બનાવો પોતાની મેળે સ્વાભાવિકપણે બન્યા જ જશે. તેમાં કોઇએ કાંઇ પણ ભાગ લેવાની આવશ્યકતા નથી.

નારદે પોતાની નારદીવિદ્યા ચલાવવા લક્ષ્મણ તરફ પ્રયાણ કર્યું; ત્યાં જઇ તેને ચેતાવ્યો કે તારે ઘણી સાવધાનતાથી વર્તવાની જરૂર છે, નહિ તો વખતે લગ્નમાં વિઘ્ન ઉપસ્થિત થઇ વીલે મોઢે જવાનો વારો આવશે. પણ તેણે તેમના ઉપદેશનો અનાદર કર્યો.

વનભૂમિમાં લગ્ન થયા પછી અભિમન્યુ અને વત્સલા માતૃગૃહે હરિદ્વારમાં પધાર્યા. ત્યાં તેઓ આનંદે દિવસ નિર્ગમન કરવા લાગ્યા. ત્યાં અકસ્માત નારદદેવ પધાર્યા. અને તેમણે અભિમન્યુને આ પ્રકરણના આરંભમાં જણાવેલો પ્રશ્ન કર્યો અભિમન્યુ વયમાં જો કે નાનો હતો પણ વિચારમાં પ્રૌઢ હતો. તેણે નારદદેવને તરત જ આ પ્રમાણે ઉત્તર આપ્યો.

મુનિ મહારાજ ! મારા વિવાહપ્રસંગે સઘળી સૃષ્ટિ અને ભગવાન્ શ્રીકૃષ્ણ હાજર હતા છતાં ઉત્સવપ્રિય પામરો નહોતા એટલી જ બાબત માટે હું માઠું માનું એવો નથી. પ્રફુલ્લ પુષ્પોનો સુગંધ લુંટી વાતાવરણ શુદ્ધ અને નિર્દોષ કરનારા મરુદ્ગણ તે ભૂમિપર વિચરતા હતા. તરુવરના પલ્લવોનો શિતળ છાયામંડપ નિસર્ગ દેવીએ મારે માટે બાંધ્યો હતો. તે વનભૂમિમાં મરેલાં પુષ્પમાંથી ઉત્પન્ન કરેલો કૃત્રિમ સુગંધ નહોતો, પણ જીવંત પુષ્પોનો સૌરભ યથેચ્છ પ્રસરી રહ્યો હતો. નીચે જમીનપર કોમળ તૃણાંકુર અને સતાપલ્લવોના ગાલીચા બીછાવ્યા હતા. તેની કિંમત હું વિલાસી ગાલીચાઓ કરતાં વધારે આંકુ છું. આકાશમાં અનંત તારાઓ પોતાના સ્વામીસહ મારો લગનવિધિ અતિ આતુરતાથી નિહાળી રહ્યા હતા. પુષ્પો મકરંદના રૂપે મંગલાભિષેક કરી રહ્યા હતા. આનંદઘન પરમેશ્વરનો સદ-

વાસ હતો. મહારાજ ! મને તે કૃત્રિમતાપર ક્રોધ ચડે છે, મારી સમક્ષ તેનો ઉચ્ચાર પણ કૃપા કરી કરતા નહિ.

"તદન સત્ય બોલ્યા છો." નારદજી બોલ્યા, "આ કૃત્રિમતાને લીધે જ જગતમાં સાચા સુખનો અને ખરી શાંતિનો નાશ થયો છે. જગતને નિસર્ગના નિયમોનું ઉલ્લંઘન કરી દષ્ટિને સુખ આપનારાં નાટકી-તકલદી સુખો જોઇએ છે. કૃત્રિમતાને ધિક્કારો." વત્સલા, લક્ષ્મણને વરવાથી જગતનાં સઘળાં ઐશ્વર્યો સદૈવ હાથ જોડી તારી તેનાતમાં ખડાં રહેત; તે સઘળાં સુખો ત્યજી આવા ભીખારીને શામાટે વરમાળ આરોપી ?"

પતિસામે મહર્ષિસાથે સ્પષ્ટ પણ વાત કરવામાં તેને લજ્જા પ્રાપ્ત થઇ, તે જોઇ નારદ બોલ્યા, "શરમાવાનું કંઇ જ પ્રયોજન નથી, આવી મર્યાદાથી અમારી અમર્યાદા થાય છે, બોલ સ્પષ્ટ બોલ, તદન ઉછાંછળાપણું અને સ્વેચ્છાચારને સદ્‌ગુણ સમજવાના દિવસો અદ્યાપિ આગળ કલિયુગમાં આવનારા છે. વત્સલા, વિનય, લજ્જા ઇત્યાદિ ઉપજતા ગુણોએ સ્ત્રીયોનું ચરિત્ર ઘણું જ ભવ્ય થયું છે. તેને દૂર કરવાની ગાંડાઇ કરીશ નહિ. અને સાચેસાચું કહે, કે તને આવી દરિદ્ર સ્થિતિ ગમે છે કે ?"

"મહારાજ ! આપ સર્વજ્ઞ છતાં મારા અંતઃકરણનો વિચાર શું આપ જાણી શકતા નથી ? સાચું પુછાવો તો પતિના ચરણની અખંડ સેવા કરવાનું પ્રાપ્ત થતાં પતિના હૃદયને પોતે દરિદ્રી છે એવો સ્વપ્ને પણ ભાસ થશે નહિ. પણ પતિસેવામાં પાછીપાનીજેવો મહાન્ અપરાધ અને પતિના મનને અસ્વસ્થતા ઉત્પન્ન કરે એવું વર્તન એના જેવું ત્રિભુવનમાં દરિદ્ર નથી." આટલું બોલી વત્સલા નીચું જોઈ સ્વસ્થ રહી.

"ઘણાં સારાં સારાં કપડાંલત્તાં ઉચાઉંચા હીરા માણેકના દાગીના વગેરે અલંકારોથી શરીર શોભાવી શોભારૂપ અને યૌવનમાં વધારો કરી પતિસેવા કરવાનું તારા હૃદયમાં કદી જ શું ઇચ્છા નથી ઉદ્‌ભવતી ? અલંકારોથી શરીરને મઢવાથી પતિને પત્નીવિષેનું નેત્રસુખ દ્વિગુણ થશે, એવું શું તું નથી ધારતી ?

"મહારાજ ! આપ આવો આ શો પ્રશ્ન કરો છો ? જેનાવડે અલંકારોને શોભા પ્રાપ્ત થાય છે તેવા નાથનું રૂપ અહોરાત્ર સન્નિધ હોવા છતાં બીજા અલંકારોની શી જરૂર છે ?"

"અભિમન્યુ, વત્સલા ! તમે બંને કુશળ છો, તમો સઘળું જાણી શકો છો. છતાં પણ મારા જેવાનું કહેવું સાંભળો. ઈશ્વર તમને અખંડ સુખ આપો. લતાવૃક્ષોપર ફળ પુષ્પો કેવળ પરમાર્થમાટે જ હોય છે. તેમને તેઓનો અભિલાષ હોતો નથી છતાં તે જેવા તેમના અલંકારો બને છે તેવા અલંકારો તમે ધારણ કરો, પણ તે સોના હીરાના જડ નહિ. બહારની શોભાને હંમેશાં ટકાઉપણું વળગેલું હોય છે,એવા દેહને બાહ્યભૂત અલંકાર ન જોઇએ. સદ્‌ગુણોના આભરણોથી પોતાનો ચરિત્રદેહ શણગારજો, અને પરોપકારરૂપી સુગંધે તરતમતા પ્રમાણે જગતને સુખદ થજો.ઈશ્વરપર વિશ્વાસ રાખજો. કર્તવ્યપર દષ્ટિ રાખજો અને તે પ્રમાણે પોતાના વિચારોને વલણ આપજો. પતિપત્નીના શીરપર લૌકિક ઋણનો બોજો છે, તે ભારની હમેશાં સ્મૃતિ રહેવા દેજો. વિષય મનુષ્યને પોતાના ધ્યેયમાંથી ભ્રષ્ટ કરે છે, અને એવા

કર્તવ્યચ્યુત મનુષ્યને દુનિયામાં માન મળતું નથી. અમે ત્રણે લોક ભટકનારા, અમારી તે સલાહ શી લેવાની, અમે કહીએ તે સઘળું મૂર્ખતાભરેલું એમ ધારતા નાહ. અભિમન્યુ તમે નવા વિચારનાં મનુષ્યો માટે તમને કહું છું તે ધ્યાનમાં રાખજો. પતિ અને પત્ની એ અન્યોન્ય સંબંધ ઘણો જ જવાબદારીનો છે. લગ્નના રૂપે જોડાયેલો આ સંબંધ કાયમનો બંધાય છે. સ્ત્રિયોએ અમુક નિયમપ્રમાણે ચાલવું જ જોઇએ એવી સખ્તાઈ પુરુષોએ કદી જ કરવી ન જોઇએ. ઉલટું પોતાના પવિત્ર વર્તને સ્ત્રીયોએ વર્તવાનું ધોરણ બાંધી લેવું જોઇએ. વત્સલા, સ્ત્રીયોપર ઈશ્વરે અધિક જોખમ નાંખેલું છે. સ્ત્રીયોની પવિત્રતાની અથવા ભ્રષ્ટતાના પરિણામની અસર પુરુષોના કર્તવ્યપર થાય છે. પત્નીના નિસ્સીમ પાતિવ્રત્યથી રાક્ષસોનું પરાક્રમ અધિક પ્રખર થયેલું નિહાળી પૂર્વે દેવોએ તે પતિનિષ્ઠ સ્ત્રીયોને ભ્રષ્ટ કરી દાનવોનો સંહાર કર્યાનાં ઉદાહરણો પૂર્વે ઇતિહાસમાં મળી આવે છે, તે તરફ ધ્યાન આપજો. આ કાયિક પવિત્રતાપર ઘણો જ આધાર છે. આ પવિત્ર બળનો પુરુષોના નિરંકુશ વર્તનપર પરિણામ પામી તે તેમને અનુકૂલ બને છે અને સંસાર રૂપે ચાલતું ગાડું વગર અડચણે પાર પડે છે. પરસ્પરમાં વૈમનસ્ય ન હોવું જોઇએ "

નારદ રજા લેઈ અંતર્ધ્યાન થયા. આ તેમનાં બોધવચનો અભિમન્યુ વત્સલાના કાનમાં ઘુમતાં જ રહ્યાં હતાં.

ઘટોત્કચના માયાવી બજારની જણસો અલ્પ સમયમાં જ નકામી ઠરી ઉકરડામાં જઇ પડવા લાગી. પરંતુ તેમના ભપકામાં જે ખરો વ્યાપાર મંદતાને પામ્યો તે પાછો ખરા સ્વરૂપમાં આવતાં ઘણો જ સમય વીત્યો.

દુર્યોધનાદિ પણ પોતે ભીષ્મદ્રોણનો સદુપદેશ સાંભળ્યો તે માટે પસ્તાવો કરતા હસ્તિનાપુર તરફ ભીખારી સ્થિતિમાં ચાલ્યા. શકુની મામાએ દ્વારકાને જમીનદોસ્ત કરવા કેડ બાંધી પણ સઘળાના માટે મુંગે મોંએ હસ્તિનાપુરમાં જવામાં જ શોભા છે, એવું ઠરતાં સઘળા હસ્તિનાપુર તરફ સિધાવ્યા.

ઈશ્વરની પ્રેરણાનુસાર વત્સલા અભિમન્યુનું લગ્ન કરાવી આપનાર ઘટોત્કચાદિ મંડળ ઈશ્વરની આજ્ઞા અને કાર્યસિદ્ધિમાટે આશીર્વાદ લેઈ સ્વસ્થાને ગયું. ઈશ્વરને જ તે કાર્ય કરાવવું હતું. પણ હમેશાં કંઈપણ નિમિત્તમાત્ર જ જગતનો વ્યવહાર ચાલતો હમેશાં આપણે નિહાળીએ છીએ. અને આ જગતમાં ઈશ્વરના હેતુથી અપરિચિત રહી બનાવો બનાવી રહ્યા હોય છે.

આ બનાવને કેટલાં વર્ષો વિત્યાં ? કાળે તેની સાચી નોંધ કરી મૂકી હશે. પાંચ હજાર સંવત્સરો ગણીએ તોપણ એટલા કાળમાં જગતમાં કંઈ કંઈ ચમત્કારો થયા છે અને તેમ થવું તે યુગધર્મ છે. પૃથ્વીના તે કાળના અને આજના સ્વરૂપમાં પણ અનેક વિલક્ષણ ફેરફાર થયા છે. આ અગમ્ય ગૂઢ રહસ્ય ઉકેલવાનું કાર્ય વિદ્વાનોને સોંપી અમે અમારા શિરપરનો બોજો તેમનાપર મૂકીએ છીએ.

ભૂપૃષ્ટપર ગમે તેવા ફેરફાર થાય તોપણ ભારતવર્ષ જેવું ને તેવું કાયમ છે અને તેવું જ કાયમ રહેશે. ઈશ્વરકૃપા પામેલી આ પવિત્ર ભૂમિનો ઇતિહાસ વર્ણવ્યાપ્રમાણે એક જ નહિ પણ હજારો પ્રેમમય અને અન્યોન્યનિષ્ટ પતિપત્નીના પ્રેમ કથાઓથી ભરેલો છે. શ્રીરામ સીતાના યુગ્મને આ ભરતખંડના વનમાં કર્તવ્યમાટે કષ્ટ સહન કરવું આ પુણ્ય

ભૂમિએ નિરખ્યું છે. સર્વ દેવોનો ત્યાગ કરી નળને વરમાળ આરોપતી દમયંતીને આ પુણ્યભૂમિનો ઇતિહાસ જાણે છે. કર્તવ્યમાટે દુષ્યંત શકુંતલાનો દરબારમાં ખરો સંબંધ ન જાણી ધિક્કારતું દશ્ય આ ભૂમિથી અજાણ્યું નથી. શંકરની પ્રાપ્તિમાટે તપથી કાયાને કષ્ટો આપતાં પાર્વતી, હજારો ઐશ્વર્યસંપન્ન દેવોને વિસારી વિષ્ણુના હૃદયમાં નિવાસ કરનારી સમુદ્રોદ્ભવા લક્ષ્મી, દિવ્ય અને પાતિવ્રત્યની કસોટી કરનાર યાચકવેષમાં આવેલા, વિધિ તથા હરિહરને બાળ બનાવી દુધના રૂપમાં ખરો સત્ત્વરસ પાનારી અને જગદુદ્ધારક ત્રૈમૂર્તિને અવતાર આપનારી સતી અનસૂયા, સાક્ષાત્ યમથી પણ વાદ કરી પતિને મૃત્યુથી મુક્ત કરનારી અને પતિનિષ્ટાના જાજ્વલ્ય પ્રભાવનું ઉદાહરણ બતાવનારી સાવિત્રી ઇત્યાદિ અનેક કર્તવ્યનિષ્ઠ આર્ય સ્ત્રિયોનાં ચરિત્રો આજસુધી આ જગતમાં સ્થિર રહ્યાં છે.

હાનિકર અનુકરણ ત્યજી, તથા સ્વધર્મને સજી આજના સમયની સ્ત્રીયો તથા પુરુષો પુરાણ સ્ત્રીયોનાં પુણ્યચરિત્રો વાંચશે, મનન કરશે અને તે પ્રમાણે વર્તશે તો ભારતભૂમિનું દૈન્ય નિવારી ભગવાન્ શ્રીકૃષ્ણ તેમનાપર અવશ્ય અનુગ્રહ કરશે જ. અસ્તુ.



## પ્રાર્થના.

હે પરમાત્મન્ ! અમે સર્વ જીવો આપની કૃપાને આજે યાચીએ છીએ, 'ममैवांशो जीवलोके'—એ આપના જ વચનના આધારે હે જગદાત્મન્ ! આપનાથી અમે વસ્તુતઃ અભિન્ન છતાં ભિન્નવત્ લહીએ છીએ તેમને અભિન્નતાનો અનુભવ કરાવવા આજે આપને પ્રાર્થીએ છીએ. આપ આ જગતના કર્તા છતાં અકર્તારૂપે રહો છો, તેમ અમે પણ અમારા વ્યવહારને કરતાં છતાં અકર્તારૂપે, અલિપ્ત રહીએ એવો અનુગ્રહ કરો. આપનું સચ્ચિદાનંદરૂપપહેરણ હે વિભો ! અમને પહેરાવો.

ભગવન્ ! આપ આ કર્મચક્ર ક્યારે અને કેવી રીતે ચલાવો છો તે અમે જાણતા નથી. પરંતુ એટલું તો અમે જાણીએ છીએ, કે આપની કૃપા થતાં આ કર્મચક્રમાંથી અર્થાત્ ભવભ્રમણમાંથી અમે મુક્ત થઇએ છીએ. તો હે દયાધન ! અમને તે કર્મચક્રમાંથી મુક્ત કરવા કૃપાળુ થાઓ.

હે સર્વજ્ઞ પ્રભો ! શાસ્ત્ર કહે છે, કે નિષ્કામકર્મ કરો, પણ કામનાવિના એ અમારી કર્મમાં પ્રવૃત્તિ જ થતી નથી, તો આપ અમને કૃપા કરી નિષ્કામકર્મ કરતાં શીખવો. કારણ કે આપ જ અમારી બુદ્ધિના પ્રેરક છો. અમે જીવપણાનું અભિમાન ધારણ કરીને જે જે કર્મ કરીએ છીએ તેનો દુઃખમાં જ પરિણામ આવે છે. તો હે અંતરાત્મન્ ! જે કર્મ અમને બંધન ન કરે તથા જે દુઃખને ન ઉત્પન્ન કરે તેવાં કર્મ, કરવાની બુદ્ધિને તમે જ આપો. અમારી બુદ્ધિમાં આપ જ જ્ઞાનપ્રકાશ નાખો. 'ददामि बुद्धियोगं तं येन मामुपयांतिते'-એ આપના જ શ્રીમુખનું વચન છે તો તદનુસાર આપ અમને એવી બુદ્ધિ આપો, કે જેથી અમે આપના પદને પામીએ.

( અપૂર્ણ. )

प्रकीर्ण.




( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૯ થી. )

મેલેરિયા અને પીળા તાવને માટે જે પનામા આગળ ઉપાય લેવામાં આવ્યા તે ઉપાયો બીજે પણ ઠેકાણે લઈ શકાય. ૯૦,૦૦૦,૦૦૦ માણસોના પ્રજાસત્તાક રાજ્યનાં સાધન તેમની મદદમાં હતાં એ ભૂલવું જોઇએ નહિ. આ કામ માટે ઘણો ગંજાવર ખર્ચ થયો છે, જો કે એક પેની પણ નકામી ગુમાવી નથી. સન ૧૯૧૨ તાં ડીસેંબર સુધીમાં બધો મળી ખર્ચ ૧૫,૫૦૦,૦૦૦ ડૉલરનો થયો. પાણીનાં બાંધકામ તથા ગટરના બીજા ૨,૫૦૦,૦૦૦ ડૉલર ખર્ચ થયા, એટલે બધું મળી આરોગ્યસંરક્ષણ ખાતે ૧૮,૦૦૦,૦૦૦ ડૉલર ખર્ચ થયા. નહેર પૂરી થશે તે પહેલાં બધો મળી એ ખાતે ૨૦,૦૦૦,૦૦૦ ડૉલર ખર્ચ થશે. બીજા કોઇપણ દેશમાં આટલો બધો પૈસો ખર્ચાશે નહિ. જો કે હુકમત પણ ચલાવવામાં આવી હતી. નિયમના ભંગ કરનારને દેશનિકાલ કરવામાં આવતા હતા. આ બધા આંકડા જોતાં માલમ પડે છે કે શારીરિક નહિ પરંતુ નૈતિક અને માનસિક ઉન્નતિ પણ લોકોની કરવામાં આવી હતી. મોજમજાનાં સાધનો પણ તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ગરમ દેશના આરોગ્યસંરક્ષણમાટે ભવિષ્યની ઉંચી આશા આ બતાવે છે. સાદા અને ટુંકા ખર્ચે કોઇપણ ગરમ દેશનું આરોગ્ય રક્ષી શકાય. ગરમ પ્રદેશમાં આ બે રોગનું મૂળ કાઢવામાં આવે તો ઍંગ્લો-સેકસન જાત સમશીતોષ્ણપ્રદેશ કરતાં વધારે સારા આરોગ્યમાં રહી શકશે. બીજા બે ત્રણ સૈકામાં ઉષ્ણપ્રદેશમાં જ્યાં મહેનતનો બદલો ઘણો સારો મળે છે, તેમાં ગોરી ચામડીવાળા રહી શકશે અને અસલની માફક ધન, સુધારા અને વસ્તીનાં અગ્રસ્થાન ઉષ્ણ પ્રદેશમાં રહેશે, અને ભવિષ્યમાં વિષુવૃત્ત આગળ પણ ધોળી ચામડીવાળાં શારીરિક શ્રમ માટે પણ હરિફાઈ કરી શકશે અને બળ અને આરોગ્ય જાળવી શકશે.

## સંયોગિભૂમિ આગળનું જીવન.

પનામાના ૧૦ માઇલ પહોળા અને ૫૦ માઇલ લાંબા પ્રદેશમાં રાજ્યબંધારણ રચવાનું હતું. કાયદા બાંધવામાં આવ્યા હતા અને જજની કોરટો, પોલીસ, બંબાખાનું, મૂલકી ખાતું, આબકારી ખાતું, પોસ્ટઓફીસ, ઇંજનેર ખાતું અને હિસાબી ખાતું વગેરે સ્થાપવાનાં હતાં. ખોરાક પૂરો પાડવાનું કામ પણ કરવાનું હતું. બાંધકામના રસ્તાને ગામડાં વસાવવાનાં હતાં. ઓફીસો, દવાખાનાં, વીશીઓ, ચાહાની દુકાનો, રસોઇખાનાં, દુકાનો, વખારો વગેરે મળી ૨૦૦૦ મકાનો બાંધવાનાં હતાં અને ફ્રેન્ચો પાસેથી તો ૧૫૦૦ મકાનો મળેલાં હતાં.

દરરોજ ૯૦ ટન બરફ, ૧૪૦૦૦ટુપાઉં, ૨૪૦૦ બાખરા, ૨૫૦ આઇસ્ક્રીમનાં ગેલન, ૧૦૦૦ શેર કોફી અને ૭૫૦૦ કપડાના કકડા બનતાં હતાં. ગાર પાંચ બરફથી

ઠંડા રહેતા ડબાની રેલ્વેટ્રેનો માંસ, વનસ્પતિ અને ફળથી ભરાઇને દૂર દેશોથી આવતી હતી અને ખોરાકની ૧૬ ટ્રેનો સવારમાં ૪ાા વાગે આવતી હતી; અને તે વીશીવાળા અને હોટેલવાળા દિવસના ઉપયોગ માટે ખરીદતા હતા.

'એમ્પાયર' નામના ગામડાનું વર્ણન નીચેપ્રમાણે કરવામાં આવ્યું છે. તેમાં ૭,૧૫૨ રહેવાસીઓ છે; તેમાંના ૧,૭૫૭ ગોરા, ૩,૭૦૧ સીધીઓ, ૧,૫૬૯ મેસ્ટીઝો, ૧૦૧ ચીનાઓ અને ૨૪ ઇંડીઅનો છે. મોટા રસ્તાની ઉત્તરે અસલી ગામ છે. અહિં અમેરિકન સલુન, સ્પેનના લોકોની રૈસ્ટોરા, ચીનાઓની દુકાનો, ઇંડીઅનોની સારી સારી વસ્તુઓની દુકાનો અને સીધીઓની, દરજી અને મોચીઓની દુકાનો આવી રહેલી છે.

ગામના મધ્યભાગમાં ખોરાક પૂરો પાડનાર કોન્ટ્રાકટરનું રહેઠાણ છે. મજુરો કપડાં અને ખોરાક ખરીદવા અહિં આવે છે સ્ત્રીઓ પણ ખરીદી માટે સવારમાં અને પુરુષો સાંજના આવે છે. કોઇને દુઃખ પડતું નથી. માત્ર કુંવારાઓને દુઃખ હોય છે, પરંતુ તેમને માટે વીશીઓ, હોટેલો અને રેસ્ટોરા તૈયાર હોય છે.

૨૬ દેવળો અને ૧૫ પાદરીઓ ધર્મની લાગણી સંતોષવા રાખવામાં આવ્યા છે. ૧૪ બીજાં દેવળો ખાનગી હતાં પરંતુ તેમને સરકાર મદદ આપતી હતી.

જુગાર બંધ કરવામાં આવ્યો હતો. એક લખનાર લખે છે કે એ પ્રદેશનું વાતાવરણ અનીતિ માટે અનુકૂળ છે. કાવાદાવા, ચાંચીઆપણું, લૂંટ, ઘાતકીપણું અને ખુનરેજી સૈકાઓ થયાં અહિં માલુમ પડે છે. એ દેશ એવો છે કે ફુલને ગંધ હોતી નથી, પક્ષીઓને મધુર અવાજ હોતો નથી, પુરુષોને આત્માભિમાન હોતું નથી અને ઔરતોને શરમ હોતી નથી. આ બધી વાત અમેરિકાએ ખોટી પાડી હતી. નાશીપાસ થએલા લોકો જ આવાં ગપ્પાં ઉડાડતા હતા. સન ૧૯૦૫ ના ડિસેંબર માસમાં ૫,૦૦૦ મજુરો કામ કરતા હતા. સન ૧૯૦૬ માં ૨૪,૦૦૦; સન ૧૯૦૮ માં ૩૧,૦૦૦ અને ૧૯૧૦ માં ૫૦,૦૦૦ મજુરો હતા. મજુરોમાં $\frac{1}{6}$ ભાગ અમેરિકનો, $\frac{1}{6}$ યુરોપીઅનો, ને $\frac{4}{6}$ ભાગ સીધીઓનો હતો.

સીધીઓને કલાકની ૬ાા પેન્સ અને દિવસના આઠ કલાક કામ કરવાનું હતું; અને મફત મકાનને દવા આપવામાં આવતાં હતાં. દરરોજ ૧ શી. ૨$\frac{1}{2}$ પેન્સના દરે ખોરાક આપવામાં આવતો હતો. કારીગર, સુતાર, કડીઆ, લુહાર વિગેરે ૫૦૦૦ માણસો સીધીના હતા. તે લોકોને કલાકના ૮ પેન્સથી ૨૨ પેન્સ આપવામાં આવતા હતા.

યુરોપીઅનોને દિવસના આઠ કલાકના ૧-૬ ડોલર આપવામાં આવતા હતા અને મકાન મફત આપવામાં આવતું હતું. વધારે કામને માટે ઉપરામણ આપવામાં આવતું હતું. ત્રણ ભોજન માટે દરરોજ ૪૦ સેન્ટ લેવામાં આવતા હતા, આથી તેને દરરોજની ચોખ્ખી આવક ૧-૨૦ ડોલર એટલે અઠવાડીયામાં ૩૦ શીલીંગ કરતાં સહજ ઓછું મળતું હતું.

આ પ્રમાણે સારા પગાર ઉપરાંત સારું સામાજિક જીવન, કસરતશાળા, બિલિયર્ડના ઓરડાઓ, નાચપાર્ટીઓ અને દિવસના ત્રણ ભોજન સાથે અમેરિકનોને ઘણી સારી મજા પડી હતી અને તેથી લગભગ ૯૦૦૦ અમેરિકનો નોકરીમાં હતા.

જ્યારે નહેરનું કામ પૂર્ણ થઈ રહેશે ત્યારે માત્ર ૨૫૦૦ માણસની જરૂર પડશે.

## બાંધકામ.

ફ્રેન્ચ કંપનીએ ૮૧,૫૪૮,૦૦૦ ક્યુબિક ઇંચ ખોદી કાઢયું હતું. અમેરિકન લોકોને સાંચાકામ અને હથિયાર પણ આ કામ ઉપરાંત મળ્યાં હતાં. સાંચાકામ પણ સારી સ્થિતિમાં હતું. ચેગ્રીસનદીનો પ્રશ્ન મોટો હતો. આ નદીમાં ભરતીના વખતે તેની અર્ધી લંબાઈ ૧૦૦ માઇલ સુધી વહાણુ ચાલી શકતાં હતાં. આ નદીનાં પાણી બીજી ખાડીમાં વાળવાં પડે અથવા તો ગેમ્બોઆ આગળ મોટી પાળ બાંધી પાણી અટકાવવું પડે; કેટલુંક પાણી તો નહેરમાં જવા દેવાય; પરંતુ ચેગ્રિસનો ઉપયોગ કરવો પડશે અને સાથે સાથે જો ભરતીના પાણીની સપાટીવાળી નહેર બાંધવામાં આવે તો પાણીને અટકાવવું પણ પડે. નહેરમાં ઉપયોગમાં લેવાય તે પહેલાં ચોવીસ કલાકમાં ૩૫ા ફુટ પાણી વધી જાય એવાં આ નદીના પાણીને કાબુમાં રાખવાં પડે. આમ કારવાનો એક જ રસ્તો છે અને તે એ છે કે તેનાં પાણી એક મોટા કૃત્રિમ સરોવરમાં એકઠાં કરવાં પડે અને તેમાં પાણીનાં પ્રવાહ અને પૂરને યોગ્ય રીતે કાબુમાં રાખવાં પડે. જો કારીબીઅન સમુદ્ર આગળ એક મોટી પાળ બાંધવામાં આવે તો એમ બની શકે. જ્યારે અમેરિકનોએ સન ૧૯૦૬ માં ભરતીના પાણીની સપાટીએ નહેર બાંધવાનું નક્કી કર્યું ત્યારે ગટુન આગળ પાળ બાંધવાનું નક્કી કરવામાં આવ્યું. આ સૂચના એક ફ્રેન્ચ ઈજનેરે કરી. જો આ પાળ નિષ્ફળ નિવડે તો આખી યોજના નકામી થાય. મિસરમાં જે પાળ છે તે પથ્થરપર બાંધવામાં આવી છે અને તેનાપર પથ્થરનું કડીઆ કામ કરવામાં આવ્યું છે. આ ગટુનની પાળ ચેગ્રીસ નદીના રેતી અને કાદવપર બાંધવામાં આવી છે. એ પાળ કાદવ, માટી અને પથ્થરથી મજબૂત કરેલી હોવાથી એમાંથી પાણી જઈ શકતું નથી. કોઈ કોઈ જગાએ તો આ રેતીને કાદવ ૨૮૦ ફુટ સુધી ઉંડે ગએલાં છે.

એમ છતાં આ પાળ ભાર ખમી શકે એવી સ્થિતિમાં નથી. ભારે બાંધકામ થઈ શકે એમ નથી. રેતી કાદવ ધસી જાય એમ છે. એક મોટી માટીની પાળ બાંધવામાં આવી છે, જેથી ઉપરના બાંધકામનો ભાર વહેંચાઈ ગએલો હોવાથી પાળના પાયાપર બહુ જોર આવતું નથી. ઉભો ઢોળાવ કરવાથી પણ કામ સરે એમ હતું નહિ. કારણ કે મધ્યભાગના ભારથી માટી અને પથ્થર આગળ ધસી આવે અને બધું ચણતર બેસી જાય. ઉપર કહી તેવી માટીની પાળ ખીણની આરપાર દોઢ માઇલ પહોળી બાંધવાની જરૂર હતી. પાળનું તળીઉં ૨,૧૦૦ ફુટ પહોળું છે. પાણીની સપાટીએ ૩૯૮ ફુટ અને મથાળે ૧૦૦ ફુટ પહોળી છે. દરિયાના પાણીની સપાટીની ઉપર ૧૧૫ ફુટ છે. વજન ઓછું કરવાને છેલ્લી પહોળાઈ ૧૦૪ ફુટની રાખવામાં આવી છે.

પાળના મધ્યભાગમાં સરોવરની સપાટી જાળવવા વાસ્તે કાંક્રિટનાં ભીંત અને માળ રાખવામાં આવ્યા છે. તે રસ્તે વધારાનું પાણી ચેગ્રીસના અસલ પ્રવાહમાં જતું રહે છે. દરવાજા રાખી ચેગ્રીસના પાણીનો પ્રવેશ બંધ કર્યો છે. જ્યારે સરોવરમાં ખૂબ પાણી થઇ જાય ત્યારે આ દરવાજા મારફત પાણી ચેગ્રીસ નદીમાં કાઢી નાંખવામાં આવે છે. એક સેકન્ડમાં ૧૩૭,૦૦૦ ઘનફુટ પાણી આ દરવાજામાંથી બહાર જઇ શકે છે એક સેકન્ડમાં ૩૫ ફુટની ઝડપે પાણી બહાર નીકળે છે. સહિસલામતી માટે મોટાં ગટનનાં તાળાંના જમીનની અંદરના રસ્તા ઉઘાડી નાંખવામાં આવે છે અને તેથી એક સેકન્ડમાં ૧૭૦,૦૦૦ ઘનફુટ પાણી કાઢી નખાય છે. પાણી જોઇએ તેના કરતાં વધુ

થઈ જશે એવી ધાસ્તી હવે મુદ્દલે રહેતી નથી, પણ પાણી ઓછું થઇ જશે એવી ધાસ્તી રહે છે. સાધારણ દરિયાની સપાટીની ઉપર ૮૫ ફુટે સરોવરના પાણીની સપાટી રાખવામાં આવે છે. સરોવર ૧૬૪ ચોરસ માઇલ છે. એક અમેરિકન સભાસદે પાળ જોઇને નહેરના મુખ્ય એન્જીનીઅર કર્નલ ગીથલને પૂછ્યું કે આટલી સરખી પાળ ગટન સરોવરના આટલા બધા પાણીને શી રીતે અટકાવી શકશે ? એન્જીનીઅરે સમજાવ્યું કે પાણીનું દબાણ તેની ઉંચાઇથી માલમ પડે છે, તેના જથાથી માલમ પડતું નથી. બીજો સભાસદ હાજર હતો તેણે વધારામાં કહ્યું કે જો એમ ના હોય તો આ ઍટલાંટિક મહાસાગરનાં પાણી હોલાંડની પાળ કેવી રીતે અટકાવી શકે છે ?

ગટનની પાળને બે કામ કરવાનાં છે. ૮૫ ફુટ પાણીની સામે ટકવાનું છે, અને એવી રીતે પાણી પૂરી દેવાનું છે કે ખીણમાં પાણી ઝરીને જાય નહિ. એન્જીનીઅરોની ખાત્રી છે કે આ બંને કામ થઇ શકશે. બાંધકામની બંને બાજુએ મોટી ખડકના કકડાઓની બે મોટી ભીંતો બાંધવામાં આવી છે. જોઇતી ચીજો એ જગ્યાએથી અને ૨૬ માઇલ દૂર મીન્ડી આગળથી મળી હતી. એ બે ભીંતો વચ્ચેની જમીન કાંપ અને કાદવથી પૂરી દેવામાં આવી છે, અને ચેગ્રીસની ખીણમાંથી પાણી નળવાટે લાવવામાં આવે છે. વધારાનું પાણી નળવાટે કાઢી નાંખવામાં આવે છે. આ પ્રમાણે સખત થએલી માટીને મજબૂત કરવામાં આવે છે, અને હવાના દબાણથી વધારે સખત કરવામાં આવે છે. આ પ્રમાણે સખત કરેલી જમીનમાંથી પાણી ઝરી જતું નથી.

હાલ તો તે સ્વાભાવિક જમીન થઇ રહી છે. પરંતુ ૨૧,૧૪૫,૭૩૧ ઘનયાર્ડ માટી, કાદવ વગેરે વપરાયાં છે. અર્ધી દુનિયાની આસપાસ ફરી વળે એવી ત્રણ ફુટ જાડી અને ત્રણ ફુટ ઉંચી દિવાલ બંધાય એટલી ચીજો વપરાઇ છે. ૨૨૫,૮૪૫ ઘનયાર્ડ કાંક્રિટ વપરાઇ છે.

કર્નલ ગીથલે એ ઉપરાંત ખીણની આસપાસ ત્રેવડી માંહોમાંહિના દરવાજાવાળી લોઢાની પાળ સજડ કરી હતી અને ૧૩૫ ફુટ ઉંચી પાળ લઇ જવાનું નક્કી કર્યું હતું. છતાં પણ આ કામ ધસી પડયું એવો તાર કરવામાં આવ્યો કે જેથી પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે નવા ચુંટાયલા પ્રેસીડન્ટ ટેફ્ટ સાથે એક ઇંજનેરોનું કમીશન મોકલ્યું. પરિણામ જૂદું જ આવ્યો. ઇંજીનીઅરોએ લખ્યું કે પાળ બહુ ઉંચી બંધાઇ છે અને લોઢાની દિવાલની જરૂર નથી.

ગટન આગળ આ પ્રમાણે ચેગ્રીસ નદી બંધ કરવાથી સરોવરનાં પાણી ૧૬૪ ચોરસ માઇલ ઉપર ફરી વળ્યાં હતાં.

ચેગ્રીસની સાથે ત્રિનિદાદ અને બીજી નદીઓ પણ બંધ થઇ છે. આથી અસલનાં ગામડાં અને નાનાં શહેરો ગટનનાં પાણી નીચે આવી ગયાં છે. નહેરને પાણી પુરું પાડવાને વાસ્તે જ આ સરોવરની યોજના છે. દરરોજ ૫૮ વહાણ આમાંથી પસાર થશે.

૬

## ક્યુલેબ્રાનો ભાગ.

પાસિફિક મહાસાગરની બાજુ તરફ એક મોટું કામ થયું છે, અને તે ક્યુલેબ્રાનો ભાગ ગણાય છે. મી. બ્રાઇસ નામનો એક ગ્રંથકર્તા લખે છે કે કોઇ પણ કામ માટે પૃથ્વીઉપર આટલી બધી મહેનત, આટલું બધું જ્ઞાન અને વિજ્ઞાન અને આટલી બધી બુદ્ધિ ઉપયોગમાં લેવામાં આવ્યાં નહતાં. નહેરનું તળીઉં દરિયાની સપાટીથી ૪૦ ફુટ ઊંચું છે. નહેરના મધ્યભાગ ઉપર જમીનની અસલ સપાટીથી સૌથી વધારે ઉંચુ શિખર, દરિયાની સપાટીથી ૩૧૨ ફુટ ઊંચું છે, અને તેથી કરીને આ ભાગ ઉપર ૨૭૨ ફુટ ખોદવાનું છે. નહેરની પાસે 'ગોલ્ડહીલ' એટલે સોનાની ટેકરી સમુદ્રની સપાટીથી ૫૩૪ ફુટ ઉંચી છે, અને આ ટેકરીને મથાળેથી એક નવો વધારે ઉભો ઢોળાવ કરવાનો છે. દરિયાની સપાટીથી ૮૫ ફુટ ઉંચું પાણી છે અને ટેકરીના મથાળાથી ૨૨૭ ફુટ નીચું છે. ભરતીની સપાટીવાળી નહેરથી ૮૫ ફુટ વધુ ઉંડુ ખોદવું પડે અને પહોળાઇ વધુ રાખવી પડે.

ફ્રેંચોના સાધનો અહીં કામમાં સારી રીતે આવ્યાં હતાં. ફ્રેંચ કંપનીએ ૧૮,૬૪૬,૦૦૦ ઘનયાર્ડ માટીનો આશરો કાઢયો હતો. તેણે મથાળેથી ૧૫૨ ફુટ ઉંડુ ખોદયું હતું, અને સોનેરી ટેકરી આગળ તેણે ૩૭૪ ફુટ ઉંડું ખોદયું હતું. કેટલાક માણસો કહે છે કે ફ્રેંચોએ પનામા આગળ વખત અને સાધનોનો દુરૂપયોગ કર્યો હતો તેમને આ વાત યાદ રાખવા જેવી છે. નહેરના તળીઆની પહોળાઇ ફ્રેંચ ઇંજિનેરોએ ૭૪ ફુટની રાખી હતી, અને અમેરિકાના ઇંજનેરોએ ૩૦૦ ફુટ રાખી હતી.

બસો માઇલ રેલ્વે જુદી જુદી સપાટીએ બાંધી હતી. હજારો માણસ હિંમતથી કામ કરતા હતા. ખડકને દારૂગોળો ભડાકા સાથે ફાડી નાંખતો હતો. મોટા મોટા લોઢાના પાવડા વરાળથી માટી ખોદી કાઢી ગાડાંમાં નાંખતા હતા. ઝુલતી બાજુઓવાળાં ગાડાં રેલ્વેમાં વપરાતાં હતાં. અને તે બાજુઓનો પ્લેટફૉર્મ બનતો હતો. રેલ્વેના પાછલા ભાગમાં એક હળ રાખવામાં આવતું હતું અને તે ટ્રેનના આગલા ભાગમાં એક ખાસ ગાડીમાં રાખેલા પડઘમ સાથે બાંધેલા તારના દોરડાથી ખેંચી શકાતું હતું. ખાલી કરવાની જગ્યાએ પડઘમ ચલાવવામાં આવતું હતું તેથી હળ આગળ ચાલતું હતું અને સાત મીનીટમાં ૧૬ ગાડીઓનો કચરો સાફ થતો હતો. રેલ્વેના પાટા બદલવાનો એક સંચો રાખ્યો હતો. કચરો નાંખવા રેલ્વેના રસ્તા બદલવા માટે એક મોટું જબરૂં એન્જીન અદ્ધર જમીનથી ઉંચે પાટાને ઉંચકી બાજુએ ત્રણથી નવ ફુટ સુધી મૂકી શકતું હતું.

વધુમાં વધુ ઝડપથી ચાલતી મેલટ્રેનના જેટલી સગવડ આ આગગાડીને આપવામાં આવતી હતી. ત્રણ ત્રણ મિનિટે તેઓ દોડતી હતી. જરા વાર લાગે તો મોટા વરાળથી ચાલતા પાવડાને લીધે પર્વતની બાજુએ માટી અને ખડકનો મોટો જંગી ઢગલો થઇ જતો હતો. વિલંબ લાગે તો ટેલીફોનથી ખબર આપવામાં આવતી હતી અને અડચણો એકદમ દૂર કરવામાં આવતી હતી.

ખોદીને તૈયાર કરેલી નહેરમાં બાજુએથી માટી અને પથરા ઘસડાઇ આવી રસ્તો પૂરી દેશે એવી મોટી ધાસ્તી હતી. કર્નલ ગીથલ કહે છે, કે સન ૧૯૦૯ માં ૧૪,૩૨૫,૮૭૬

ધનયાર્ડ માટી ખોદી કાઢવામાં આવી હતી, તેમાં ૮૮૪,૫૩૦ ધનયાર્ડ એટલે ૬ ટકા માટી ધસી આવેલી હતી. સન ૧૯૧૦ માં ૧૪,૯૨૧,૭૫૦ ધનયાર્ડ માટી ખોદી કાઢવામાં આવી હતી, તેમાં ૨,૬૪૯,૦૦૦ એટલે ૧૮ ટકા માટી ધસી આવેલી હતી.

આ અડચણોથી નહેરના કામને ખલેલ પહોંચી પૂરી થતાં વાર લાગે. પણ મહાન્ વિચારવાળી અને કરકસરીઆ યોજનાને લીધે એવું કશું થયું નહિ. શરૂઆતમાં એન્જીનીઅરોએ અડસટ્ટો કાઢ્યો હતો કે ૧૦ કરોડ ધનયાર્ડ માટી કાઢવી પડશે અને તે કામ માટે નવ વર્ષ લાગશે. આ અડસટ્ટો ઓછો માલુમ પડ્યો, પરંતુ બધું મળી ૨૦ કરોડ ધનયાર્ડ માટી કાઢવી પડી. આ બધું કામ ૭ વર્ષમાં પૂરૂં થયું, એ અમેરિકાના લોકોની હુશિયારી બતાવે છે.

એપ્રિલ ૧૯૧૨ સુધીના પાંચ વર્ષમાં ૧૬૦ લાખ ધનયાર્ડ કચરો કાઢવામાં આવ્યો છે. સામાન્ય શહેર જેટલા પાયા સાથે ઉંચોને ઉંચો આ પદાર્થનો ઢગલો કરવામાં આવે તો ૬ માઇલ ઉંચો થાય અને એ પ્રમાણે ઉંચામાં ઉંચું પર્વતનું શિખર એવરેસ્ટ ૫ માઇલ છે તેના કરતાં એ એક માઇલ વધુ ઉંચું થાય. નહેરઉપર જે ગાડીઓમાં કચરો લેઇ જવામાં આવતો હતો તેવી ગાડીઓને ગાડીઓ ભરી રાખવામાં આવે તો પૃથ્વીની આસપાસ અઢી વખત ફરી વળે અને તેમને ચલાવવાને ન્યુયોર્કથી સાન્ફ્રાન્સીસ્કો સુધી એન્જીનોની હાર કરવી પડે. ૯૦ ટકા કચરો વધુ કાઢવો પડ્યો પણ ૩૦ ટકા જ વખત વધુ લાગ્યો. ખર્ચ તેટલો ને તેટલો જ થયો. ખર્ચનો અંદાજ સન ૧૯૦૮ માં ૩૭૫ લાખ ડોલરનો બાંધવામાં આવ્યો હતો. વધુ ખોદકામ છતાં નવી પાળ તથા પાણીનું બાંધકામ કરવા માટે પુરતો પૈસો રહ્યો છે. કયુલેબ્રા આગળ કું ખર્ચ ઓછો થયો છે. આ પ્રમાણે દુનિયામાં મોટામાં મોટું કામ પુરૂં કરવામાં આવ્યું છે.

( અપૂર્ણ. )

---

## प्रसंगानुरूपम्.

——ચાલુ અંકમાં "વર્તમાન અને આગામિ વર્ષ અને આપણું કર્તવ્ય" એ વિષયમાં અમે જણાવવાયોગ્ય સ્વલ્પમાં જણાવી દીધું છે, કારણ, કે બે માસ પછી પ્રાતઃકાલનું તેરમું વર્ષ ઈશ્વિરકૃપાએ પૂર્ણ થશે.

—— આ અંકમાં "અભિમન્યુ વત્સલા" નામની મનોહર વાર્તા પૂર્ણ થઇ છે. નવા વર્ષમાં આથી પણ અધિક મનોહર અને બોધક વાર્તા, તથા અન્ય ઉત્કૃષ્ટતર નવિન વિષયો પ્રસિદ્ધ કરવામાં આવશે. તોપણ જે એક નવિન વિષય અમે નવિન વર્ષમાં પ્રસિદ્ધ કરવાના હતા તે ભાદ્રપદથી જ અમે શરૂ કરીશું, કે જેથી તેની ઉત્કૃષ્ટતા વાચકના લક્ષમાં આવી શકે. નવિન વર્ષમાં પ્રાતઃકાલ ૪૮ પૃષ્ઠનું થનાર છે, જેથી તે ગુજરાતીમાં એક અગ્રગણ્ય માસિક ઈશ્વિરકૃપાએ થઇ રહેશે. તમે નવા વર્ષનો પ્રથમ અંક જોશો, તો આ વાર્તાની તમારી ખાત્રી થયાશિવાય તથા તમને અધિક સંતોષ થયાવિના નહિ જ રહે.

——નવા વર્ષનો ઉપહાર ચાલુ અંકના છેલ્લા પૃષ્ઠમાં જણાવ્યાપ્રમાણે "आपणी आध्यात्मिक उन्नतिनुं प्रथम प्रगथीयुं" વર્ષના આરંભમાં જ તૈયાર થઇ રહેશે, જે વાચકોને તેમના મનુષ્યજીવનમાં અત્યંત ઉપયોગી થશે. નવા વર્ષથી આપણી આધ્યાત્મિક ઉન્નતિ કરવાને માટે શું શું કરવાની જરૂર છે તે પ્રસંગે પ્રસંગે જણાવવામાં આવશે. આવિના બીજાં બે પુસ્તકો પણ નવિન વર્ષમાં ગ્રાહકોને ઉપહાર તરીકે મળનાર છે; અર્થાત્ કુલ ત્રણ પુસ્તકો નવિન વર્ષના ઉપહારતરીકે મળી શકશે.

——'પનામાની નહેર' નો વિષય પણ બનતાસુધી વર્તમાનવર્ષમાં જ થઇ શકે તો પૂરો કરી દેવાનો વિચાર છે. તેમ નહિ થઇ શકે તો નવિન વર્ષમાં એક બે અંકમાં જ તેને પૂર્ણ કરી દેવાશે એ વિચારથી જ તેના થોડાં અધિક પૃષ્ઠ ચાલુ અંકથી આપવામાં આવશે.

——૧૯૭૦ ના ભાદ્રપદના અંકમાં "શું નિરાવરણ દૃષ્ટિ જગતમાં સંભવિત છે?", એ વિષયમાં નિરાવરણ દૃષ્ટિસંપન્ન મહાકાલના પૂજ્ય તંત્રીશ્રી જણાવી ગયા છે તે પ્રમાણે હિંદુસ્તાનને લડાઇ, દુષ્કાળ વગેરેને લીધે અત્યંત વિકટ સ્થિતિમાંથી પસાર થવાનો સમય આવ્યો છે. પરંતુ તેથી બુદ્ધિમાને ગભરાવાનું, કે ચિંતા કરવાનું જ કંઇ જ પ્રયોજન નથી. આ સંબંધમાં આપણું શું કર્તવ્ય છે તે તે આ અંકમાં જ અમે "વર્તમાન અને આગામિ વર્ષ અને આપણું કર્તવ્ય," એ વિષયમાં સ્પષ્ટ કરેલું છે. જેથી તે વિષયપ્રતિ અમે વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

---

# વર્તમાન અને આગામિ વર્ષ અને આપણું કર્તવ્ય.





બે મહિના પછી આ વર્ષ પૂરું થશે અને નવિન વર્ષનો પ્રારંભ થશે. મનુષ્યને જે જે કંઈ પ્રાપ્તવ્ય હોય છે તે તેને કંઈ તરત જ પ્રાપ્ત થઈ જતું નથી, પણ તેને માટે કેટલોક સમય જાય છે. અને આ પ્રમાણે પ્રાપ્તવ્યની જેટલા અંશમાં એક વર્ષમાં સિદ્ધિ થાય છે, તેથી બાકી રહેલા અંશની સિદ્ધિ તેને નવિન વર્ષમાં થશે, એમ તે ઇચ્છે છે. અને આ પ્રમાણે આશાતંતુથી બંધાએલા જીવો આ જગતમાં જીવનને ગાળે છે. નવિન વર્ષમાં ઇચ્છાપ્રમાણે અર્થસિદ્ધિની સઉ કોઈ આશા રાખે છે પણ તે પ્રમાણે સઉ કોઈના અર્થ તે પ્રમાણે સિદ્ધ થતા નથી, એટલું જ નહિ પણ પ્રસંગે લાભ ધાર્યો હોય છે અને હાનિ પણ થાય છે; અને આ પ્રમાણે જેમને લાભ થયો હોય છે તે અધિક લાભની, અને જેમને હાનિ થઈ હોય છે તે લાભની નવિન વર્ષમાં આશા રાખે છે, અને આ પ્રમાણે આશાના અવલંબનવડે જીવો જાણે જગતમાં જીવતા કેમ ન હોય તેમ જણાય છે. જીવોમાંથી આશાને લેઈ લો, અને તેમનું જીવન લેઇ લીધાજેવી જ તેમના ઉપર અસર થશે. આ પ્રમાણે વ્યાવહારિક મનુષ્યનું આશા એ જીવન જોવામાં આવે છે. પારમાર્થિક મનુષ્યને ભલે નિરાશી થવાનું હશે, પરંતુ વ્યાવહારિક મનુષ્યને તો પદે પદે આશાની જરૂર પડે છે, અને તે જ તેને હિતજનક અને સુખજનક જણાય છે.

આ જ નિયમે આપણે પણ આ વર્ષમાં આપણો વ્યવહાર અધિક ફળપ્રદ થઈ રહે એવી આશા રાખી હતી, પણ તે નિરર્થક થઇ છે. આપણા દેશમાં વર્તમાન વર્ષમાં કે જે હવે ભૂતકાળમાં પ્રવેશવાની તૈયારીમાં છે, તેમાં વ્યાપારની અસાધારણ અને પૂર્વે કદી પણ નહિ સહન કરી હોય તેવી હાનિ સહન કરી છે. આપણને આ વર્ષમાં એ ઘણી સારી રીતે સ્પષ્ટ થયું છે, કે બીજા દેશોઉપર આધાર રાખવાથી આપણી કેવી દુર્દશા થાય છે. તેમાં આપણે તો બે પ્રકારે બીજા દેશોઉપર આધાર રાખીએ છીએ. એક તો આપણે બીજા દેશોથી આવતા માલઉપર જીવીએ છીએ. જીવીએ છીએ, એ શબ્દ કદાચ કોઇને ભારેલાગતો હોય તો આપણે આપણો ઘણોખરો વ્યવહાર તેનાઉપર ચલાવીએ છીએ, એમ કહીશું અને તેની સાથે બીજા દેશોમાં આપણે ત્યાં ઉત્પન્ન થતી કાચી ધાતુ અનાજ વગેરે મોકલીને પણ આપણું વ્યાપારી તરીકેનું જીવન ચલાવીએ છીએ. પણ વર્તમાન વર્ષમાં યૂરોપમાં જાગેલા ભીષણ યુદ્ધને લીધે આપણાં આ બન્ને દ્વાર અટકી ગયાજેવું થયું છે, અને તેથી આપણી વ્યાપારની ઇમારત કડડડ ભુસ કરતી નીચે બેઠેલી જણાય છે.

અનેક વ્યાપારીઓ, અને વ્યાપારીઓને ત્યાં નોકરતરીકે રહેતા મનુષ્યો આ વર્ષમાં હાથ જોડીને બેઠા છે, અને હજી બેસતા જાય છે. આવા મનુષ્યો લડાઇને પોતાના નિર્વાહનું સાધન બંધન થવાથી અત્યંત વખોડી કાઢે છે, અને તે સત્વર બંધ થાય તો સારૂં એમ ઇચ્છે છે, કે જેથી તેમનો વ્યાપારરોજગાર પુનઃ ધમધોકાર ચાલે.

યોગ્ય સમયે લડાઇ બંધ થશે જ, અને ત્યારે પૂર્વવત્ આપણો પરદેશસાથેનો વ્યા-

પાર પાછો શરૂ પણ થશે, પરંતુ તેથી આપણા દેશને કાંઇ અધિક લાભ છે, એમ સમજવું નહિ. લડાઇ પછી જે વ્યાપારની પ્રવૃત્તિ શરૂ થતી જણાશે, તે આગળ ઉપર દેશની વધારે દરીદ્રી અને વ્યાપાર ઉદ્યોગરહિત સ્થિતિ થવામાટે જ છે, એમ સમજવું. હાલમાં આપણને હાથપગ જોડીને બેસી રહેવાનો સમય આવ્યો છે, તેનું બીજું કંઇ જ કારણ નથી, પણ આપણે બીજા દેશોઉપર ઘણો જ આધાર રાખતા થઇ ગયા છીએ. સ્વાશ્રય એ જ સુખનું મૂળ છે, અને પરાશ્રય અથવા પરાધીનપણું એ દુઃખનું મૂળ છે. આજસુધી આપણે આ દુઃખજનક પરાશ્રયને સેવ્યો છે તો આપણને દુઃખ આવે તો તેમાં કંઇ નવાઇ છે શું ?

સ્વાશ્રયી થવાનો આવો બોધજનક પ્રસંગ બીજો એક પણ હિંદુસ્તાનને મળનાર નથી. જો તે આ વખતે સાવધાન થઇને સ્વાશ્રયી નહિ થાય, અને પરાશ્રયી જ રહેશે તો હજી પણ ભાવિમાં તેની દુર્દશા છે, એ નિશ્ચય સમજવું. ભાવિમાં હજી પણ આપણા દેશની દુર્દશા થનાર છે, અને જ્યાંસુધી આપણે પરાશ્રયને નહિ ત્યજીએ ત્યાંસુધી આપણને આવા પ્રસંગો આવ્યા જ કરશે. તેથી આ પ્રસંગે એ જ બોધ લેવાનો છે, કે આપણે બીજા દેશોઉપર આધાર રાખવો છોડી દેવો. તેમ કરવાથી આરંભમાં આપણી સ્થિતિ કંઇક દરીદ્ર થતી હોય તેમ જણાશે, પણ સમય જતાં આપણને તે શ્રીમાન્ જ કરશે. અને આ પ્રસંગે જો આપણે બોધ નહિ લેઇએ, તો પુનઃ આવો સમય આવશે જ. કારણ, કે દુઃખ એ કોઇ પણ ભૂલનો પરિણામ છે, અને મનુષ્ય જ્યાંસુધી ભૂલ કરે છે ત્યાંસુધી તેને દુઃખ આવ્યાં જ કરે છે, પછી તે જાણીને ભૂલ કરતો હોય, કે અજાણથી કરતો હોય.

જો આપણે થોડાં જ વર્ષ પૂર્વની આપણા દેશની સ્થિતિપ્રતિ દૃષ્ટિ કરીશું તો તે સ્થિતિમાં અને આજની સ્થિતિમાં મહદ્ અંતર આપણને જણાશે જ. પૂર્વે નિશાળના માસ્તરને બાબાશાઇ છ સાત રૂપૈયા મળતા હતા, છતાં તેટલામાં તે સુખપૂર્વક પોતાનો નિર્વાહ કરતા હતા. છ સાત રૂપૈયામાં પૂર્વે આવા માણસો પોતાના કુટુંબનું પોષણ કરતા, ઘેર ન્યાતવરાનો પ્રસંગ આવે તો તે ઉપર ધીથી કરતા અને તે છતાં મરી જાય ત્યારે તેમની પાસેથી બે પૈસા બચાવેલા નીકળતા. એક રાંડીરાંડ રેંટીઓ કાંતીને મહિને ત્રણચાર રૂપૈયા પેદા કરતી હતી, તે પણ શાંતિથી પોતાનો નિર્વાહ કરતી હતી, અને તેની સાથે તે જ્યારે મરી જતી ત્યારે તેની પાછળ તેનું કાર્ય થઇ શકે તેટલા, કે તેથી પણ વધારે પૈસા તેની પાસેથી નીકળતા હતા.

આજે પચીશ ત્રીશ રૂપૈયા પગાર મળતો હોય તેવા કોઇ મનુષ્યને પૂછીશું, કે ભાઇ તમારો નિર્વાહ તો ઉત્તમ પ્રકારે થાય છે ને ? તો તે અનેક અસંતોષના અને પૈસાની ભીડના ઉદ્‌ગારો કાઢશે જ. તે કહેશે, કે પચીશ ત્રીશ રૂપૈયામાં અમારે ખાવું શું, છોકરાંને ભણાવવાં હોય તેના પૈસા ક્યાંથી લાવવા, અને કોઇ ન્યાતવરાનો પ્રસંગ આવે તો તે ક્યાંથી કરવો ? પચીશ રૂપૈયામાં તો અમારૂં પરાણે પૂરૂં થઇ રહે છે. દોઢશેર પોણાબશેરનું ઘી, ચાર રૂપૈયે મણના ઘઉં, ત્રણ ચાર રૂપૈયે મણ ચોખા, રૂપૈયાનાં ચાર મણનાં લાકડાં, ઘરનું ભાડું, એ વગેરે ખરચ પચીશ રૂપૈયામાં કેવી રીતે કાઢવું ? આ પ્રમાણે પચીશ ત્રીશ રૂપૈયા કમાનાર માણસ જ્યારે પૈસાની ભીડના ઉદ્‌ગારો કાઢે છે, તો આઠદશ, કે છસાત રૂપૈયા કમાનારની શી દશા હશે, તેનો વાચક જ વિચાર કરી લેશે.

હિંદુસ્તાનમાં પૂર્વે પાંચ છ રૂપૈયામાં આનંદથી મનુષ્યો નિર્વાહ કરી શકતાં હતાં, અને નિવૃત્તિથી પોતાનું જીવન ગાળી શકતાં હતાં, તેને ઠેકાણે આજે પચીસ ત્રીસ રૂપૈયામાં પણ મનુષ્યો પોતાનો નિર્વાહ કરી શકતાં નથી તથા શાંતિથી રહી શકતાં નથી, એ કેવી વિપરીત સ્થિતિ ! આ જગતમાં ઈશ્વર નિર્વાહની વસ્તુઓ, જેવી, કે હવા જલ, અન્ન, લાકડાં, વગેરે અનંત પ્રમાણમાં ઉત્પન્ન કરે છે છતાં મનુષ્યને ભુખે મરવું પડે છે; એ કેટલું આશ્ચર્યજનક છે અને કેટલું દુઃખદ છે ! ! હું શું ખાઉં અને શું પહેરું, એ પ્રશ્ન ભલે આ દેશની પ્રજાઉપર બીજા અનેક જુલમ ગુજર્યા હશે, પણ કદી પણ આ દેશની પ્રજાને પૂર્વે થયો નથી, અને આજે આ મહાસંકટને આપનાર, પ્રજાનું આરોગ્ય અને આયુષ્ ચૂસી લેનાર દુઃખદ પ્રશ્ન એક બેને નહિ પણ પ્રજાના મોટા ભાગને થયો છે, એ સામાન્ય શોચનીય તથા સામાન્ય દુઃખપ્રદ નથી જ ! અને આ સ્થિતિ જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે તો એ વિચાર આવ્યાવિના નથી જ રહેતો, કે પૂર્વે આપણો દેશ અધિક સુખી હતો જ.

આ સંબંધમાં આર્થિક દૃષ્ટિથી વિચાર કરનાર અનેક કારણો જણાવે છે, કે જે કારણો પ્રજાના મોટા ભાગના મગજમાં ઉતરે તેવાં હોતાં નથી. તેથી તેવાં કારણોને આપણે અત્ર જણાવતા નથી, અને તે જણાવવાનું અત્ર પ્રયોજન પણ નથી. માત્ર એક બે મુખ્ય કારણ, કે જે આપણી પ્રજાની દુર્દશા કરનાર અમને જણાય છે તે જ અત્ર અમે જણાવીએ છીએ, પછી આ કારણો અન્યને સંમત હોય, કે ન હોય.

આપણા દેશમાં કંઈ અનાજ એટલું બધું ઓછું પાકતું નથી, કે જેથી આ પ્રમાણે પ્રજાને ભુખે મરવું પડે; પરંતુ તેને ભુખે મરવું પડે છે તેનું કારણ એ છે, કે પરદેશ ઘણા મોટા જથામાં અનાજ ચઢી જાય છે.

આ પ્રમાણે પરદેશ ખાતે ઘણા મોટા જથામાં અનાજ ચઢે છે તેથી હિંદુસ્તાનને લાભ છે, એમ અર્થશાસ્ત્ર ( Political Economy ) નો અભ્યાસ કરનાર કહે છે. કારણ, તેના બદલામાં તેને અનેક ઉપયોગી વસ્તુઓ મળે છે, અને તે પ્રમાણે જો ન થાય તો હિંદુસ્તાનને ઘણી અડચણ પડે.

જ્યારથી બીજા દેશોસાથે હિંદુસ્તાન સંબંધમાં આવ્યું છે ત્યારથી તેનો ઘણો આધાર પરદેશી વસ્તુઓ ઉપર રહે છે, એ વાતો ખરી છે, અને તેથી જો એકદમ આ પરસ્પર રૂપે લે થતી અટકી જાય તો હિંદુસ્તાનને ઘણી અડચણ પડે તે પણ ખરું છે. તોપણ એટલું તો સત્ય જ છે, કે જે અડચણ તેને આજે પડે છે, અથાત્ જે અડચણ આજે તેને આ નિર્વાહના સંબંધમાં પડે છે તેવી અડચણ તો નહિ જ પડે. પૂર્વે જ્યારે પરદેશથી અનેક વસ્તુઓ આ દેશમાં આવતી ન હતી ત્યારે શું હિંદુસ્તાનનો નિર્વાહ નહતો થતો ? તે વખતે હિંદુસ્તાનમાં પરદેશીય દીવાવિના તદન અંધાર રહેતું હતું, અને લોકોનો વ્યવહાર અટકી પડતો હતો ? શું તે વખતે પરદેશીય દવાવિના આ દેશના લોકો મરી જતા હતા ? શું પરદેશીય કાપડવિના આ દેશના લોકો તે વખતે ઉઘાડા નગ્ન સ્થિતિમાં રહેતા હતા ? શું તે વખતે આગગાડીવિના આ દેશનાં લોકો એક સ્થાનેથી બીજે સ્થાને નહિ જઈ શકતા ? અને આ જ પ્રમાણે બીજી અનેક પરદેશીય વસ્તુઓવિના શું હિંદુસ્તાનના અનેક વ્યાપારો અર્થાત્ કામો અટકી પડતાં હતાં ?

કોણ કહી શકશે, કે તે વખતે હિંદુસ્તાનના મનુષ્યોનો નિર્વાહ અનેક બાબતમાં તે સમયે નહોતો થતો ? ઉલટું પરદેશીય વસ્તુઓ ઉપર આધાર રાખવાથી જ આપણા દેશની દુર્દશા થએલી છે, અને હજી વધારે થનાર છે.

આપણે જેનાઉપર આપણા જીવનનો. અને આપણા આયુષ્યનો આધાર છે તેવી વસ્તુઓ આપીને તેને બદલે આપણે મોજમજાની ( luxurey ) વસ્તુઓ જ લેઇએ છીએ, અને આપણે હાથે જ આપણી દુર્દશા કરીએ છીએ. મોજમજાની વસ્તુઓવિના મનુષ્ય ચલાવી શકે છે, પણ અનાજવિના તે નથી ચલાવી શકતો. પરંતુ જેની આપણા જીવનમાં પ્રથમ અગત્ય છે તે વસ્તુઓ આપણે આપીને તેને બદલે જેની ગૌણ અગત્ય છે અથવા જેના વિના ચલાવી શકાય છે તેવી વસ્તુઓ આપણે ખરીદ કરીએ છીએ, અને તે જ આપણા ભુખમરાનું પ્રધાન કારણ છે.

વળી આપણા દેશમાં પૂર્વે નહતાં તેવાં યંત્રો ( machinery ) દાખલ થવાથી પણ આપણને ઘણી હાનિ થએલી છે, અને આપણી પ્રજા ગરીબ તથા ઉદ્યોગવિનાની થતી ગઇ છે, અને હજી થતી જાય છે. આ સંબંધમાં પણ પાશ્ચાત્ય દૃષ્ટિએ જોનાર, એમ જ કહે છે, કે આપણા દેશમાં યંત્રો દાખલ થવાથી આપણને ઘણા લાભ થયા છે તથા આપણે જંગલી સ્થિતિમાંથી ઉપર ચઢ્યા છીએ અને સુધર્યા છીએ. આ સંબંધમાં બેચાર પૃષ્ઠના વિષયમાં ચર્ચા થઇ શકે તેમ નથી, જેથી તેની ચર્ચા અમે આગળઉપર એક બે કે તેથી પણ અધિક સ્વતંત્ર પુસ્તકમાં કરનાર છીએ. હાલમાં અમારે આ વિષયમાં જે જણાવવાનું છે, તે આ નથી, પણ અન્ય છે; અને તેથી અગે તે જ જણાવીએ છીએ.

વર્તમાન વર્ષમાં લડાઇને લીધે આપણા દેશના ઘણા વ્યાપાર મંદ પડી ગયા છે, અને આપણને ઘણી હાનિ થએલી છે, અને અનેક મનુષ્યોને શું ખાવું અને શું પીવું તેવો દુઃખદ પ્રશ્ન થએલો છે. તેમ છતાં આ વર્ષમાં ઈશ્વરાનુગ્રહથી એટલું ઠીક હતું, કે વર્ષાદ સારો થવાથી અન્ન, ઘી, દુધ વગેરે કંઇક સસ્તું પ્રજાને મળી શકતું હતું. જો. કે ઘણા પ્રમાણમાં ઘઉં વગેરે અનાજ બીજા દેશોમાં ચઢી જતું હોવાથી આપણને જેટલું સસ્તું મળવું જોઇએ તેટલું સસ્તું તો અનાજ નથી જ મળ્યું તોપણ કંઈપણ પ્રમાણમાં ઠીક સસ્તું મળ્યું છે. વળી મોટો લાભ તો એ હતો કે વર્ષાદ સારો થવાથી ખેડુતો તથા ઢોર જીવતાં રહ્યાં હતાં.

પણ આવતું વર્ષ આથી પણ ખરાબ નીવડવાનાં ચિહ્નો પ્રકટ થઈ ચૂક્યાં જણાય છે. પણે ઠેકાણે આ વર્ષે વર્ષાદ પડ્યો નથી અને તેથી દુકાળ પડવાનો પૂરો સંભવ છે. વળી તેની સાથે ચાલુ વર્ષમાં લડાઈ બંધ થઇ જાય તેવો પણ સંભવ જણાતો નથી; જેથી આ વર્ષે આપણને દ્વિવિધ ત્રાસ થવાનો સંભવ છે. પ્રથમનો વ્યાપાર બંધજેવો છે, અને તેમાં દુષ્કાળ પડવાથી પ્રજાનાં દુઃખોમાં અનેકગુણ વધારો થવાનો સંભવ છે.

અનેક ખેડુતો આવતા વર્ષમાં મરી જશે, અને મરી નહિ જાય તો હાથપગાવનાના થઈ જશે, કારણ, કે વર્ષાદવિના ઢોરને જીવાડવાં, એ પ્રશ્ન અત્યંત કઠિન જ છે. ખેડુતો અને ઢોર એ જ આપણા દેશનું સાચું જીવન છે, અને ઐશ્વર્ય છે. પણ તેપ્રતિ કોઈ બુદ્ધિમાનની અને શીખાનોની દૃષ્ટિ જતી નથી, અને તેમનો ઉત્તરોત્તર વિનાશ જ થતો જાય છે ! આ બેના વિનાશમાં આપણા દેશનો વિનાશ સમાએલો છે, એમ નિશ્ચય સમજવું.

જેમની સ્થિતિ કંઈક ઠીક છે, જે નોકરીમાં છે, તથા જેમનો ઉદ્યોગ, કે વ્યાપાર એવો છે, કે જેમને આવતા વર્ષમાં અડચણ નહિ પડે, તેવા મનુષ્યોને આ વાર્તાનો, અર્થાત્ વસ્તુતઃ હિંદુસ્તાનની પ્રજાની શું સ્થિતિ થએલી છે, તેનો ચિતાર આવવો કઠિન જ છે. પરંતુ જે વ્યાપારીની કોઈ નોકરીમાં હતા અને જેમને ઘેર બેસવું પડ્યું છે, જેમનો વ્યાપાર લડાઇને લીધે બંધ પડેલો છે, જેમનો આધાર ખેતી અને ઢોર ઉપર છે, તથા જે નવાં નિર્વાહનાં સાધનો ખોળે છે અને જેમને આજીવિકાનું કોઈ પ્રાપ્ત સાધન નથી, એવાં મનુષ્યોને પૂછો, કે તેમની શી સ્થિતિ છે? અથવા ન પૂછો તો તેમના જીવનને જોઇને જ તમે અનુમાન કરી લો, કે કેવી વિલક્ષણ સ્થિતિમાં તે મૂકાઇ ગયા છે! તે એવી સ્થિતિમાં છે, કે જે સ્થિતિ તેમનું આયુષ્, તેમનું આરોગ્ય, તેમની બુદ્ધિ, તેમનું બળ, વગેરે સર્વસ્વ હરી લે છે.

આવી સ્થિતિમાંથી ઉદ્ધરવાના, કે આપણી પ્રજાનો ઉદ્ધાર કરવાના બે જ માર્ગ છે. એક ઈશ્વિરશરણ અને બીજો સ્વાત્મભોગ અથવા સ્વાર્થત્યાગ. ઈશ્વિરવિના આપણી આ વિલક્ષણ સ્થિતિને કોઇ દૂર કરે તેમ નથી, તેમ જાણીને તેમનું શરણ તદર્થ ગ્રહણ કરવાની જરૂર છે. અને તેની સાથે આપણાથી બની શકે તેટલી તન, મન, ધન વગેરેથી આપણા આર્યબંધુઓને સાહાય્ય કરવાની છે.

આપણે અનેક પ્રસંગે મોટાં મોટાં 'ફંડો' કરી પરોપકાર કરવામાં આપણા દ્રવ્યનો ઉપયોગ કરીએ છીએ, પણ આપણા ઘરમાં જ રહેલા આપણા બંધુઓને આપણે અનેક રીતે કષ્ટ પામતા જોઇએ છીએ છતાં તેને માટે નથી તો 'ફંડ' કરતા, કે નથી તો એમને એમ યથાશક્તિ દ્રવ્યનો ભોગ આપતા!

પ્રથમ તો આપણું આવા પ્રસંગમાં એ કર્તવ્ય છે, કે આપણે લેશ પણ નિરાશ ન થઈ જવું, પણ કટિ કસીને આપણામાં ગુપ્ત રહેલી શક્તિઓને જાગ્રત્ કરવી, તથા બીજું એ કર્તવ્ય છે, કે આપણા આર્યબંધુઓનું હિત કરવા વિચારવું.

આપણે આ સ્થિતિમાં કઈરીતે તેમને સાહાય્યભૂત થઇ શકીએ તેમ છીએ, તેનો વિચાર કરીને, જે રીતે થઇ શકે તે સાહાય્ય કરવી. અને આ પ્રમાણે જો સાચા ભાવથી આપણે ધારીએ છીએ તો તન, મન, અથવા ધનવડે કંઇ પણ સાહાય્ય આપણા બંધુઓને કરી શકીએ છીએ. પોતાનો જ માત્ર નિર્વાહ કરવો, એ મનુષ્યત્વ નથી પણ પશુત્વ છે. મનુષ્યત્વમાં હૃદયને અધિક વિસ્તૃત થવાની જરૂર છે, તે કરીને મનુષ્યત્વને ધારણ કરવું ઘટે છે.

અન્યનું હિત કરવામાં, અન્યને સુખ ઉપજાવવામાં, આપણને જે સુખનું ભાન થાય છે તેનો આપણને અનુભવ નથી, નહિ તો આપણે અન્યનું હિત કરવામાં પ્રમાદ ન જ કરીએ. ક્રમેક્રમે આ વિલક્ષણ સુખનો આસ્વાદ લેવા અમે આપને વિનતિ કરીએ છીએ. તમે એક વખત તેનો આસ્વાદ લેશો તો પછી સ્વતઃ જ તમે તે સુખને અધિકાધિક લીધા કરશો. આ સુખ એટલું તો ઉત્કૃષ્ટ છે, કે અનેક પ્રસંગે મનુષ્યો પોતાના પ્રાણ પણ તજવાને તૈયાર થાય છે. તેથી આવા ઉત્તમ પ્રસંગે આપ સર્વ કટિ કસીને આત્મોન્નતિ કરશો તથા અન્ય આર્યબંધુઓની આત્મોન્નતિમાં યથાશક્તિ સાહાય્ય કરશો, એ જ અમારી હૃદયેચ્છા છે.

---

## ग्रंथावलोकन.

**राजस्थाननो इतिहासः**—પ્રસિદ્ધ કર્તા સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય. કદ રોયલ આઠપેજી. પૃષ્ઠ ૮૦૦, મૂલ્ય કનિષ્ટ આવૃત્તિ રૂ. ૨-૦-૦. મધ્યમ આવૃત્તિ રૂ. ૨-૮-૦ અને ઉત્તમ આવૃત્તિ રૂ. ૩ા. મળવાનું ઠેકાણું ઉક્ત કાર્યાલય અમદાવાદ અથવા મુંબઇ તથા પ્રસિદ્ધ બુકસેલરો.

કર્નલ ટોડકૃત રાજસ્થાનના ઇતિહાસથી આપણી ગુર્જર પ્રજા પરિચિત જ છે, અને આ ઇતિહાસ પૂર્વે બેચાર મનુષ્યો તરફથી પ્રસિદ્ધ પણ થએલો છે. તેમ છતાં અમારે જણાવવું જ જોઇએ, કે આજસુધી પ્રસિદ્ધ થએલા ટોડકૃત રાજસ્થાનના ઇતિહાસમાં આ પુસ્તક સર્વોપરિ છે, પૂર્વે પ્રસિદ્ધ થએલા આ જાતના પુસ્તકો કરતાં આ પુસ્તકમાં ઘણો સુધારો વધારો કરેલો છે. ભાષા પણ શુદ્ધ અને રસિક હોવાથી વાંચનારને આનંદ પડે તેમ છે. આ પુસ્તક આપણા દેશના એક અમૂલ્ય પ્રાચીન અલંકારતુલ્ય છે. કર્નલ ટોડે આ ઇતિહાસ તૈયાર કરવામાં ઘણો જ પરિશ્રમ લીધેલો છે. અને પુસ્તક ઘણું ઉત્તમ તૈયાર કરેલું છે, તેમ છતાં જો કોઈ હિંદુએ પરિશ્રમ લેઇને આ પુસ્તક તૈયાર કર્યું હોત તો તે આથી પણ વધારે ઉત્તમ થવાનો સંભવ હતો. તોપણ બીજા પરદેશીય મનુષ્યોને હાથે લખાયલા આપણા દેશના ઇતિહાસ કરતાં આ ઇતિહાસ વિશેષ નિષ્પક્ષપાતપણે લખાએલો છે. આ પુસ્તક અંગ્રેજી શીખેલા એકેએક મનુષ્યે વાંચવાજેવું છે, એટલું જ નહિ, પણ ઇતિહાસ તરીકે શાળાઓમાં દાખલ કરવાજેવું છે. બીજા દેશના ઇતિહાસ શીખવા કરતાં આવા આપણા દેશના ઇતિહાસ જાણવાથી જ આપણી પ્રજાને અધિક લાભ છે. અનુવાદકર્તા અને પ્રકાશક એ બન્નેએ આ પુસ્તકને તૈયાર કરવામાં ઘણો પરિશ્રમ લીધો છે અને તેને જેમ બને તેમ વધારે સારૂં કરવાનો પ્રયત્ન કરેલો છે, જે સાર્થક થયો છે.

---

**શ્રી ઉદીચ્ય યુવક મંડળનો રિપોર્ટઃ**—તૈયાર કરનાર ભટ મણિશંકર ઇશ્વરલાલ, વઢવાણ. આ રિપોર્ટમાં આ યુવક મંડળના નિયમો જણાવેલા છે. તથા ઉદીચ્ય જ્ઞાતિના હિતઅર્થે પ્રયત્ન કરનાર આ મંડળનું સ્વરૂપ દર્શાવેલું છે. મંડળો સ્થાપવાં, કોંગ્રેસો ભરવી, તથા ભાષણો કરવાં, એવાં કાર્ય આજે અનેક જ્ઞાતિ તરફથી તથા આ જ્ઞાતિ તરફથી થાય છે, પણ જો કંઇ practical-વ્યવહારોપયોગી કાર્ય આ મંડળ કરશે તો તે અધિક હિતકર થશે જ.

---

**નડીઆદ—હિંદુ અનાથાશ્રમનો વાર્ષિક રીપોર્ટઃ**—તા. ૧-૮-૧૩ થી તા. ૩૧-૭-૧૪ સુધીનો આ આશ્રમથી આજે ભાગ્યે જ કોઇ અજ્ઞાત હશે. આ રિપોર્ટ જોતાં આ આશ્રમનું કાર્ય સંતોષકારક રીતે ચાલતું જણાય છે. આ આશ્રમ પણ દેશહિતનું એક ઉત્તમ કાર્ય કરે છે, અને તે સંતોષપ્રદ છે.

**શ્રી નવપદ માહાત્મ્ય અને વિશસ્થાનકાદિ તપ ગુણવર્ણનઃ**—પ્રસિદ્ધ કર્તા શા. ગુલાબચંદ ઍચરદાસ મુ. સમોઉ. મૂલ્ય, અમૂલ્ય. આ પુસ્તકમાં જૈનધર્માનુસાર તપ, ધ્યાન વગેરે ધાર્મિક બાબતોનું ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કરવામાં આવેલું છે. જૈનધર્માનુયાયીઓને આ પુસ્તક ઉપયોગી છે.

---

**सटीकं पञ्चीकरणम्ः**—પ્રસિદ્ધ કર્તા મહેતા ચંપકલાલ માણેકલાલ શર્મા. પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું તથા મૂલ્ય અંદર જણાવેલું નથી, પરંતુ પાછળ સંસ્કૃત ભાષામાં દાક્તર શિવનાથ શર્મા ભાવનગર, એ પ્રમાણે જણાવેલું છે, ત્યાંથી તે મળી શકશે એમ જણાય છે. આ પુસ્તકની સંસ્કૃતમાં ટીકા આપવામાં આવેલી છે અને તેની સાથે ગુજરાતીમાં તેનો ભાવાર્થ પણ આપવામાં આવેલો છે મુમુક્ષુએ આ પુસ્તક જોવાજેવું છે.

---

**દયારામકૃત કાવ્યમણિમાલાઃ**—ભાગ ૧ લો પ્રકાશક. શા. નારાયણદાસ પરમાનંદ શાહ, ડભોઇવાળા મૂલ્ય ૧-૪-૦ પાકું પૂઠું. પૃષ્ઠ ૨૬૦. આ પુસ્તકમાં કવિશ્રી દયારામભાઇનાં નહિ છપાએલાં ગુજરાતી તથા હીંદી કાવ્યોનો સંગ્રહ કરીને છાપવામાં આવ્યાં છે. આ સુપ્રસિદ્ધ કાર્યના મિષ્ટ કાવ્ય રસથી આજે કોણ અજાણ્યું છે. તેથી તેમની કવિતા વાંચવાના રસિક પુરુષોને માટે આ પુસ્તક આનંદજનક છે. આ પુસ્તકમાં સંપ્રદાયસાર, અજામિલાખ્યાન, કલેશકુઠાર, કાલજ્ઞાનસારાંશ, તથા બીજાં જ્ઞાન, અને ભક્તિનાં પદોનો સમાવેશ કરેલો છે. પ્રકાશકે સારો પરિશ્રમ લેઇને સંગ્રહ કરેલો છે અને ગુજરાતી સાહિત્યમાં વૃદ્ધિ કરી છે.

---

## मानसशास्त्र.



# स्वास्थ्य, सामर्थ्य अने संपत्ति.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૦૮ થી. )

## પ્રકરણ ૭ મું.

### કલ્પનાશક્તિ અને આરોગ્ય.

એક સમયે એક મનુષ્યને પેટમાં ઘણું જ દુઃખ થતું હતું અને તે સહન ન થવાથી તે દવાખાનામાં ગયો હતો. તેને પૂછતાં તેણે દાક્તરને જણાવ્યું, કે તે કૃત્રિમ દાંત ગળી ગયો છે, અને તેથી તેને અસહ્ય દુઃખ થાય છે. જો તે વસ્તુ તેના પેટમાંથી કોઇ રીતે નહિ કાઢી લેવામાં આવે તો તે જરૂર મરી જશે. પેલા દાક્તરે જોયું, કે તેને આ ભ્રાંતિ જ પેઠેલી છે અને તેથી તેને સમજાવીને તેને દૂર કરવાનો તેણે ઘણોએ પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ ગયો. એટલામાં જ તેની સ્ત્રીનો તેને તાર મળ્યો, કે તેની પથારી તળેથી તેના દાંત મળી આવ્યા છે. આ સમાચાર સાંભળી તે એકદમ ઉભો થયો અને કપડાં પહેરી દાક્તરનું ' બીલ ' આપી ચાલતો થયો.

એક વખતે એક મનુષ્યના દુધમાં ગરોળી પડી હતી, અને તે દુધ તે પી ગયો હતો. તે દુધ ઉકાળેલું હતું અને તળેથી પાછળથી મરેલી ગરોળી મળી આવી હતી. આ મનુષ્યને બીજે દિવસે સવારે કોઇએ આ વાર્તા કરી હતી, અને તે દિવસે તેને ઝેર ચઢ્યું હતું અને તે મરી ગયો હતો.

આ ઉપરથી આપણને કલ્પનાશક્તિનો પ્રભાવ સહજ સ્પષ્ટ થાય છે. કલ્પનાશક્તિની આરોગ્યઉપર કેટલી અસર થાય છે, તે આ ઉપરથી આપણે સહજ સમજી શકીએ છીએ. આહાર અને દવાથી મનુષ્યોને જેટલો લાભ થાય છે તેથી અધિક લાભ તેમને તેમની અનુકૂલ કલ્પનાશક્તિથી થાય છે. અને જેટલી હાનિ રોગ, કે પ્રતિકૂલ પદાર્થોથી મનુષ્યોને થાય છે, તેથી અધિક હાનિ મનુષ્યોને તેમની કલ્પનાશક્તિથી થાય છે.

જો મનુષ્યોને આ કલ્પનાશક્તિને વશ વર્તાવતાં કુંચી(?) આવડે તો તે આરોગ્ય, વિજય, તથા સુખશાંતિને પ્રાપ્ત કરી શકે. સુખ, અને ઉન્નતિમાત્રનો આધાર આ કલ્પનાશક્તિ ઉપર જ રહેલો છે. કલ્પનાની પરિપાક સ્થિતિને અથવા અવસ્થાને યોગશાસ્ત્રમાં ધારણા કહે છે, અને ધારણાની સિદ્ધિવડે યોગીઓ અદ્ભુત સામર્થ્યને પ્રાપ્ત કરી શકે છે, તથા અદ્ભુત ચમત્કાર કરી શકે છે.

આ પ્રમાણે કલ્પનાશક્તિનું સામર્થ્ય અતુલિત છે. અને તેથી જેટલા પ્રમાણમાં મનુષ્ય આ શક્તિને પોતાને અનુકૂલ કરી શકે છે, તેટલા પ્રમાણમાં તેમને સુખની પ્રાપ્તિ થાય છે.

આ જગતમાં મનુષ્યોને રોગ અને આરોગ્ય, તથા સુખ અને દુઃખ, નિર્ધનતા અને સધનતા, અને એવી જ બીજી અવસ્થાઓ અપાવનાર કલ્પનાશક્તિ જ છે. તેથી કલ્પનાશક્તિવડે અપ્રિય વસ્તુઓને અથવા અપ્રિય અવસ્થાઓને કેવી રીતે દૂર કરવી અને પ્રિય વસ્તુઓને કેવી રીતે પ્રાપ્ત કરવી તે જાણવાની જરૂર છે.

ડાક્તરો કહે છે, કે જે મનુષ્યો મનથી નિર્બળ છે તે મનુષ્યોને ચેપી રોગો સહજ લાગુ પડે છે. અને તેથી તેવા મનુષ્યોએ ચેપી રોગો જ્યાં પ્રવર્તતા હોય ત્યાં ન જવું એ જ હિતકર છે. આ પ્રમાણે થવું એ મનનું જ કારણ છે, એ આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ.

મલ્લ વગેરે મનુષ્યો પોતાનો ઘણો સમય શરીરને બળવાન્ કરવામાં ગાળે છે, અને શરીરને ખુબ કસે છે. આવા મનુષ્યોનાં શરીર જોતાં જણાય છે, કે તે કદી માંદા ન પડવા જોઇએ, તેમને કોઇ પણ રોગ ન થવો જોઇએ, તથા તેમનું આયુષ્ લાંબુ હોવું જોઇએ.

પરંતુ આ પ્રમાણે તેમના સંબંધમાં જોવામાં આવતું નથી. તેમનું શરીર અત્યંત સુદૃઢ છતાં તે અનેક રોગના ભોગ થાય છે, તથા અન્ય મનુષ્યોના જેટલું જ આયુષ્ ભોગવી મરણશરણ થાય છે.

આ પ્રમાણે થવાનું કારણ એ છે, કે તેમણે માત્ર શરીરને જ કેળવ્યું છે અને મનને, કેળવ્યું નથી. શરીરને અને મનને ઘણો નિકટનો સંબંધ છે એટલું જ નહિં, પણ જેમ મનઉપર કેટલાક અંશમાં શરીરનું સ્વામીત્વ પ્રવર્તે છે તેમ શરીરઉપર મનનું અધિક અંશમાં સ્વામીત્વ પ્રવર્તે છે. અને તેથી જે પોતાના મનને જરાપણ કેળવતા નથી, તે શરીરે ગમે તેટલા બળવાન્ હોય છતાં તે ઉત્તમ આરોગ્ય અને દીર્ઘ આયુષ્યને ભોગવી શકતા નથી, અને આ વાર્તાના પુરાવારૂપે મલ્લ લોકો તથા બીજા શરીરને કેળવનાર અનેક મનુષ્યો આ જગત્‌માં વિદ્યમાન છે.

ઉપયોગ પોતાનું હિત કરવામાં કરે તો તે પોતાનું હિત પણ સાધી શકે છે. પણ તેમણે તે જ પ્રમાણે તેમાં તન્મય થવું જોઇએ અને પોતાની કલ્પનાને તેમણે તે જ પ્રમાણે જ્વલંત કરવી જોઇએ.

આપણા શાસ્ત્રમાં માનસશાસ્ત્ર સંબંધમાં વિચાર નથી કરવામાં આવ્યા એમ નથી આપણા શાસ્ત્રમાં માનસશાસ્ત્રનું જેવું પૂર્ણ સ્વરૂપ દર્શાવેલું છે તેવું અન્યત્ર નથી જ જોવામાં આવતું.

मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः—એ સૂત્રમાં જ જાણે માનસશાસ્ત્રનું તાત્પર્ય કેમ ન આવી જતું હોય તેમ જણાય છે. ઉપર જણાવ્યાપ્રમાણે મન, એ જ મનુષ્યને સુખનું અને દુઃખનું કારણ છે. જો પોતાના મનને ઇચ્છાનુકૂલ મનુષ્યને વશ વર્તાવતા આવડે તો તે યથેચ્છ સુખશાંતિને અને સ્વતંત્રતાને મેળવી શકે છે. પણ આ કામ સરળ નથી. આ કળા હસ્તગત થતાં દુઃખમાત્રનો ક્ષય થાય છે, અને સુખમાત્ર પમાય છે.

શ્રીમાન્નૃસિંહાચાર્યજી કહે છે, કે " સાધક શૂર જો હતો એક જ મનરિપુ જીતો " તે પ્રમાણે એક જ વસ્તુનો આ જગતમાં જય કરવાજેવો છે, અને તે આપણું મન છે મનનો જય થતાં અર્થાત્ તેને વશ વર્તાવતાં સર્વ દુઃખો ટળે છે, અને સર્વ પ્રકારની સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. તેથી બુદ્ધિમાનનું આ દુઃખપ્રધાન જગતમાં એક જ કર્તવ્ય છે, કે મનને જય કરવા વિચારવું. (અપૂર્ણ.)

---

પ્રાતઃકાલનો ૧૪ મા વર્ષનો ઉપહાર.

## आपणी आध्यात्मिक उन्नतिनुं प्रथम पगथीउं.

આ નામનું પુસ્તક આવતા વર્ષમાં પ્રાતઃકાલના ઉપહારતરીકે આપવામાં આવશે. મનુષ્યે પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવામાટે પ્રથમ શું કરવાની જરૂર છે, તે આ પુસ્તકમાં ઉત્તમ પ્રકારે દર્શાવવામાં આવ્યું છે. આવતા અંકમાં આ પુસ્તકમાં ક્યાં ક્યાં પ્રકરણો આવશે તે જણાવવામાં આવશે.

આ વિના બીજાં બે પુસ્તકો એટલે કુલ ત્રણ પુસ્તકો આવતા વર્ષમાં ઉપહાર તરીકે આપવામાં આવનાર છે, અને તે ત્રણે પુસ્તકો વર્ષના આરંભમાંજ મળી શકશે.

વ્યવસ્થાપક પ્રાતઃકાલ.

# જાહેરખબરો.


## શું પોતાનાં છોકરાંને રાજી કરવા બે રૂપીયા કાંઇ મોટી વાત છે?

દેશી ૩૨ રમકડાં જોઇને લોક તાજુબ થાય છે કે એટલા પૈસામાં આ રમકડાં કેવાં બનાવ્યા છે! રમકડાં માટીનાં નથી જે હાથ લગાડવાથી તુટી પડે. રમકડાં દેશી પીતલનાં બહુ મજબૂત અને ખૂબસૂરત બનાવેલાં છે. છોકરાં છોકરી આ રમકડાં જોઇને આખો દિવસ હસે છે. પસંદ ન પડે તો પૈસા પાછા લો. ૧ ચૂલો, ૧ ભુંગળી, તવો, ૧ ચીમટો, ૧ બટલો, ૧ ચમચો, ૧ સાણસી, ૧ કડાઇ, ૧ કોચા, ૧ ના, ૧ થાલી, ૧ થાલ, ૧ પ્યાલો, ૧ લોટો, ૧ ટોકની, ૧ પાણી કાઢવાની ડોલ, છીપટ, ૧ પાનું, ૧ ચકલા, ૧ બેલણ, ૧ ચાકુ, ૧ ચોકી, ૧ પાટલો, ૧ ટીકડી, તીપાઇ, ૧ દીવી, ૧ સૂપ, ૧ ઘંટી, ૧ ચાલણી, ૧ વાટકો, ૩૨ રમકડાં ઘેર બેઠાં રૂ. રાા= ૧૨ સેટ લેવાથી બે સેટ મફત મળે છે. લેનારે જલ્દી કરશો.

ઇંદા સરકારમા રજીસ્ટર કરાવી ૧૮ વર્ષથી અજમાવેલી.




# પીયૂષ રત્નાકર

૮૦ દરદોની એક જ દવા.

આ એકજ દવાનાં બે ત્રણ ટીપાં ખાધાથી મસ્તકથી પગથી માથા સુધીનાં તમામ અંદર અને બહારનાં દરદોને વીજળીની પેઠે આરામ કરે સેંકડો દવાની શીશીઓ આ એક શીશીનો મુકાબલો કરી શકતી નથી. કોઇ પણ રોગ પર આપો કે તુર્ત આરામ. આવી દવા આપને ઘેર બેઠે મળે તો પછી આમ તેમની ઝેરી દવાઓ ખરીદવામાં તમારો પૈસો શું કરવા બરબાદ કરો છો ? બધા છોડીદો અને માત્ર **પીયુષ રત્નાકરની** એક એક શીશી મંગાવી તમારી પાસે હરહમેશ રાખો કીમત શીશી ૧ નો રૂ. એક. મોટી શીશીના રૂ. પોણાબે. વી. પી. ખર્ચ ચાર આના. ત્રણ લેનારને વી. પી માફ. છ લેવાથી ખમીં ઘડીઆળ ઇનામ. ૧૨ લેવાથી અસલ રોસ ૧૫ સીસ્ટમ પેટંટ ઘડીઆળ ઇનામ.

કલપ ! કલપ !! કલપ !

## નવીન મનમોહન કેશકલપ.

એક વખત લગાવવાથી ભુરા અને સફેદવાળ કાળા ભમર જેવા, ચળકતા થઈ જાય છે. ચામડી તેમ જ હાથ કાળા થતા નથી. વધારે તારીફ એ છે કે, એક વખતે કાળા થએલા વાળ જીંદગીભર પણ સફેદ થતા નથી. ( કલપને બરાબર માલીશ કરશો ) આ દવાની જેટલી તારીફ કરાય તેટલી થોડી છે. માટે ખચિત એકવાર ખાત્રી કરી જોવા ચુકશો નાહ.

કિંમત રૂ. સવા વી. પી. ખર્ચ પાંચ આના. ત્રણ ડબી સાથે લેવાથી રૂ. ચાર. વી. પી. ખર્ચ માફ. ૭ ડબી લેનારને એક ઘડીઆળ ઇનામ.

## ગોરા અને ખુબસુરત બનવાની દવા. સુગંધિ ફૂલોનું દુધ.

## यह दवा विलायती खुशबोदार फूलोका अर्क है.

વિલાયતના એક મહાન પ્રસિદ્ધ ડૉકટરે હમણાંજ નવિન શોધ કરી બનાવી મોકલી છે. આ દવાને સાત દીવસ સુધી શરીર તેમજ ચહેરા ઉપર માલીશ કરવાથી દિનપ્રતિદિન ચેહેરાનો રંગ ગુલાબ જેવો થતો જાય છે શરીરમાંથી ખુશબો નિકળે છે. ગાલપરના કાળા ડાઘ, ( ચાઠાં ) ખીલ, ફોલ્લા, ફોલ્લી, ખુજલી વિગેરે દુર કરી એવી ખુબસુરતી આપે છે, કે ચંદ્ર જેવી ચમક અને ત્વચા ( ચામડી ) ને નરમ અને રેશમ જેવી સુંવાળી બનાવી આપે છે. ખાત્રીના માટે આપની પ્રમદાને ચંદ્રમુખી બનાવવા એક વખત વાપરી આજમાયસ કરો. કીમત ૧ શીશીનો રૂ. ૧। વી. પી. ખ. પાંચ આના. ત્રણ શીશી લેનારને વી. પી. ખર્ચ માફ. ૭ શીશી લેનારને એક ઘડીઆળ ઇનામ.

## અસલી નમક સુલેમાની.

આ વસ્તુ ખાવાથી દીલ ખુશ થાય છે. જઠર પ્રદિપ્ત થાય છે. પેટનાં દર્દો જેવાં કે અજીર્ણ વાયુગોળો, બંધકોષ, વિગેરે તે મટાડે છે; ભુખને વધારે છે, અને ખોરાક પચાવવાને શરીરમાં સ્ફુર્ત તથા તાકાદ આપે છે. કિંમત શીશીના રૂ. ૧-૦-૦ વી. પી. ૦-૫-૦ ત્રણ લેનારને વી. પી. ખરચ માફ. છ લેનારને ૧) શીશી મફત મળે છે અને બાર લેનારને અસલી રોસ્કોપ સીસ્ટમ પેટન્ટ ઘડીઆળ ઇનામ મળે છે.

ઠે. જસવંત બ્રધર્સ

નં. ૪ મથુરા.

મૂર્તિપૂજાના વિરોધીઓને સખ્ત ફટકો.

## શ્રી મૂર્તિપૂજા.

એ નામનું પુસ્તક આપણો સનાતનધર્મ કે જે પરંપરાથી મૂર્તિપૂજા કરવાનું કહે છે વાતને અનેક યુક્તિઓ ઉદાહરણો તથા જૈન, મુસલમાન, ક્રિશ્ચિયન અને આર્યોના માનની ગ્રંથોના પ્રમાણોવડે સંપૂર્ણ સિદ્ધ કરે છે. ધર્માનુરાગી તથા સાહિત્યપ્રેમી સજ્જનોને એકવ મંગાવી વાંચવા વિનતિ છે પુસ્તક ડેમી આઠપેજી પાનાં ૧૭૫ સુંદર કાગળ તથા પાકું પુઠું દ કિંમત માત્ર રૂ. ૦-૧૨-૦ છે. પોસ્ટેજ જૂદું.

પુસ્તક મળવાનું ઠેકાણું.
શેઠ દ્વારકાદાસ ચત્રભુજ
મુખડાના વેપારીઓ ચંપાગલી.
મુંબાઈ.

કર્તા ગોકુલદાસ પુરૂષોત્તમ થાનકી.

---

# શંભુ ફારમસી.

શાસ્ત્રોક્ત રીતે દેશી દવા બનાવવાનું કારખાનું.

દરેક જાતની વનસ્પતિ તથા શાસ્ત્રના પાઠપ્રમાણે તૈયાર કરેલી દવાઓ સારી અને ભાવે મળશે. ભાવનું લીસ્ટ મંગાવો.

સોલ એજન્ટ,
છગનલાલની કું.
કાલબાદેવી, પોસ્ટ ઓફીસ સામે—મુંબાઈ.

---

## ધી ઇંડીયન લોયલીસ્ટ.

કાઠીયાવાડમાં અંગ્રેજી-ગુજરાતીમાં દર અઠવાડીએ પ્રકટ થતું આવા પ્રકારનું આ એક જ છે. તેમાં સ્વતંત્ર અને નિષ્પક્ષપાતીય લેખો પ્રકટ કરવામાં આવે છે. એક રસિક ચાલુ વાર્તા દાખલ કરી છે. છેલ્લામાં છેલ્લી તાજી ખબરો અને તેમાં કાઠીયાવાડની સૌથી વધારે તાજી રો જાણવાને માટે તો આ પત્ર એક જ સાધનરૂપ છે. જાહેરખબરોના તથા હેન્ડબીલો વહેંચાવ ાા દરો બહુ સસ્તા છે. લવાજમ અગાઉથી વાર્ષિક રૂ. ૩-૦-૦. પરદેશના ગ્રાહકો પાસેથી રૂ. ૫)

મેનેજર—ધી ઇંડીયન લોયલીસ્ટ. વઢવાણ કેંપ.

---

## શ્રી જ્ઞાનદર્શિકા.

ઉક્ત પુસ્તકમાં ઉત્તમ પ્રકારનો બોધ મળે તેવા જ્ઞાનનાં, ભક્તિનાં, વૈરાગ્યનાં તેમ આનંદ ઉપ- શાંતિમાં સ્થાપનાર વિવિધ પ્રકારના ઉત્તમ વિષયોમાં આશરે સવાબસો ઉપરનાં પદો ઘણી જ ઉત્તમ થી લખાયેલાં છે. તથા સુંદર રીતે સારા કાગળો ઉપર છાપવામાં આવેલાં છે. પુસ્તક સારા કદનું રૉયલ જી બસો પૃષ્ઠનું હોવા છતાં તેની કિંમત માત્ર આઠ આના જ રાખવામાં આવી છે

હિંમતલાલ નાનાલાલ દવે.
સાતમણા તા. કાલોલ ( પંચમહાલ ).

# ઝંડની રામબાણ દવાઓ.

**બાળાગોળી.**

બચ્ચાંઓને માટે ઉત્તમ ઇલાજ. રોગી તેમજ નીરોગી બચ્ચાંઓને ચાલુ સેવન કરાવવાથી તેનો બાંધો મજબુત થાય છે. નીશાવાળી કોઇ પણ ચીજ આ ગોળીમાં નથી.

૨૦૦ ગોળીની બાટલીની કિં. રૂ. ૦||

**મંદાગ્નિવટી.**

અનાજનું પાચન ન થતું હોય, દસ્ત સાફ નં આવતો હોય; વારંવાર હાજત થયા કરતી હોય, ખાવાની રૂચિ ન થતી હોય, અને જેને ડીસ્પેપ્શીયા જેવું જણાતું હોય તેમને માટે આ એક ઉત્તમ ઇલાજ છે. ૦| રતલની બાટલીની કિં. રૂ. ૧.

**ચંદ્રપ્રભા.**

( લોહભસ્મ શિલાજીતવાળી. )

નામ પ્રમાણે ગુણમાં ઘણી જ ઠંડી છે. મૂત્રાશયમાં થતી બળતરા, સ્વપ્નાવસ્થામાં થતો વીર્યસ્રાવ, જૂનો પ્રમેહ, તથા મૂત્રાશયના તમામ રોગોને તત્કાળ મટાડી આરામ આપે છે. તોલા ૧ ની બાટલીની કિં. રૂ. ૧.

ઝંડુફાર્માસ્યુટિકલ વર્કસ,
એલ્ફીન્સ્ટનરોડ, મુંબાઇ.


# જીવનનો લ્હાવો ! સુપાત્રે દાન !

दरिद्रान्भर कौंतेय माप्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधंपथ्यं नीरुजस्यकिमौषधैः ॥

યોગીશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે કેઃ—જે દુઃખીઆ આ વિશ્વમાં અશક્ત–યાને અનાથ–છે તેઓને અર્થે દ્રવ્યનો વ્યય કર અને તે જ સાર્થક છે. કારણ કે, વ્યાધિવાળાને ઔષધ અપાય તે જ ઉપયોગી છે, વ્યાધિ વિનાનાને ઔષધ આપવાથી શું ?

દાનવીર શ્રીમંતો શાસ્ત્રાજ્ઞાનું પાલન કરવું તે મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. ઉપરની તે આજ્ઞાપ્રમાણે વર્તો. અમારી સંસ્થામાં અનાથ બાળકો, નિરાધાર વિદ્યાર્થીઓ, ગરીબ વિધવાઓ, તથા વ્યાધિગ્રસ્ત કંગાલ મનુષ્યોનું પોષણ થાય છે. તો બંધુઓ કરકમલ લંબાવો અને ઇશ્વરનો પ્રેમ મેળવો. વ્યવસ્થા સંપૂર્ણ સહીસલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છેઃ દાન આપનાર દાતાને પહોંચ મોકલાય છે, તેમજ પેપરોમાં નામ પ્રસિદ્ધ થશે. રૂપીઆ એકથી વધુ દાન કરનાર દાતાને વાર્ષિક રીપોર્ટ મોકલવામાં આવશે. દયા લાવી લખોઃ–

આશાના નવા અંકુર.

# હીસ્ટિરિયા—વાયુમુકતા.

કીં. રૂ. ૪-૧૦-૦.

ઉન્માદ, ચિત્તભ્રમ, ફેફર, વાઇ, આંકડી કે કાંકણી તેમ જ કમાન થવું, રડવું, હસવું, વગેરે તોફાન કરવાં; અને શરીરે ઘંડા પેડવું, જડ થવું, શ્વાસ રૂંધાવો તથા દાંત મંધાઈ જવાં વગેરે લક્ષણો મટાડવા માટે ઉત્તમ દવા છે. તેનો ઉપયોગ કરનાર રંગુનવાળા ઝવેરી સુ. દા. શાહ, રેવાકાંઠાના આસિ. પોલિ. એ. સાહેબ ન. જ. મહેતા. વડોદરા જેલના એજ્યુ. ઈ. સાહેબ, છ. ઠા. મોદી, પાટણના પ્રસિદ્ધ વકીલ વિદ્યાશંકરભાઈ અને મુંબાઇ. નંદલાલ હેડમિસ્ટ્રેસ બેહેન જ. ના., અને ડભોઇ કંચાકટર શંકરભાઈ, વગેરે ગૃહસ્થો સર્ટિફિકેટ દરરોજ મળ્યાં કરે છે. ટિકિટ બીડે ખુલાસા મળશે.

છગનલાલ લલ્લુભાઈ શાહ દેશીનામાવાળા.
સંશોધક હીસ્ટિરિયા-ડભોઈ—વડોદરા.

---

# દ્વારકાધીશ ઔષધાલય.

**ઔષધાલયમાં દરેક જાતની દવાઓ તૈયાર રાખવામાં આવે છે**

**દરેક દવાઓ વી. પી. થી મોકલાય છે.**

ખાસ ધાતુપુષ્ટિને માટે કસ્તુરીની ગોળીઓ કીં. ગોળી ૪૦ ની ડબીના રૂ. ૧૦-૦-૦ ર બીજાની કીં. ગોળી ૩૨ ની ડબીના રૂ. ૧-૦-૦.

દરેક જાતના પરમાઓ મટાડનારૂં પરમાંતક કીં. બાટલી એકના રૂ. ૨-૦-૦. નો મલમ બાટલી એકનો રૂ. ૧-૦-૦.

દરેક જાતના લોહીને સુધારનારૂં સાર્સાપરીલા કીં. બાટલી એકનો રૂ. ૧-૦-૦. દરેક જાતની માટે રામબાણ દવા શંકર એગ્યુ મિક્શ્ચર કીં. બાટલી એકના આના આઠ.

પ્રદરાંતક સ્ત્રીઓના દરેક ગુપ્ત દરદો મટાડી ગર્ભાશયને સુધારી ઉત્તમ પ્રજાની પ્રાપ્તિ કર- પ્રદરાંતક કીં. બાટલી એકનાં રૂ. ૨-૦-૦.

નાના બચ્ચાંઓને માટે બાલામૃત કીં. બાટલી એકના આના આઠ. કસ્તુરીની બાળગોળીઓ ળી ૧૦૦ નો રૂ. ૧-૦-૦. નંબર બીજો ગોળી ૧૦૦ ના ચાર.

ત્રિદોષજીવન બત્રીશ રોગ ઉપર સારૂં કરે છે. કીં. બાટલી મોટીનાં રૂ. ૨-૦-૦ નાની નો રૂ. ૧-૦-૦.

નામાંકીત એજન્ટો જોઇએ છે.

ઉપરથી દવાઓ વાપરી ખાત્રી કરો. જે દવાથી ફાયદો ન થાય તેને માટે સત્યધર્મથી લખો કે સા પાછા મોકલવામાં આવશે.

# પુરતો સંતોષ.

ધાતુક્ષયથી થયેલી નબળાઇનો નાશ કરવામાં, પેશાબ માર્ગના હરકોઇ દરદને દૂર કરવામાં અને લોહીને સુધારવામાં આતંકનિગ્રહ ગોળીઓએ પુરતો સંતોષ આપ્યો છે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. ૧.

વધારે વિગત જાણવા માટે વગર કિંમતે અને વગર પોષ્ટ ખર્ચે મળતું પ્રાઇસ લિષ્ટ મંગાવો.

| | |
|---|---|
| વડોદરાના એજંટ, | વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવીંદજી. |
| રા. રા. માણેકલાલ અંબારામ ડાક્ટર. | આંતકનિગ્રહ ઔષધાલય. |
| સયાજીવિજય પત્રની ઓફીસ—રાવપુરા. | જામનગર—(કાઠિયાવાડ) |

જામનગરનો—

# સુપ્રસિદ્ધ સુરમો.

આ સુરમો શુદ્ધ સાચાં મોતીમાંથી બનાવવામાં આવે છે અને તેથી તે આંખનાં તમામ દરદો—શૉર્ટ–સાઇટ, આંખાશ, રતાંધળાપણું, આંખમાં દુઃખવું, પાણી ઝરવું, ગરમી, ફુલાં, નજલો–વિગેરે પર અદ્‌ભુત કામ કરે છે. નીરોગી આંખ પણ તે વાપરી વધુ તેજસ્વી બની શકે છે, તેને ચશમાં પહેરવાની કદીપણ જરૂર પડતી નથી.

કીંમત તોલા ૧ ના રૂા. ૪)

વોરા દાઉદભાઇ ભાઇજી,
જામનગર—કાઠિયાવાડ.

---

આરોગ્ય અને શરીરસંરક્ષણનું સર્વોત્તમ સાહિત્ય.

વૈદક **વૈદ્યકલ્પતરૂ.** માસિક

૧૮ વર્ષથી દર મહિને બહાર પડે છે.

વિદ્વાનો, વર્તમાનપત્રો અને જાહેર પ્રજાએ ઉંચો અભિપ્રાય આપ્યો છે. કેટલાએક કુટુંબોમાં ઘણા જ પ્યારથી વંચાય છે. જાનેવારીથી ડીસેમ્બરસુધીના આખા વર્ષ માટે ગ્રાહક બનારને દર વર્ષે એક ઉપયોગી વૈદક પુસ્તક ભેટ મળે છે. વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧–૮–૦ અગાઉથી જ. હિંદુસ્તાન બહાર પરદેશ માટે શીલીંગ ૩ા.

સ્ત્રી રોગ ચિકિત્સાનું પુસ્તક મફત મંગાવો.

રજીસ્ટર્ડ- **સ્ત્રીઓ માટે ટોનીક દવા.** નં. ૩૧૦

પ્રદર (નબળાઈ), અનિયમિત રૂતુશ્રાવ, ગર્ભાશયનો સોજો.

પ્રદર વિનાશક દવા વાપરો.

ઉપર બતાવેલાં દરદો અને બીજા રોગો માટે જેવા કે, રક્તપ્રદર, કસુવાવડ, છોડ, હીસ્ટીરીઆ પેઢુનો દુખાવો, છાતીમાં દાહ, હાથ-પગનું કળતર અને સુવારોગથી થતાં જુનાં હઠીલાં દુઃખો વગેરે મટાડવા માટે અમારી જગપ્રસિદ્ધ પ્રદર વિનાશક દવા એક અકસીર ઇલાજ છે. ફક્ત આઠ દિવસમાં દવાનો ગુણ ચોક્સ માલમ પડે છે. આઠ દિવસની દવાના રૂ ૧-૭-૦ પોસ્ટેજ સાથે.

બાટલી ૧ ની કીંમત રૂ. ૨-૮-૦ પોસ્ટેજ ત્રણ આના.

વડોદરાના એજન્ટ
મેશર્સ ત્રિવેદી બ્રધર્સ.
ની કું. વડોદરા.

પ્રદરવિનાશક એજન્સીસ.
ખંભાત (૧૬) (ગુજરાત).

---

Batliwalla's Genuine Quinine Tablets gr. 1 each bottle of 100. Price 12 As. each.
Batliwalla's Genuine Quinine Tablets gr. 2 each bottle of 100. Price Re. 1 each.
Batliwalla's Ague Mixture for Fevers, Malaria, Influenza etc. Price Re. 1 each.
Batliwalla's Ague Pills for Malaria, Fever, Influenza etc. Price Re. 1 each.
Batliwalla's Tonic Pills for pale people & nervous breakdown Price Rs. 1-8 As. each
Batliwalla's Tooth-Powder for Preserving Teeth. Price 4 As each.
Batliwalla's Ringworm ointment for ringworm, Dhobi itch etc. Price 4 As. each

*May be had from all dealers in medicines or from.*

**Dr. H. L. Batliwalla Sons & Co., Ltd**
No. 226 Worli, 18 Bombay
TELEGRAPHIC ADDRESS —" Doctor Batliwalla Dadar."

---

ॐ
नू. श्री. चि.
ફક્ત રૂ. ૨] માંજ.
૧૬"×૨૦" ની હાથ જેવડી મો

# રૂદ્રાક્ષની સાચી માળાઓ.

મોટા તથા ઝીણા મરી જેટલા દાણા. ખોટા ઠરે તો પૈસા પાછા. સામટી મંગાવનારને તથા માલ ખપાવનાર એજન્ટોને સારૂં કમીશન આપવામાં આવે છે. અમારી માળાઓ તમામ ઠેકાણે વેચાતી માળાઓ કરતાં વજનદાર, પાકા દાણાની અને ખાત્રીવાળી હોય છે. કિંમત નં. ૧૩ થી ૧ સુધીની અનુક્રમે રૂ ૦।, ૦।=, ।।।, ૦।।।, ૧), ૧।।, ૨), ૨।।, ૩।।, ૫), ૬), ૮), અને૧૦). પાંચ રૂપૈયાની માળા લેનારને રૂદ્રાક્ષમાહાત્મ્ય નામનું આનાનું પુસ્તક મફત આપવામાં આવે છે.

ઠે. જે. પી. પંડિત એન્ડ કંપની.

ભુતડીનિઝાંપે, નૃસિંહઆચાર્યજીના મંદિરસામે વડોદરા.

# સુગંધીદાર અગરબત્તી.

કોઇ શેરમાં ૧૫૦૦ તો કોઇ ૨૫૦૦ નંગ આવે છે. કોઈ દોઢ બે કલાક તો કોઇ ચાર આઠ કલાક બળે છે. શ્રીમાન્ તેમ જ ગરીબ વાપરી શકે છે. બે ત્રણ રૂપૈયે અને પાંચ રૂપૈયે શેરના ભાવની અગરબત્તિ એક અધોળમાં લગભગ સવાસો નંગ આવે છે. આ સંબંધની વિશેષ હકિકતનું કેટલોગ મફત.

ઠે જે. પી. પંડિતની કંપની,

વડોદરા.

---



આ એક પેટી અને દરેક મનુષ્ય જાતે વૈદ્ય. અથવા વ્યવહારોચિત જીવનરસાયનવિદ્યા એ બે પોતાના ઘરમાં રાખનારને વૈદ્ય તથા દાક્તરનું હમેશનું ખરચ બચે છે, અને તેનો ઉપયોગ તમામ વ્યાધિઉપર થઇ શકે છે. એકલા પુસ્તકનું મૂલ્ય માત્ર ૦–૧૦–૦. હજારો મનુષ્યો આ જીવન-રસાયનવિદ્યાનો આજે લાભ લે છે. પ્રત્યેક ઘરમાં આ પેટી અને પુસ્તક હોવાની અનિવાર્ય અગત્ય છે. જેટલો તમે આને માટે વિલંબ કરો છો તેટલી હાનિ તમને પોતાને તમે કરો છો જ. કેટલોગ મફત.

જે. પી. પંડિત એન્ડ કંપની.

જલદી કરો,                                                  જલદી કરો.

# ગજાનન માર્કાની અસલ કાબુલી હીંગ.

જો તમારે અસલ કાબુલી હીંગ જોઈતી હોય તો અમારી ગજાનન માર્કાની મંગાવો. અમારી આ હીંગ ભેળસેળ વગરની તથા ઉત્તમ પ્રકારની હોવાથી જ અત્યંત લોકપ્રિય થઈ છે, તેની માત્ર એક વખત મંગાવવાથી જ તમારી ખાત્રી થશે કિં. બાર તોલાના એક ડબાનો રૂ ૧–૦–૦ પોસ્ટેજ ખર્ચ જૂદું. નીચેને ઠેકાણે લખો (અમારૂં શિરનામું અંગ્રેજીમાં કરવું.)

तारीचागल एन्ड कंपनी,
काबुली हींग स्टोर्स.
होशागर (India.)

---

## ગીતામાં ઈશ્વરવાદ.

૭ દર્શનની સાથે ગીતાની તુલના કરી ગીતાની ઉત્કૃષ્ટતા દર્શાવનાર ઉત્તમ તાત્ત્વિક અંગ્રેજી ગ્રંથનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર–મૂલ્ય રૂ. ૨ પોસ્ટેજ જુદું.

ભાષાંતર કર્તા—દામોદર વખતચંદ શાહ.
તા. માસ્તર–પાળીયાદ–કાઠિયાવાડ.

---

## पातंजल योगदर्शन.

યોગસંબંધમાં ગુજરાતીમાં આવું ઉત્તમ એક પણ બીજું પુસ્તક હજી સુધી તો લખાયું નથી. મૂલ્ય રૂ. ૨–૦–૦

ઠે. પ્રાતઃકાલ-મંદિર, વડોદરા.

---

## " સાહિત્ય "

પુસ્તકો તથા લાઇબ્રેરીઓના શોખીનોએ જો ૨૫૦ તથા ૫૦૦ ગુજરાતી સૌથી સારાં પુસ્તકો ક્યાં છે તે જાણવું હોય તો ફેબ્રુવારી તથા માર્ચ માસનું " સાહિત્ય " માસિક ફકત આઠ આના ખરચી વાંચવું.

જાહેરખબર માટે ઉત્તમ સાધન છે.          વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૨–૮–૦

વધુ વીગતમાટે લખો—          વ્યવસ્થાપક સાહિત્ય વડોદરા.

# विषयानुक्रमणिका.



## प्रातःकालना ग्राहकोए हंमेशां स्मरणमां राखवायोग्य केटलाक नियमो.

૧ જ્યારે શિરનામું બદલવાનું હોય ત્યારે નવા શિરનામાની સાથે પૂર્વે પ્રાતઃકાલ ક્યાં મળતું હતું તે અવશ્ય જણાવવું. તેમ નહિ કરનારના પત્રનો અમલ થઇ શકશે નહિ. શિરનામું બદલવા સંબંધમાં જેમનું પત્ર અમને વદ ૧૦ સુધીમાં મળી શકશે તેનો તે માસમાં અમલ થઇ શકશે, વદ ૧૦ પછીનાં પત્રોનો અમલ બીજા માસથી થઇ શકશે. ત્રણ માસથી ઓછા સમય માટે શિરનામું બદલી શકાશે નહિ. તેમ કરવા ઇચ્છનારે પોસ્ટ ઓફીસ સાથે બંદોબસ્ત કરી લેવો.

૨ જ્યારે જ્યારે અમારા ઉપર કોઈ પણ કાર્ય માટે પત્ર લખવામાં આવે ત્યારે ત્યારે નામ, તથા ગામ લખવું, તથા ઉત્તર માટે પોસ્ટની ટીકીટ મોકલવી. ઘણા મનુષ્યો નામ તથા ગામ લખતા નથી, તથા ઉત્તર માટે ટીકીટ મોકલતા નથી તેવા મનુષ્યોના પત્ર નકામા જાય છે.

૩ પ્રાતઃકાલ પ્રત્યેક માસની વદ ચતુર્દશીએ પ્રસિદ્ધ થાય છે, અને હમેશાં નિયમિતપણે ગ્રાહકોને બીજા માસની શુદ પંચમી સુધીમાં બીડી દેવામાં આવે છે. તેથી જેમને અંક ન મળે તેમણે દશમ સુધીમાં અમને લખી જણાવવું. દશમ પછી અંક મંગાવનાર બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આપશે તો જ અંક મળી શકશે.

श्री.

# प्रा तः का ल.

पुस्तक १३ ] संवत् १९७१ भाद्रपद कृष्णपक्ष १४. [ अंक ११

॥ ॐ श्रीं. ॥

## पद्यसंग्रह.

### आत्माना माहात्म्यकथनरूप मंगल.

પદ ૧ સોરઠ.

મારા ચિદ્રૂપ આત્મારામ, તારો અદ્‌ભુત આ શો ! પ્રભાવ.
મુજ અંતરમાં રહ્યા છતાં પણ, તું છે ન્યારો સાવ;—
તેમ છતાં પણ મારાથી તુજ, પૃથક્ નથી દેખાવ;—
સર્વ ભાવ તું ઉપજાવે પણ, તારો ન કોઇ સ્વભાવ;—
તારા પટમાં પ્રવેશી રહેતાં, નડે ન કોઇ ઘાવ;—
ક્લેશાગ્નિમધ્યે મુજને તું, ભાસે શાંતિની વાવ;—
વિપરીત બાજી થતાં તુજ સ્મરણે, પડતા સઘળા દાવ;—
તેવારૂપે ત્યાં તું પ્રકટે, જેવો જેનો ભાવ;—
વિનવું એક હું અનુભવરૂપે, મુજ ઉર ઉઠી આવ;—
પ્રણમું પ્રેમે અંતર્યામિન્ ! દે, આશીષ્નો લ્હાવ;—

# अभिनंदन.

પદ ૨.

આજ પુષ્પે વધાવું બંધુ મારાને,
બંધુ મારાને, પ્રાણ પ્યારાને;—
જેને ફાવ તે છો લુએ નઠારાને,
મુજ બંધુમાં જોઇ એક સારાને;—
કોઇ જોઇ રાજી થાય ચંદ્ર તારાને,
રાજી થાઉં ભાળી બંધુસ્નેહધારાને;—
જે ખીલાવે હૃદયપદ્મકુસુમક્યારાને,
જેહ પામે ગુરુનાવે ભવકિનારાને;—
ત્યજી ચિંતાના સઘળા ધખારાને,
પ્રભુમાંહિ લગની દૃઢ લગાવનારાને;—જોઇ પુષ્પે વધાવું૦
નિજ કાજ સહે કષ્ટતણા ભારાને,
પ્રભુકાજે સર્વસ્વ અર્પનારાને; જોઇ૦
અચલ શ્રદ્ધાનો દંડ પકડનારાને,
તરી પોતે બીજાને તારનારાને; જોઇ૦
જોઇ આપરૂરે ચિતિ ઝળકારાને,
આપું આલિંગન હૃદય તમારાને; આજ૦

तत्त्वविचार.




## પ્રકરણ ૧.

### કોઈ પણ મનુષ્ય મહાપુરુષ થઈ શકે છે.




ત્યેક મનુષ્યમાં અનંત સામર્થ્યનું મૂળ આત્મતત્ત્વ રહેલું છે. આ તત્ત્વનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરીને મનુષ્ય પોતાની માનસશક્તિઓનો યથેચ્છ વિકાસ કરી શકે છે.

મનુષ્યમાં એક ગુપ્ત એવું સામર્થ્ય રહેલું છે. કે જેનાવડે તે ઇચ્છે તે શાખામાં પોતાનો વિકાસ કરી શકે છે. અને તેના વિકાસના સંભવોનો કોઇ અંત નથી, અર્થાત્ તે પોતાનો વિકાસ ઇચ્છે તેટલો મર્યાદારહિતપણે કરી શકે છે. તાત્પર્ય, કે મનુષ્ય પોતાનો આટલો જ વિકાસ કરી શકે છે, એવી મર્યાદા બાંધી શકાય તેમ નથી.

અમુક શાખામાં અમુક મર્યાદાથી આગળ મનુષ્યે આજપર્યન્ત પોતાનો વિકાસ કર્યો નથી, તેનું કારણ એ છે, કે તેણે આગળ પ્રગતિ કરી નથી, એ જ છે. અને તે શાખામાં કોઇ પણ મનુષ્ય આજપર્યંત અમુક મર્યાદાથી આગળ નથી વધ્યું તેથી આજે હવે કોઇની પ્રગતિ તેથી આગળ થઇ શકે તેમ નથી, એમ પણ નથી જ.

મનુષ્યના સર્વ વિકાસના સર્વ સંભવો જે આત્મતત્ત્વમાંથી તે બનેલો છે, જે આત્મતત્ત્વમાંથી તેની ઉત્પત્તિ થએલી છે, જે મૂળતત્ત્વ તેનું પ્રભવસ્થાન છે, તેમાં રહેલા છે.

મનુષ્યનો આત્મા સર્વજ્ઞ છે, અને મનુષ્ય તેનાથી તન્મય થઇને સર્વજ્ઞ થઇ શકે છે. બુદ્ધિ કરતાં પ્રતિભાશક્તિ શ્રેષ્ઠ છે. બુદ્ધિશક્તિ આ જગતના અન્ય પદાર્થોના સંબંધે કરીને ખીલે છે. જ્યારે પ્રતિભાશક્તિ મનુષ્યના ઈશ્વરતત્ત્વસાથે સંબંધ થવાથી ખીલે છે. અને આ તત્ત્વના સંબંધમાં આવીને મનુષ્ય મહાન્ કૃત્યો કરી શકે છે. અને તે છતાં મહાપુરુષો તે જે મહાન્ કૃત્યો કરે છે, તેટલા જ અંશમાં મહાન્ હોતા નથી, પણ તેમની મહત્તા તેથી અનેકગુણ અધિક હોય છે. મહાપુરુષો એક એવા સામર્થ્યની સાથે સંબંધમાં આવેલા હોય છે, કે જે સામર્થ્યને અવધિ નથી. મનુષ્યના સામર્થ્યનો અવધિ ક્યાં છે તે આપણે જાણી શકીએ તેમ નથી; અર્થાત્ તે અનવધિ છે, અનંત છે. મનુષ્યના સામર્થ્યને મર્યાદા નથી, સીમા જ નથી.

જ્ઞાનપૂર્વક, કે ભાનપૂર્વક પોતાનો વિકાસ કરવો એ તિર્યક્ પ્રાણીથી બની શકે તેમ નથી; કારણ, કે તેમને તેવી શક્તિ પ્રાપ્ત નથી; જ્યારે મનુષ્યને તેવી શક્તિ પ્રાપ્ત છે, અને તે જ્ઞાનપૂર્વક, કે ભાનપૂર્વક પોતાનો વિકાસ કરી શકે છે પશુ તથા પક્ષીઓ મનુષ્યવડે બહુ બહુ તો અમુક અંશમાં કેળવાઈ શકે છે. જ્યારે મનુષ્ય પોતે જ પોતાને ઇચ્છાનુરૂપ કેળવી શકે છે તથા ઇચ્છાનુરૂપ પોતાનો વિકાસ કરી શકે છે. આ શક્તિ મનુષ્યને જ મળેલી છે, અને તેનો તે અમર્યાદપણે વિકાસ કરી શકે છે.

વૃક્ષનો સ્વભાવ જેમ વધવાનો છે તેમ મનુષ્યનો સ્વભાવ પણ વિકાસ કરવાનો છે. વૃક્ષમાં પણ જીવન છે અને મનુષ્યમાં પણ જીવન છે.અને જીવનનો વિકાસ થઈ શકે છે. વૃક્ષમાં જીવનનો વિકાસ થતો આપણે જોઇએ છીએ, તે પ્રમાણે મનુષ્યમાં પણ વિકાસ થાય છે જ. વિકાસને પામવું એ જીવન ( life ) નો ક્રમ છે. વૃક્ષનો વિકાસ અમુક નિયત માર્ગમાં જ થઈ શકે છે, જ્યારે મનુષ્યનો વિકાસ યથેચ્છ થઈ શકે છે. વૃક્ષમાં અમુક ગુણો જ વૃદ્ધિને પામે છે જ્યારે મનુષ્યમાં તેવું નથી. મનુષ્ય ઇચ્છે તે ગુણને, કે શક્તિને વૃદ્ધિ પમાડી શકે છે. વિશ્વમાં કોઈ પણ સ્થાનમાં કોઈ પણ વ્યક્તિએ જે કોઈ શક્તિનો વિકાસ કર્યો હોય છે તે શક્તિનો કોઈ પણ મનુષ્ય વિકાસ કરી શકે છે, એટલી તેનામાં વિશેષતા છે.

આત્મતત્ત્વનાં સામર્થ્યોને મનુષ્ય આ મનુષ્ય દેહમાં જાગ્રત્ કરી શકે છે. આ સામર્થ્યોને જાગ્રત્ કરતાં તેને મનુષ્યદેહથી કોઈ જાતનો પ્રતિબંધ થતો નથી. સત્ય કહીએ તો આ મનુષ્યદેહ આત્માનાં અનેક સામર્થ્યોને જાગ્રત્ કરવાઅર્થે છે, એટલું જ નહિ પણ પરમાત્મપદપર્યંત પહોંચવા માટે છે. આ મનુષ્યદેહની શ્રેષ્ઠતા શાસ્ત્રોમાં એટલા જ માટે ગવાય છે, કે તેમાં શિખરની સ્થિતિ સુધી પહોંચી શકાય છે. મનુષ્યદેહની આ વિશેષતા છે, અને તે સાધારણ નથી.

મનુષ્યને જે કંઈ કલ્પના થાય છે તેને તે સ્થૂલરૂપમાં પ્રત્યક્ષ કરી શકે તેમ હોય છે. મનુષ્યની કલ્પનાને સિદ્ધ કરવી, એ વાર્તા અસંભવિત નથી પણ સંભવિત છે.

મનુષ્યને મનુષ્યશરીર વિકાસમાટે જ મળેલું છે, અને તેથી તેનો વિકાસ થવો જ જોઇએ છીએ. અને તેનો વિકાસ થવાથી તેને સુખપ્રાપ્તિ થાય છે જ. અને તેથી એમ પણ આપણે કહી શકીએ છીએ, કે તેણે સુખને માટે પોતાનો નિત્ય વિકાસ કરવો જોઇએ.

પ્રગતિ અથવા વિકાસવિનાનું જીવન નિરર્થક જ છે. જેમ મનુષ્ય જીવનનો વિકાસ અધિક તેમ તેનું સુખ પણ અધિક હોય છે. વિકાસવિનાનું જીવન સુખરહિત જ હોય છે, અથવા તેમાં સુખના ઘણા ઓછા અંશો હોય છે.

બીજા મનુષ્યોમાં વિકાસના જે સંભવો નથી હોતા તે એક મનુષ્યમાં અથવા તમારામાં રહેલા છે; કારણ કે આગળ જણાવી ગયા પ્રમાણે વિકાસને અંત નથી, તેથી અમુક શાખામાં અમુક મનુષ્યની પ્રગતિ નથી થઈ, તેથી તે શાખામાં આપણી પણ પ્રગતિ થઈ શકે તેમ નથી એમ ધારવું યોગ્ય નથી. કારણ, કે એક મનુષ્યમાં અમુક શાખામાં વિકાસના સંભવો હોય છે તો અન્યમાં બીજી શાખાના અથવા બીજી દિશાના હોય છે. મનુષ્ય જન્મથી જ કોઇને કોઇ શાખામાં વિકાસ કરવાને માટે નિર્માણ થએલો હોય છે.

કોઈ માળી પોતાના ટોપલીમાં જૂદી જૂદી જાતનાં બીઆં લેઇને જતો હોય અને તેને આપણે જોઇએ છીએ તો તે બી એક જ જાતનાં જણાય છે; પરંતુ જ્યારે તે તેને વાવે છે ત્યારે તેમાંથી જૂદી જૂદી જાતનાં મનોહર વૃક્ષ ઉગે છે. તે પ્રમાણે મનુષ્યમાત્રને જોતાં તે એક જ જાતનાં જણાય છે, પણ તેમનામાં જૂદી જૂદી જાતનાં સામર્થ્યો ગુપ્ત રહેલાં હોય છે, અને તેમના વિકાસના જૂદા જૂદા સંભવો હોય છે. અને આ પ્રમાણે જૂદાં જૂદાં મનુષ્યો જ્યારે પોતાનાં સામર્થ્યોને જાગ્રત્ કરે છે. ત્યારે આ વિશ્વવાટિકા કોઈ અદ્દભુત સુંદર થઈ રહે છે અને વિશ્વવાટિકાને સરજનારનો તેનો જ આશય છે.

ગુલાબ, મોગરો વગેરે જૂદી જૂદી જાતનાં પુષ્પવૃક્ષ જેમ જૂદી જૂદી જાતની સુવાસ આપે છે, તે પ્રમાણે મનુષ્યો પણ જૂદી જૂદી દિશામાં પોતાનો વિકાસ કરે છે, અને જૂદી જૂદી રીતે પ્રકાશે છે. અને આ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય બીજાથી અપૂર્વતાને પ્રકટાવી શકે છે, બીજાથી નવિન સામર્થ્યને જાગ્રત્ કરી શકે છે, અને પોતપોતાની શાખામાં પૂર્ણતા મેળવી શકે છે.

સામાન્ય જણાતા જીવનમાં પણ આપણે ન ધારી શકીએ તેવી શક્તિઓ અને તેવાં સામર્થ્યો ગુપ્ત રહેલાં હોય છે. આ સામર્થ્યોને પ્રકટ કરવાને આ મનુષ્યોએ ઇચ્છા કરી નથી હોતી, એ જ તેમને નહિ પ્રકટ થવાનું કારણ છે. કોઈ કોઈ નિમિત્ત મળતાં આ સામર્થ્યો વિલક્ષણ રીતે જાગ્રત્ થઈ આવેલાં આપણે પ્રસંગે જોઇએ છીએ જ.

પ્રત્યેક મનુષ્યમાં પ્રતિભાશક્તિ રહેલી છે, અને તે તેનો વિકાસ થવાને ઉદ્યત જ થઈ રહેલી હોય છે. પરંતુ તેને તે જાગ્રત્ કરતાં નથી, અને જેણે તેને જાગ્રત્ કરેલી છે, તેવા મનુષ્યની તેને મોટો ગણીને તે સહાય્ય લેવાને દોડી જાય છે. જેમ પોતાની પ્રતિભાશક્તિઓ વિકાસ કરીને, કે પોતાનામાં ગુપ્ત રહેલાં બીજાં સામર્થ્યો પ્રકટ કરીને અમુક મનુષ્યોએ મહાપદ મેળવેલું હોય છે, અથવા મહાપુરુષ થયા હોય છે તેમ કોઇ પણ મનુષ્ય તે શક્તિ અને તે સામર્થ્યોને જાગ્રત્ કરીને મહાપુરુષ થઈ શકે છે. અને આ શક્તિ અને આ સામર્થ્ય અથવા તેવાં જ સામર્થ્ય પ્રત્યેક મનુષ્યમાં ગુપ્ત રહેલાં હોય છે જ.

આપણામાં સામર્થ્યના જે ભંડારરૂપ મૂળતત્ત્વ રહેલું છે તે તત્ત્વ આપણે ઇચ્છા કરીએ તે સામર્થ્ય આપણને આપે છે. જો આપણે ક્ષુદ્ર સામર્થ્યને ઇચ્છીએ છીએ તો તે ક્ષુદ્ર સામર્થ્યને આપે છે, અને જો આપણે મહાન્ સામર્થ્યોને ઇચ્છીએ છીએ તો તે મહાન્ સામર્થ્યોને આપે છે.

મનુષ્ય પોતાને બે પ્રકારની મનની સ્થિતિમાં મૂકી શકે છે. તેમાંની એક દડા જેવી છે; આ સ્થિતિ પરતંત્ર છે, ક્ષુદ્ર છે, સામાન્ય છે, અને કંઇ પણ સામર્થ્ય વિનાની છે. આ સ્થિતિમાંથી કંઇ પણ અપૂર્વતા જાગ્રત્ થતી નથી. આ સ્થિતિમાં રહેનાર મનુષ્યો પોતાના પરિવેષ્ટન અને સંજોગોને વશ વર્તે છે. આ મનુષ્યોનું ભાવિ તેમના પોતાના હાથમાં હોતું નથી પણ બાહ્ય વસ્તુના ઉપર આધાર રાખે છે. આ મનુષ્યમાં રહેલું સામર્થ્યનું મૂળ, કે જેને આપણે આપણો આત્મા કહીએ છીએ તે આત્માનાં સામર્થ્યો જાગ્રત્ થએલાં હોતાં નથી, કે જાગ્રત્ થતાં નથી, પણ તે સુપ્ત જ રહે છે. અંતરાત્માના આધારે તેમને વર્તન કર-

વાનું હેતું નથી, પણ બાહ્ય વસ્તુના આધારે જ તે વર્તે છે. આવા મનુષ્યોઉપર બીજા મનુષ્યો સહજ સ્વામીત્વ ભોગવે છે. દડાની પેઠે આ મનુષ્યો પરતંત્ર સ્થિતિમાં જ રહે છે.

બીજી સ્થિતિ ઝરા જેવી છે. ઝરાનો પ્રવાહ, જ્યાંથી તે નીકળતો હોય છે ત્યાંથી જેમ તે અખંડ વહ્યા કરે છે, તેમ આ મનુષ્યોના આત્મતત્ત્વમાંથી જેની જરૂર હોય તે સ્વાભાવિકપણે જ વહ્યા કરે છે. તે પોતાનામાંથી એક પ્રકારના બળનો આવિર્ભાવ કરે છે. તેનાઉપર સંજોગો, કે પરિવેષ્ટનનું સ્વામીત્વ પ્રવર્તતું નથી, પણ તેનું સ્વામીત્વ તેમના ઉપર પ્રવર્તે છે. સામર્થ્યને ધારણ કરનાર તત્ત્વ તેના અંતરમાં જાગ્રત્ હોય છે, અને તેના અંતરમાંથી તે ઝરો જેમ પર્વતમાંથી વહે છે તેમ વહેતું રહે છે.

કોઇ પણ મનુષ્યનું વિશેષ હિત આ સ્થિતિમાં આવ્યા વિના થઇ શકતું નથી. આ જગતના સર્વ અનુભવોનો એક જ આશય છે, કે મનુષ્યને આ સ્થિતિમાં જ લાવવો, અર્થાત્ તેને પરિવેષ્ટન અને સંજોગોના દાસત્વમાંથી મુક્ત કરીને તે સર્વનો સ્વામી બનાવવો.

પોતાના પરિવેષ્ટનને, કે સંજોગોને વશ વર્તવું, એ કંઇ મનુષ્યનું મનુષ્યત્વ નથી. તેની બાલ્યાવસ્થામાં જ આ પ્રમાણે થાય છે. પણ તેની પ્રૌઢ અવસ્થા થતાં આ સર્વ ઉપર તેનું સ્વામીત્વ સ્થપાવું જ જોઇએ, તથા તેણે સ્વતંત્રતાને પ્રાપ્ત થવું જ જોઇએ. જીવનપર્યંત તે દીન સ્થિતિમાં રહે તો તેને માટે ઉચિત નથી જ.

નિકૃષ્ટમાં નિકૃષ્ટ સ્થિતિમાં રહેનારના અંતરમાં પણ આપણે ઉપર જણાવી ગયા છીએ તે પ્રમાણે સામર્થ્યનું મૂળ રહેલું હોય છે, અને તેને જાગ્રત્ કરીને તે મહાપદે સ્થિર થઇ શકે છે, અથવા મહાપુરુષ થઇ શકે છે. મનુષ્યે મહાપુરુષ થવાને, કે મહાપદ પ્રાપ્ત કરવાને જે કંઇ કરવાનું છે તે એ જ છે, કે આ તત્ત્વને જાગ્રત્ કરવું, તે તત્ત્વમય થવું. આ પ્રમાણે થતાં મનુષ્યના ભયમાત્ર દૂર થાય છે, દીનતામાત્ર ટળે છે, અને અખંડ નિર્ભયતા તથા નિત્યની સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે.

આ સત્તાને, કે સામર્થ્યને જાગ્રત્ કરવું, એ જ જીવનમુક્તિ છે. આ જ મનુષ્યનો પુનરુદ્ધાર છે અને તે જ તેનું નવીકરણ કરનાર છે. જ્યારે પૂર્ણ અંશમાં આ સત્તા મનુષ્યમાં પ્રકાશે છે ત્યારે તે એક મહાપુરુષ થાય છે, અને દેવોનો પણ દેવ થાય છે. તેને આ સ્થિતિમાં સર્વ સામર્થ્ય મળે છે, અને તેનું વિશ્વ ઉપર સામ્રાજ્ય પ્રવર્તે છે.

જે એક મહાપુરુષમાં પૂર્વે હતું વા આજે છે, તે જ તમારામાં છે, તમારામાં કંઇ પણ ન્યૂનતા છે, એમ સમજશો નહિ. બીજા મનુષ્યો જે મહાપદને પામ્યા છે, કે તેમણે જે મહાન્ કૃત્ય કરેલાં છે, તે મહાપદને તમે પણ પ્રાપ્ત થઇ શકો તેમ છે, અને તેવાં અને એથી પણ મહાન્ કૃત્ય તમે પણ કરી શકો તેમ છે. તમે જેવા થવાને ઇચ્છો તેવા થઇ શકો તેમ છે જ.



## પ્રકરણ ૨.

### વંશપારંપર્ય અને અવસર.



વંશપરંપરાથી પણ આપણને મહાપદની પ્રાપ્તિ થઈ શકે છે. અર્થાત્ વંશપરાથી પણ આપણને મહાપુરુષત્વ મળી શકે છે. જો આપણા પિતા, કે પ્રપિતા આદિ મહાપુરુષ થઈ ગયા હોય છે તો આપણને તેમનો મહાપુરુષત્વનો વારસો મળી શકે તેમ હોય છે. ઈક્ષ્વાકુ કુલમાં જન્મ પામેલા શ્રી રામચંદ્રજીના પૂર્વજોને જોઇશું તો જણાશે, કે તે સર્વ મહાસમર્થ થઈ ગયેલા હતા. ભક્તશિરોમણિ ધ્રુવને જન્મ આપનાર તેમની માતા ભક્તિના સુદૃઢ સંસ્કારોથી અલંકૃત હતાં. અને આ જ પ્રમાણે જે જે મહાપુરુષો થઈ ગએલા છે તેમને તેમના પિતા, માતા, પ્રપિતા, કે અન્ય વંશજોનો વારસો મળેલો હતો.

આજે સુધારા પક્ષના મનુષ્યો માને છે, કે મનુષ્ય ગમે તેટલો ક્ષુદ્ર વર્ણનો હોય છતાં પણ જો તે કેળવાય છે તો તેના ગુણધર્મ બદલાય છે, અને તે ઉચ્ચ વર્ણમાં ભળવાને અધિકારી થાય છે.

વસ્તુતઃ આ સિદ્ધાંત સાચો છે. પણ આ લોકો ધારે છે તેવી રીતે ગુણધર્મ બદલાઈ જતા નથી. વળી હાલની કેળવણી, કે જે વાંચતાં લખતાં, કે સ્વચ્છ કપડાં પહેરતાં, અને એવી જ બીજી કેટલીક બાબતો શીખવે છે તે કેળવણીથી આ સુધારાવાળાઓ ધારે છે તેમ ગુણધર્મ બદલાઈ જતા નથી. ગુણધર્મને બદલવાને માટે બીજા પ્રકારની કેળવણીની જરૂર રહે છે, અને તે કેળવણી તે અધ્યાત્મ કેળવણી અર્થાત્ આત્માની કેળવણી છે. પરંતુ આ પ્રકારની કેળવણી સંબંધમાં સુધારકોને સહજ પણ ભાન ન હોવાથી, તે ધર્મના, નીતિના, અને માનસશાસ્ત્રના સિદ્ધાંતોને સમજ્યાવિના મનુષ્યોએ વર્તમાન કેળવણી લીધી એટલે તે સુધરી જાય છે, અને કોળીમાંથી, કે ઢેડ ભંગીમાંથી બ્રાહ્મણ થવાને પાત્ર થાય છે એમ માને છે.

અમેરિકામાં એક વિદ્વાને બે મનુષ્યોની વંશાવળી મેળવી હતી, અને તે બન્નેના કુલમાં લગભગ સો પેઢીપર્યંત કેવાં મનુષ્યો પાક્યાં હતાં તેનો ઇતિહાસ મેળવ્યો હતો. આ બન્ને મનુષ્યમાં એક નીતિમાન્ અને શરીરે નીરોગ હતો, જ્યારે બીજો અનીતિમાન્ અને દારૂ તમાકુનું વ્યસન કરનાર તથા રોગી હતો. આ બેમાંથી પ્રથમ મનુષ્યના વંશમાં સો પેઢીપર્યંત ઉત્પન્ન થએલી પ્રજામાંથી ૭૫ થી ૮૦ ટકા જેટલી નીતિમાન્; નિર્વ્યસની, નીરોગ, અને વ્યવહારમાં સારી સ્થિતિએ પહોંચેલી હતી; જ્યારે બીજા મનુષ્યની પ્રજામાંથી ૭૫ થી ૮૦ ટકા જેટલાં મનુષ્યો અનીતિમાન્; ચોર, ઠગ, ખુની, વ્યસની, દુરાચારી, રોગી અને વ્યવહારમાં ક્ષુદ્ર સ્થિતિએ પહોંચેલા જણાયા હતા. આ સંબંધમાં સપ્રમાણ લેખ ધર્મધ્વજમાં પ્રસિદ્ધ કરી ગએલા હોવાથી, અત્ર અધિક લખતા નથી. તાત્પર્ય, એ જ કે સુધારા-

ગાતાં આવડતું હોય છે તેમનાં બાળકો સહજ ગાતાં શીખી શકે છે; જેમનાં માતાપિતા ગણિતવિષયમાં હુશિઆર હોય છે તેમનાં બાળકો તે વિષય અલ્પ શ્રમે શીખી શકે છે. અને આ જ પ્રમાણે બીજી શક્તિઓના સંબંધમાં પણ સમજવું.

તોપણ મનુષ્યના આત્મામાં સર્વ શક્તિઓ અને સર્વ જ્ઞાન રહેલાં છે, અને તે ઇચ્છે તો અનેક શક્તિઓનો તથા જ્ઞાનનો પોતાનામાં આવિર્ભાવ કરી શકે છે. મનુષ્ય જે મૂળતત્ત્વનો તે બનેલો છે તે મૂળતત્ત્વમાંથી ઇચ્છાનુકૂલ શક્તિને જાગ્રત્ કરી શકે છે. અને જ્યારે તે આ પ્રમાણે પોતાના આત્માની શક્તિઓને જાગ્રત્ કરે છે ત્યારે તેના મગજમાં જે પરમાણુઓ નથી હોતાં તેવાં પરમાણુઓ રચાય છે. તેથી વારસામાં મનુષ્યને જે મળેલું હોય છે તેટલું જ મનુષ્ય કરી શકે છે, એમ હોતું નથી, પરંતુ તે ઇચ્છાનુકૂલ પોતાનો વિકાસ કરી શકે છે. અથવા તો ન્યૂન પ્રમાણમાં કોઇ કોઇ શક્તિઓ મનુષ્યમાં રહેલી હોય છે તે શક્તિઓને પણ તે પોતાના આત્મતત્ત્વની સાહાય્યથી ઇચ્છાનુકૂલ વધારી શકે છે. આજે આપણા મગજમાં જેટલાં જેટલાં જૂદી જૂદી જાતનાં અણુઓ છે તેમને આપણે ઇચ્છીએ છીએ તો ન્યૂનાધિક કરી શકીએ છીએ.

જે પ્રકારનાં અણુઓ આપણને પ્રાપ્ત હોય છે તે દિશાનું કાર્ય કરતાં આપણને સુગમ પડે છે. પરંતુ જે મગજનાં અણુઓ આપણને પ્રાપ્ત હોતાં નથી, કે ન્યૂન પ્રમાણમાં પ્રાપ્ત હોય છે તે અણુઓને પણ આપણે નવાં રચી શકીએ છીએ, કે તેમાં વૃદ્ધિ કરી શકીએ છીએ. કારણ, કે આપણને આપણો આત્મા, કે જે સર્વ જ્ઞાન અને સર્વ શક્તિનું મૂળ છે તે પ્રાપ્ત છે. નવાં અણુઓને રચતાં આરંભમાં સહજ કઠિનતાનું ભાન થાય છે. પરંતુ અભ્યાસ પડતાં પછી તે કાર્ય સરળ જ લાગે છે. આપણે ઇચ્છીએ તે કાર્ય કરી શકીએ તેમ છે, અને આપણે ઇચ્છીએ તેવા થઈ શકીએ તેમ છે.

જ્યારે આપણે કોઈ પણ લક્ષ્ય બાંધીએ છીએ અને તેને સિદ્ધ કરવાને તીવ્રતાથી ઇચ્છીએ છીએ, કે આપણા અંતરાત્મામાં રહેલાં સર્વ સામર્થ્યો આપણા લક્ષ્યને સિદ્ધ કરવાને માટે કાર્ય કરવા મંડે છે. જો કોઈ શક્તિને જાગ્રત્ કરવાની સાચી ઇચ્છા આપણને થાય છે તો આપણા શરીરમાં વહેતું રુધિર અને જ્ઞાનતંતુમાં જે એક સામર્થ્ય રહેલું છે તે મગજના પ્રદેશમાં જાય છે, અને ત્યાં તે શક્તિનાં કાર્યવાહક અણુઓ જરૂરના પ્રમાણમાં રચે છે. મનુષ્યનું મન, કે જેમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, તેમાં મનુષ્યમાં ઇચ્છાનુકૂલ શક્તિઓને જાગ્રત્ કરવાનું સામર્થ્ય રહેલું છે.

લક્ષમાં એટલું જ રાખવાનું છે, કે મગજ મનુષ્યને રચતું નથી, પણ મનુષ્ય પોતાના મગજને રચે છે. તથા જીવનમાં મનુષ્યની ઉન્નતિ તેને જેટલું વંશપારંપર્ય અથવા વારસો મળેલો હોય છે તેટલી જ થઈ શકે તેમ હોતું નથી પણ તેની ઉન્નતિ ઇચ્છાનુકૂલ થઇ શકે તેમ હોય છે.

તેમ જ કોઈ મનુષ્ય સંજોગો અથવા અવસર ( opportunity ) ને અધીન થઇને હંમેશાં નીચી સ્થિતિમાં પડી રહે, તેમ પણ હોતું નથી. મનુષ્યને જેની જેની જરૂર

છે તે સર્વ તેને તેના અંતરમાં રહેલા પરમ તત્ત્વમાંથી મળી આવે તેમ છે. માત્ર તેણે આ તત્ત્વ પોતાનામાં છે, એવું શ્રદ્ધાપૂર્વક સ્વીકારવું જોઇએ. અને તેનાપ્રતિ અભિમુખ થવું જોઇએ. જો તે પોતે જ ઉંચે જવાને ઇચ્છે છે, અને ઉંચે જવાનો પોતાનો હક્ક છે એમ માને છે તો તેને ઉંચે જવામાંથી કોઈ પણ સંજોગો રોકી શકે તેમ નથી જ. જે સત્તાએ મનુષ્યને બનાવ્યો છે, તથા જે સત્તાએ મનુષ્યનો વિકાસ નિર્માણ કર્યો છે તે સત્તા એટલી બળવાન્ છે, કે તેનું સામર્થ્ય તેના સંજોગોઉપર તથા અવસરરૂપર સ્વામીત્વ પ્રવર્તે છે. જે સત્તા તમારામાં છે, તે જ સત્તા તમારી બહારના જગત્માં પણ છે, અને તેથી જ્યારે તમે તમારી પોતાની પ્રગતિ કરવાને ઇચ્છો છો ત્યારે તે સત્તા તમને જગત્માં માર્ગ કરી આપે છે. અર્થાત્ તમને જરૂરની અનુકૂલતા કરી આપે છે. મનુષ્યને ઇશ્વરે વિકાસ કરવામાટે સ્રજ્યો છે, અને તેની આસપાસની બાહ્ય વસ્તુઓ પણ તેને તેના વિકાસમાં સાહાય્ય થવામાટે સ્રજી છે. જ્યારે મનુષ્ય અંતરથી જાગ્રત્ થાય છે ત્યારે ઇશ્વિર અને આ બાહ્ય જગત્ તેને સર્વ પ્રકારની અનુકૂલતા કરી આપે છે. અને જો મનુષ્ય ઇશ્વિરકૃત નિયમોને અનુકૂલ થઇને ચાલે છે તો સર્વ વસ્તુઓ તેના સુખની જ જનક થાય છે.

નિર્ધનતા મનુષ્યને મહાપુરુષ થવામાં પ્રતિબંધરૂપ છે, એમ સમજવાનું નથી. કારણ કે તેનો જય કરી શકાય છે. માર્ટીન લ્યુથર બાળપણમાં અહીંતહીં ભીખ માગતો હતો; બુકર ટી. વૉશીંગ્ટનની સ્થિતિ આરંભમાં કેટલી ગરીબ હતી! મીલર જેવો મોટો મનુષ્ય શરૂઆતમાં સલાટનું કામ કરતો હતો; જ્યોર્જ સ્ટીવન્સન જેવો મોટો 'ઇંજીનીયર' ખાણમાં ખોદવાનું કામ કરતો હતો; એબ્રાહામ લીંકન્ અત્યંત નિર્ધન સ્થિતિમાં આરંભમાં હતો. પરંતુ આ સર્વ મોટા મનુષ્યો થઇ ગયાં છે. કારણ, કે તેમણે પોતાના અંતરમાં રહેલી સત્તાને જાગ્રત્ કરી છે.

તે જ પ્રમાણે આ સામર્થ્યના ભંડારરૂપ સત્તા તમારા પોતાનામાં પણ છે, તે સત્તાને, જો તમે જાગ્રત કરો છો, તો તમને જન્મથી પ્રાપ્ત થએલા વિરોધી સંસ્કારોનો, તમારા પરિવેષ્ટનનો, તમારા સંજોગોનો, તમારી દરિદ્રતાનો, અને તમારા અવસરોનો જય કરીને યથેચ્છ સ્થિતિ પ્રાપ્ત કરી શકો છો તથા એક મહાપુરુષ થઇ શકો છો.

( અપૂર્ણ. )



# શ્રી वेदांतमार्गोपदेशिका.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૩૧ થી. )



આગળ આપણે જાણી ગયા તે પચીશ તત્ત્વ જાણવાનું શું પ્રયોજન છે, અર્થાત્ તે પચીશ તત્ત્વને જાણવાથી આપણને શો લાભ થાય તેમ છે ?

આ પચીશ તત્ત્વ જાણવાથી આપણને એ જ્ઞાન થાય છે, કે એ પચીશ તત્ત્વ તે પંચ મહાભૂતનાં છે, એ પચીશ તત્ત્વ તે હું નથી, એ પચીશ તત્ત્વ મારાં નથી તથા એ પચીશ તત્ત્વનો હું દ્રષ્ટા છું અને તેનાથી ન્યારો છું.

આ પચીશ તત્ત્વ હું નથી, અને તે મારાં નથી, એ કેવી રીતે જાણવું અર્થાત્ તેનો કેવી રીતે વ્યવહારમાં ઉપયોગ કરવો, અર્થાત્ તે જાણેલા જ્ઞાનને કેવી રીતે આચારમાં ઉતારવું અને સુખભાક્ થવું ?

આ સંબંધમાં પ્રથમ આપણે આકાશનાં પાંચ તત્ત્વવિષે વિચાર કરીશું.

જ્યારે આપણને શોક થાય છે ત્યારે આપણે તેને જાણીએ છીએ, જ્યારે શોક થયેલો હોતો નથી ત્યારે તે શોકના અભાવને પણ જાણીએ છીએ, અને તેથી એ નિર્ણય આપણે સહજ કરી શકીએ છીએ, કે આ જે શોક મને થાય છે તે હું નથી. તે શોક મારો નથી, તે શોક આકાશનો છે, અને હું તો તે શોકનો દ્રષ્ટા છું અને તેનાથી ન્યારો છું. આ પ્રમાણે જીજ્ઞાસુએ અથવા મુમુક્ષુએ શોકથી પોતાને ન્યારો લહેવો અને શોકથી અભિભૂત ન થવું, તેનો સંસ્પર્શ પોતાને ન થવા દેવો, અને આપણા પોતાના આત્મતત્ત્વમાંજ સ્થિતિ કરવી.

તે જ પ્રમાણે જ્યારે કામનો પ્રસંગ આવે ત્યારે પણ એ વિચાર કરવો, કે કામની જ્યારે ઉત્પત્તિ થાય છે ત્યારે તેને હું જાણું છું, તેના અભાવને પણ હું જાણું છું, અને તેથી તે કામ તે હું નથી, તે કામ તે મારો નથી, તે કામ આકાશનો છે, અને હું તો તે કામનો દ્રષ્ટા છું, અને તેનાથી ન્યારો છું. આવો વિચાર કરીને કામથી અને અસ્પૃષ્ટ અને અલિપ્ત રહેવું.

તે જ પ્રમાણે ક્રોધના પ્રસંગે જાણવું, કે ક્રોધના ભાવને, અસ્તિત્વને પણ હું જાણું છું, તેના અભાવને પણ હું જાણું છું, અને તેથી તે ક્રોધ તે હું નથી, તે ક્રોધ તે મારો નથી, ક્રોધ આકાશનો છે, અને તે ક્રોધનો દ્રષ્ટા હું છું તથા તેથી ન્યારો છું.

એ જ પ્રમાણે મોહના પ્રસંગે જાણવું, કે હું મોહને તથા મોહના અભાવને જાણું

છું, અને તેથી તે મોહ હું નથી, તે મોહ મારો નથી, તે મોહ આકાશનો છે, અને હું તો મોહનો દૃષ્ટા છું, અને તેનાથી ન્યારો છું.

અને એ જ પ્રમાણે ભયના પ્રસંગે, એ વિચાર સેવવો કે હું ભયને તથા ભયના અભાવને જાણું છું, અને તેથી તે ભય તે હું નથો, તે ભય મારો નથી, તે ભય આકાશનો છે, અને હું તો તે ભયનો દૃષ્ટા છું અને તેથી ન્યારો છું.

આ પ્રમાણે તત્ત્વવિચાર કરીને શોક, કામ, મોહ, ક્રોધ તથા ભયથી અસ્પૃષ્ટ અને અલિપ્ત રહેવું, અને તે સર્વથી ન્યારા રહીને સ્વસ્વરૂપમાં સ્થિતિ કરવી.

આ જ પ્રમાણે વાયુનાં પાંચ તત્ત્વ પ્રસારણ, ધાવન, વલન, ચલન, અને આકુંચન, કે જે સંબંધમાં આપણે આગળ જણાવી ગયા છીએ તે પાંચ તત્ત્વથી ઉપર જણાવ્યા પ્રમાણે પોતાને તે સર્વના દૃષ્ટા જાણવો અને તેનાથી ન્યારા રહીને સ્વસ્વરૂપમાં સ્થિતિ કરવી.

તે જ પ્રમાણે તેજનાં પાંચ તત્ત્વ નિદ્રા, તૃષા, ક્ષુધા, કાંતિ અને આલસ્યના સંબંધમાં પણ સમજવું. અધિક સ્પષ્ટ થવાને માટે એક દૃષ્ટાંત લેઇએ છીએ. ક્ષુધા લાગે છે ત્યારે પણ આપણે જાણીએ છીએ, અને ક્ષુધા ન હોય ત્યારે ક્ષુધાના અભાવને પણ આપણે જાણીએ છીએ જેથી તે ક્ષુધા તે આપણે નથી, તે ક્ષુધા આપણી નથી, તે ક્ષુધા તેજનું કાર્ય છે અને આપણે તો તે ક્ષુધાના જાણનાર હોવાથી તેના દૃષ્ટા છીએ અને તેનાથી ન્યારા છીએ. એ જ પ્રમાણે બીજાં તત્ત્વના સંબંધમાં પણ ઘટાવી લેવું.

અને તે જ પ્રમાણે જલનાં પાંચ તત્ત્વ લાળ, સ્વેદ, મૂત્ર, શુક્ર, અને શોણિત કે જેના સ્વરૂપને પણ આપણે આગળ કથન કરી ગયા છીએ તે પાંચ તત્ત્વથી આપણને પોતાને ભિન્ન લહીને, તેના દૃષ્ટા થવું, અને તેનાથી ન્યારા રહેવું.

તે જ પ્રમાણે પૃથ્વીનાં પાંચ તત્ત્વ, રોમ, ત્વચા, નાડી, માંસ, અને અસ્થિ, કે જેમના સ્વરૂપને પણ આગળ આપણે સ્પષ્ટ કરી ગયા છીએ તે પાંચ તત્ત્વથી ઉપર જણાવ્યા પ્રમાણે આપણને પોતાને ન્યારા જોઇને અલિપ્ત અને દૃષ્ટા રહેવું. અને સુખમય સ્વસ્વરૂપમાં સ્થિત થવું. અધિક વિસ્તાર થાય માટે આ સર્વ પ્રક્રિયાને આપણે અત્ર જણાવતા નથી; કારણ, કે તે પ્રક્રિયા ઉપર જણાવી તેવી જ છે, અને તે જ પ્રમાણે તે તે તત્ત્વોથી ન્યારા રહીને તેના દૃષ્ટા થઇને ક્લેશથી અસ્પષ્ટ રહેવાનું છે, તથા સચ્ચિદાનંદરૂપ આપણા સ્વરૂપમાં સ્થિત થવાનું છે.

'સદ્વસ્તુનું' અર્થાત્ બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થવામાટે વેદાંતમાર્ગ જેવો સર્વોત્તમ અને સરળ એક પણ માર્ગ જગતમાં નથી. અને મનુષ્યોને આ માર્ગ સહજ રુચે છે, અને તેથી તેનો તે સ્વીકાર કરે છે; પરંતુ વર્તમાન સમયનાં મનુષ્યો ધારે છે તેટલો આ માર્ગ સરળ નથી. નિઃશંક અધિકારીને માટે આ માર્ગ સરળ જ છે. પરંતુ મનુષ્યનો મોટો ભાગ અમુક અધિકારની તેમાં અપેક્ષા છે, એમ માનતો નથી. અથવા કદાચ માનતો હશે તો તેનો અધિકાર પોતાને પ્રાપ્ત છે, અને તેથી પોતે વેદાંતમાર્ગના અધિકારીછે, એમ માની લે છે. અને ગીતા, ઉપનિષદ્, પંચદશી, કે ઇતર સંસ્કૃત કે પ્રાકૃત એવા કોઇ ગ્રંથને વાંચીને કૃતકૃત્યતા સમજે

છે. આવા મનુષ્યો વેદાંતવિદ્યાને માટે જે ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરવાની જરૂર છે; અને જે મતિવ્યુત્પન્નતાની, વિવેકવિરાગની, અને શમદમ શ્રદ્ધા આદિ સંપત્તિની જરૂર છે, તે સંબંધમાં કંઇ જ કરતા નથી. હું બ્રહ્મ છું, હું કૃતકૃત્ય છું, એમ માનીને તે એકદમ જ સિંહાસન ઉપર ઠેકડો મારીને બેસી જાય છે. અને તે એમ જ માને છે, તથા બીજાને એવો જ બોધ કરે છે, કે ઠેકડો મારીને સિંહાસન ઉપર બેસી જવાની જ મનુષ્યને જરૂર છે. પરંતુ આ પ્રમાણે ઠેકડો મારીને તે સિંહાસન ઉપર બેસી જાય છે, કે વચમાં લટકે છે, તેનું તેમને ભાન જ હોતું નથી. કારણ કે તેમના કહેવા, કે માનવા પ્રમાણે જો તે વસ્તુતઃ સિંહાસન ઉપર વિરાજી જતા હોય તો શાસ્ત્ર પ્રતિપાદન કરે છે તે પ્રમાણે તેમના ક્લેશમાત્ર ટળવા જોઇએ અને સુખઘન અને આનંદઘન સ્થિતિમાં તેમની સ્થિતિ થવી જોઇએ. પરંતુ અવલોકનથી જણાય છે કે આવા મનુષ્યોને આ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત હોતી નથી. તે નિશદિન વિવિધ પ્રકારના ક્લેશોથી પીડાતા હોય છે, અને સ્વરૂપાનંદની ઝાંખી પણ તેમને થએલી હોતી નથી, કે થતી નથી. આવા મનુષ્યો માત્ર શુષ્ક, કે મિથ્યાવેદાંતીઓ જ હોય છે, અને અનેક પ્રસંગે તે નીતિ, શીલ, ધર્મ, ન્યાય, સત્ય, શમ, દમ, વગેરેનું પાલન કરનાર હોતા નથી, પણ હું બ્રહ્મ છું, અને સર્વ વસ્તુથી ન્યારો છું, માનીને ઇન્દ્રિયોને વિવિધ વિષયોથી પોષનાર જ હોય છે. ઇંદ્રિયોનિગ્રહ કે મનોનિગ્રહ તેમનાથી સ્વલ્પ અંશમાં પણ બની શકતો નથી, અને તેમ છતાં તે પોતાને अहं ब्रह्म માનનાર હોય છે. આજકાલ અર્થાત્ વર્તમાન સમયમાં આવા મનુષ્યોની સંખ્યા વૃદ્ધિને પામતી જણાય છે; અને સમય વ્યતીત થતાં ભવિષ્યમાં તેમની સંખ્યા અધિક પ્રમાણમાં સ્થળે સ્થળે જોવામાં આવશે.

આવા મનુષ્યો પોતાના સર્વ વ્યવહાર સાવધાનતાથી કરતા હોય છે. અથવા તો તે વ્યવહારને વિસારીને યેનકેન ઉપાયે જીવનને ટકાવતા હોય છે, અને દિવસના કોઈ એકાદ કલાકમાં વેદાંતવિદ્યાનું કોઇ પુસ્તક વાંચીને પોતે બ્રહ્મવિદ્યાને માટે કરવાયોગ્ય સર્વ કરે છે, એમ માને છે! આવા મનુષ્યો દિવસના ૨૩ કલાકમાં આ વ્યાવહારિક, કે પ્રાપંચિક પદાર્થોનું જ ચિંતન કરતા હોય છે, અને તેના ચિંતનમાં જ તેમની વૃત્તિઓ રમતી હોય છે. અને જેમની વૃત્તિઓ દિવસનો ઘણો સમય આ જગતના વિનાશી પદાર્થોના ચિંતનમાં રમે છે, તે આ પદાર્થોથી પર રહેલા બ્રહ્મતત્ત્વને કેવી રીતે સ્પર્શી શકશે, કે કેવી રીતે તે વસ્તુને સૂક્ષ્મ, અને વ્યુત્પન્ન મતિવિના જાણી શકશે?

બ્રહ્મતત્ત્વનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસન જ્યારે અત્યંત પ્રેમપૂર્વક અને વૃત્તિઓના વેગપૂર્વક દિવસનો ઘણો સમય થાય છે, અને જ્યારે આ જગતના પદાર્થોનું કે વ્યવહારનું વિસ્મરણ સહજ સ્વભાવે થઇ જાય છે, તથા બ્રહ્મતત્ત્વનું ચિંતન અનાયાસે જ થઇ જાય છે, ત્યારે તે બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકાય છે. શ્રવણ નામના વેદાંતવિદ્યાના સાધનના જ આ જગતમાં વર્તમાન સમયમાં ઘણા જ ઓછા મનુષ્યો અધિકારી હોય છે. જેમના અંતઃકરણમાં આ પ્રપંચનું મિથ્યાત્વ દૃઢ થયું છે તથા જેમના અંતઃકરણમાંથી વિવેકવિરાગનો ઉદય થતાં આ પ્રપંચનો સંમોહ ટળ્યો છે, અને જેમના હૃદયમાં બ્રહ્મજીજ્ઞાસા તીવ્રપણે પ્રકટી છે, તે જ શ્રવણના અધિકારી છે. પરંતુ આ પ્રકારનું વ્યુત્પન્ન અને નિર્મળ અંતઃકરણ જેમનું થયું નથી, એવા અનેક અનધિકારી મનુષ્યો આજે પોતાને

साहित्य

# मातृगुप्त अने द्वितीय प्रवरसेन.

પ્રવરસેન કરીને કાશ્મિરના એક રાજા થઈ ગયા છે. તેમના મરણ પછી તેમનું રાજ્ય તેમના જયેષ્ઠ પુત્ર હિરણ્યને મળ્યું, અર્થાત્ હિરણ્ય રાજા થયા. હિરણ્યને એક નાનો ભાઇ હતો જેનું નામ તોરામન હતું. તોરામન બુદ્ધિમાન્ હતો. તે પોતાના મોટાભાઇને રાજ્યકાર્યમાં સાહાય્ય કરતો હતો. તોરામન નિર્મળ મનનો હતો, અને દ્વેષ, ઇર્ષ્યા, અસૂયા વગેરે દોષો તેનામાં ન હતા. તોપણ કેટલોક સમય વીત્યા પછી જેમ ઇતર રાજાઓના મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે તેમ હિરણ્યના મનમાં તોરામનવિષે શંકા ઉત્પન્ન થઇ: તેને એમ લાગ્યું, કે વખતે તોરામન ભવિષ્યમાં તેને દુઃખ આપનાર થઈ પડશે. તેથી તેણે તેને કેદ કરવાની આજ્ઞા કરી. તેની આજ્ઞાપ્રમાણે તોરામન બિચારો કારાગૃહમાં પડયો.

એક સામાન્ય મનુષ્યના અંતઃકરણમાં જેવા રાગ દ્વેષ ઈર્ષ્યા, અસૂયાદિ હોય છે તેવા જ રાગદ્વેષ આદિ વિકારો રાજાના અંતઃકરણમાં પણ વર્તતા હોય છે. અને તેથી આ જગતનાં નાના દુઃખો તથા કલેશો તેમને પણ ભોગવવાં પડે છે. મનુષ્યો રાજાઓને તેમના બાહ્ય વિભવોને જોઇને જેવા સુખી ધારે છે, તેવા સુખી તે નથી હોતા, પરંતુ મોટે ભાગે તે અધિક દુઃખી જ હોય છે. આ ઉપરથી આપણે સહજ જોઇ શકીએ છીએ, કે સુખનું પ્રધાન કારણ બાહ્ય વિભવો, કે વસ્તુઓ નથી, પણ અંતરમાં છે.

આ પ્રમાણે હિરણ્ય પણ રાગદ્વેષ આદિ વિકારોથી પીડાતો હતો. તે પોતાના નાના ભાઈ તોરામનને કેદ કરીને પોતાને નિર્ભય માનવા લાગ્યો. અહહ ! કેટલો સ્વાર્થ, અને કેટલી દુર્બુદ્ધિ !

પૂર્વના ઇતિહાસ જોઇશું તો જણાશે કે આ પ્રમાણે અનેક રાજાઓએ કર્યું છે, અને અનેક રાજાઓને તેમના નિકટના, કે દૂરના સંબંધીઓએ મારી નાખીને રાજ્ય પ્રાપ્ત કર્યું છે. રાજાઓમાં પોતાના સંબંધીઓપ્રતિ પણ સાચો સ્નેહ જોવામાં આવતો નથી, અનેક શંકાવિપર્યયથી તે નિત્ય પીડાતા હોય છે. રાજાઓએ અને તેમના નિકટના સંબંધીઓએ પરસ્પર કેવો સ્નેહ રાખવો, કે કેવું વર્તન રાખવું. તે શ્રીરામચંદ્રજી અને તેમનાં ભાઇઓ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્નના વર્તનઉપરથી શીખવાજેવું છે કૈકેયીને દુર્બુદ્ધિ થતાં તેણે દશરથ રાજાપાસે રામનો વનવાસ અને ભરતને રાજ્યાસન એ બે વસ્તુઓ માગી લીધી હતી. પિતાની આજ્ઞાનું પાલન કરવાઅર્થે રામચંદ્રજીનો જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો તે જ દિવસે વલ્કલ પહેરી રાજ્યનો ત્યાગ કરીને પ્રસન્નતાથી વનમાં જવાને તૈયાર થયા હતા. પરમ પતિવ્રતા સીતાદેવી પણ તેમનીસાથે જ જવાને તૈયાર થયાં હતાં. લક્ષ્મણને અયોધ્યામાં રહીને ભરતસાથે રાજ્ય કરવાને શ્રીરામચંદ્રજીએ ઘણુંએ સમજાવ્યા, પણ તેમણે પણ તે વાર્તાનો સ્વીકાર ન કર્યો, અને પિતાનું રાજ્ય છોડીને જેમને

તે પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય ગણતા હતા, તેવા શ્રીરામચંદ્રજીસાથે વનમાં જવાને તૈયાર થયા. આ સર્વના વનમાં ગયા પછી ભરતને રાજ્યાભિષેક માટે અયોધ્યામાં પોતાના મોસાળમાંથી તેડાવવામાં આવ્યા. તેમણે ત્યાં આવીને જે હકિકત બની હતી તે જાણી, અને તેમણે રાજ્યનો સ્વીકાર કરવાને અનિચ્છા બતાવી. રાજ્યમંત્રીઓએ તેમને ઘણુંએ સમજાવ્યા, પરંતુ તેમણે કહ્યું, કે રાજ્યનો અધિકાર મારા જ્યેષ્ઠ બંધુ રામનો છે અને મારો નથી, જેથી હું કદિ પણ રાજ્યાસનપર બેસીશ નહિ. આટલેથી તે સંતોષ ન પામ્યા, પણ પોતે વનમાં રહેવું પડે તો રહીને વનમાંથી પોતાના મોટાભાઇને તેડી લાવવાને તે તૈયાર થયા, અને તે જ્યાં રહેતા હતા ત્યાં તેમની શોધ કરતા ગયા. ત્યાં જઇને તેમણે શ્રીરામચંદ્રજીને અયોધ્યામાં જઇને રાજ્ય ચલાવવાને ઘણો જ આગ્રહ કર્યો, પણ સ્વધર્મનિષ્ઠ શ્રીરામચંદ્રજીએ તેનો સ્વીકાર ન કર્યો. તે જોઈ ભરતે કહ્યું, કે ત્યારે ભલે હું પણ તમારી સાથે જ વનમાં રહીશ અને રાજ્યનું જે થવાનું હશે તે થશે. આ સ્થિતિ જોઇ શ્રી રામચંદ્રજીએ એવો માર્ગ કાઢયો કે તેમણે તેમની પાદુકા લેઇને અયોધ્યામાં જવું અને તેને રાજ્યાસનઉપર મૂકીને પ્રતિનિધિતરીકે તેમણે રાજ્ય ચલાવવું. મોટાભાઇની આ આજ્ઞાને અનિચ્છાએ અધીન થતા ભરતજી વનમાંથી પાછા વળ્યા અને અયોધ્યામાં પગ નહિ મૂકતાં, નંદીગ્રામમાં રહ્યા. ત્યાં તેમણે પેલી પાદુકાઓનું સ્થાપન રાજ્યાસનઉપર કર્યું, અને શ્રીરામચંદ્રજીના પ્રતિનિધિતરીકે તે રાજ્ય કરવા લાગ્યા. જ્યારે તે વનમાંથી પાછા વળવાના હતા તે વખતે તેમણે પોતાના મોટાભાઈ શ્રીરામચંદ્રજીને કહ્યું હતું, કે જો તમે ચૌદ વર્ષ પૂરાં થતાં અયોધ્યામાં નહિ આવો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ.

અહો ! કેવો ભ્રાતૃસ્નેહ ! વર્તમાન રાજાઓમાં અને પ્રજામાં આવો ભ્રાતૃસ્નેહ જોવામાં આવે છે કે ?

તોરામનને કારાગૃહમાં અર્થાત્ કેદમાં રહેતો જોઇને તેનો વિયોગ તેની પતિવ્રતા સ્ત્રી, કે જેનું નામ અર્જુના હતું તેનાથી સહન થઈ શક્યો નહિ; તેથી તેણે પ્રવરસેન મહારાજાને પોતાને પોતાના પતિસાથે કેદમાં રહેવા દેવાને વિનતિ કરી. તે રાજાએ આ વિનતિનો સ્વીકાર કર્યો અને તદનુસાર પતિવ્રતા અર્જુના પોતાના પ્રાણપ્રિય પતિ તોરામન સાથે કેદખાનામાં રહેવા લાગી. આ અર્જુના પ્રસિદ્ધ અને અત્યંત પવિત્ર ઇક્ષ્વાકુ કુલમાં ઉત્પન્ન થઇ હતી. કેટલાક દિવસો જતાં અર્જુના કારાગૃહમાં સગર્ભા થઇ. અર્જુનાને ભય લાગ્યો, કે હવે કારાગૃહમાં રહેવું સારૂં નથી. જેથી તે ત્યાંથી છાનીમાની પતિઆજ્ઞા લેઇને નાશી ગઇ, અને એક કુંભારને ઘેર જઇને રહી. આ ઠેકાણે તેને એક સુંદર અને તેજસ્વી બાળક અવતર્યો. પ્રતિદિન આ બાળક પ્રકૃતિસ્વભાવાનુસાર મોટો થવા લાગ્યો, જે જોઇ અર્જુના શાંતિ પામતી. આ વાર્તા, કુંભાર, કુંભારની સ્ત્રી અને અર્જુના એટલાં જ જાણતાં હતાં. અન્ય કોઇને ખબર ન હતી. આ બાળક સમય જતાં મોટો થયો અને બીજાં બાળકોસાથે રમવા લાગ્યો. પુત્ર પિતાનું જ પ્રતીક છે, અર્થાત્ પિતાની જ મૂર્તિ છે, તે પ્રમાણે તે રમતમાં પણ રાજા બનતો અને બીજાં બાળકોને આમ કરો, તેમ કરો એ પ્રમાણે આજ્ઞા કરતો. કુંભારનાં બીજાં બાળકો માટી લેઇને વાસણ બનાવતાં ત્યારે આ બાળક માટી લેઇને શિવલિંગ બનાવતો હતો. આ પ્રમાણે પુત્રનાં લક્ષણ પારણામાંથી, એ કહેવત પ્રમાણે આ બાળક બાળપણથી જ વિલક્ષણતા દર્શાવતો હતો. એક પ્રસંગે આ પ્રમાણે બીજાં કુંભારનાં

साहित्य

# मातृगुप्त अने द्वितीय प्रवरसेन.

પ્રવરસેન કરીને કાશ્મિરના એક રાજા થઈ ગયા છે. તેમના મરણ પછી તેમનું રાજ્ય તેમના જ્યેષ્ઠ પુત્ર હિરણ્યને મળ્યું, અર્થાત્ હિરણ્ય રાજા થયા. હિરણ્યને એક નાનો ભાઇ હતો જેનું નામ તોરામન હતું. તોરામન બુદ્ધિમાન્ હતો. તે પોતાના મોટાભાઇને રાજ્યકાર્યમાં સાહાય્ય કરતો હતો. તોરામન નિર્મળ મનનો હતો, અને દ્વેષ, ઈર્ષ્યા, અસૂયા વગેરે દોષો તેનામાં ન હતા. તોપણ કેટલોક સમય વીત્યા પછી જેમ ઇતર રાજાઓના મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે તેમ હિરણ્યના મનમાં તોરામનવિષે શંકા ઉત્પન્ન થઇ: તેને એમ લાગ્યું, કે વખતે તોરામન ભવિષ્યમાં તેને દુઃખ આપનાર થઈ પડશે. તેથી તેણે તેને કેદ કરવાની આજ્ઞા કરી. તેની આજ્ઞાપ્રમાણે તોરામન બિચારો કારાગૃહમાં પડ્યો.

એક સામાન્ય મનુષ્યના અંતઃકરણમાં જેવા રાગ દ્વેષ ઈર્ષ્યા, અસૂયાદિ હોય છે તેવા જ રાગદ્વેષ આદિ વિકારો રાજાના અંતઃકરણમાં પણ વર્તતા હોય છે. અને તેથી આ જગતનાં નાના દુઃખો તથા કલેશો તેમને પણ ભોગવવાં પડે છે. મનુષ્યો રાજાઓને તેમના બાહ્ય વિભવોને જોઇને જેવા સુખી ધારે છે, તેવા સુખી તે નથી હોતા. પરંતુ મોટે ભાગે તે અધિક દુઃખી જ હોય છે. આ ઉપરથી આપણે સહજ જોઇ શકીએ છીએ, કે સુખનું પ્રધાન કારણ બાહ્ય વિભવો, કે વસ્તુઓ નથી, પણ અંતરમાં છે.

આ પ્રમાણે હિરણ્ય પણ રાગદ્વેષ આદિ વિકારોથી પીડાતો હતો. તે પોતાના નાના ભાઈ તોરામનને કેદ કરીને પોતાને નિર્ભય માનવા લાગ્યો. અહહ ! કેટલો સ્વાર્થ, અને કેટલી દુર્બુદ્ધિ !

પૂર્વના ઇતિહાસ જોઇશું તો જણાશે કે આ પ્રમાણે અનેક રાજાઓએ કર્યું છે, અને અનેક રાજાઓને તેમના નિકટના, કે દૂરના સંબંધીઓએ મારી નાખીને રાજ્ય પ્રાપ્ત કર્યું છે. રાજાઓમાં પોતાના સંબંધીઓપ્રતિ પણ સાચો સ્નેહ જોવામાં આવતો નથી, અનેક શંકાવિપર્યયથી તે નિત્ય પીડાતા હોય છે. રાજાઓએ અને તેમના નિકટના સંબંધીઓએ પરસ્પર કેવો સ્નેહ રાખવો, કે કેવું વર્તન રાખવું, તે શ્રીરામચંદ્રજી અને તેમના ભાઇઓ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્નના વર્તનઉપરથી શીખવાજેવું છે. કૈકેયીને દુર્બુદ્ધિ થતાં તેણે દશરથ રાજાપાસે રામનો વનવાસ અને ભરતને રાજ્યાસન એ બે વસ્તુઓ માગી લીધી હતી. પિતાની આજ્ઞાનું પાલન કરવાઅર્થે રામચંદ્રજીનો જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો તે જ દિવસે વલ્કલ પહેરી રાજ્યનો ત્યાગ કરીને પ્રસન્નતાથી વનમાં જવાને તૈયાર થયા હતા. પરમ પતિવ્રતા સીતાદેવી પણ તેમનીસાથે જ જવાને તૈયાર થયાં હતાં. લક્ષ્મણને અયોધ્યામાં રહીને ભરતસાથે રાજ્ય કરવાને શ્રીરામચંદ્રજીએ ઘણુંએ સમજાવ્યા, પણ તેમણે પણ તે વાતનો સ્વીકાર ન કર્યો, અને પિતાનું રાજ્ય છોડીને જેમને

માતૃગુપ્તને જોયા. તે રસ્તામાં ફાટેલાં વસ્ત્ર પહેરીને શરીરે કૃપ સ્થિતિમાં ફરતા હતા. તેમની સ્થિતિ જોઇને તે રાજા મુખે તો કંઈ ન બોલ્યા, પણ અંતરમાં તેમને ઘણું દુઃખ થયું, કે અહહ ! મારા આશ્રયતળે રહેલા મનુષ્યની આવી દીન સ્થિતિ. માતૃગુપ્તે પણ ધાર્યું, કે હવે રાજા તેનાઉપર કંઈ અનુગ્રહ કરશે. પણ તેના દુષ્ટ પ્રારબ્ધે તેમ કંઇ બન્યું નહિ. એમ કરતાં કરતાં શિયાળો આવ્યો, અને ઘણી ટંડી પડવા લાગી. માતૃગુપ્ત પાસે પૈસા ન હતા, કે ટંડીથી રક્ષણ કરવાને યોગ્ય કપડાં લાવીને પહેરે, તેથી તેને ઘણું કષ્ટ પડવા માંડયું. તોપણ તેણે રાજાની શુશ્રૂષા છોડી ન દીધી. એક દિવસ પાછલી રાત્રે વિક્રમાદિત્ય જાગી પડયા, અને જુએ છે તો ટંડીને લીધે દીવો પણ ટંડો થઇ ગયો હતો. તેમણે પોતાના હજુરીયાને દીવો જાગ્રત્ કરવા, હાંક પાડી. આ સમયે એકલા માતૃગુપ્ત જાગતા હતા. રાજાએ કહ્યું, કે કોઈબહાર છે કે, તેની સાથે જ માતૃગુપ્ત કે જે આ ક્ષણપર્યંત જાગતા હતા તે અંદર ગયા અને દીવો ઠીક કર્યો. રાજાએ તેમને પોતાનો હજુરીઓ જાણીને પૂછયું કે હજી કેટલી રાત્રિ બાકી છે ? માતૃગુપ્તે ઉત્તર આપ્યું એક પ્રહર. રાજાએ કહ્યું, બરાબર એક પ્રહર બાકી છે, એ તેં શી રીતે જાણ્યું? માતૃગુપ્તે તેનું ઉત્તર નીચેના શ્લોકથી આપ્યું.

शीतेनोद्धूषितस्य माषाशिमिवच्चिन्तार्णवे मज्जतः
शान्ताग्निं स्फुटिताधरस्य धमतः क्षत्क्षामकण्ठस्यमे ।
निद्रा क्वाप्यवमानितेव दयिता संत्यज्य दूरंगता
सत्पात्रप्रतिपादितेव वसुधा न क्षीयते शर्वरी ॥

ભાવાર્થઃ—ટાઢથી પીડાતા, અવધિના ચંદ્રમાની પેઠે ચિંતાસમુદ્રમાં ડુબતા, વિકસેલા હોઠમાંથી શાંતાગ્નિને પ્રશ્વાસમાં બહાર કાઢવાથી સુકાઇ ગયો છે કંઠ જેનો એવા મને અપમાન થએલી સ્ત્રીની પેઠે નિદ્રા ત્યજીને દૂર જતી રહી છે, અને સત્પાત્રને આપેલી પૃથ્વીની પેઠે મારી રાત્રિ ખુટતી નથી.

પરદુઃખભંજન વિક્રમાદિત્યને આ કવિનો આ શ્લોક સાંભળીને આ વખતે અંતરમાં અત્યંત દુઃખ થયું, અને માતૃગુપ્તનું દુઃખ દૂર કરવાને માટે શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યા. આ વિચારમાં તેમને ઉંઘ ન આવી અને એક પ્રહર એના એ જ વિચારમાં વીતી ગયો. અહો! એક રાજાની સ્થિતિમાં રહેનાર વ્યક્તિને પોતાની સમીપ રહેનાર મનુષ્યમાટે કેટલો સ્નેહ ! સવારમાં ઉઠયા પછી પણ રાજાને આજ વિચાર આવવા લાગ્યા. તે માતૃગુપ્તનું દરિદ્રતાનું દુઃખ કેવી રીતે દૂર કરવું તેના વિચારમાં નિરત હતા, એવામાં જ કાસ્મિરથી ત્યાંના મંત્રીઓનો પત્ર આવ્યો, કે મહારાજા હિરણ્યના મૃત્યુથી કાસ્મિરની રાજ્યગાદી ખાલી પડી છે, માટે કોઇ યોગ્ય રાજાને મોકલી આપવા કૃપા કરવી. આ પત્ર વાંચતાની સાથે જ તેમણે માતૃગુપ્તને કાસ્મિરનું રાજ્ય આપવાનો નિશ્ચય કર્યો; અને આ વિચારે તેમને મનમાં અત્યંત સંતોષ તથા પ્રસન્નતા થયાં. તેમણે તરત જ કાગળ લેઇને આવેલા મનુષ્યને કાસ્મિરના મંત્રીઓઉપર પત્ર લખી આપ્યો, કે માતૃગુપ્ત કરીને એક અત્યંત બુદ્ધિમાન, વિદ્વાન્ તથા રાજ્યપદને સર્વ રીતે યોગ્ય એક મનુષ્યને કાસ્મિરના રાજાનું પદ આપ્યું છે. તેમને અમે પત્ર લખી આપીને તમારી પાસે મોકલીશું, તો તમે તેમનો રાજ્યાભિષેક કરજો. તમને અને પ્રજાને તેનાથી સર્વ રીતે સુખ જ ઉપજશે.

પેલો દૂત આ પત્ર લેઇને શિઘ્ર ગતિથી કાશ્મિર પહોંચી ગયો અને ત્યાં જઇને મંત્રીઓને તે પત્ર આપ્યો. મંત્રીઓ આ પત્ર વાંચી પ્રસન્ન થયા, અને માતૃગુપ્તની વાટ જોવા લાગ્યા.

ઉપર જણાવી ગયા પ્રમાણે માતૃગુપ્ત સવાર પડતાં પોતાને ઘેર આવ્યા, અને વિચાર કરવા લાગ્યા કે, અરે! મારી સ્થિતિ જાણવા છતાં રાજાએ મારૂં કંઇ હિત ન કર્યું. હું ભૂલ્યો કે કાંતો મને પ્રારબ્ધે ભૂલાવ્યો, કે હું આ રાજાના દરબારમાં આવ્યો, અને તેમની શુશ્રૂષા કરી! મેં તો આ રાજાનાં હદપાર વખાણ થતાં સાંભળ્યાં હતાં, પણ તે સર્વ ખોટું જ પડયું. અહો! મનુષ્યો રાજામાં જે યોગ્યતા નથી હોતી તે યોગ્યતા અર્પણ કરીને તેમનાં કેવાં ખોટાં વખાણ કરે છે! દુર્ગુણના ભંડારરૂપ રાજાઓને અનેક મનુષ્યો વિષ્ણુના અવતાર કહીને તેમની પ્રશંસા કરે છે. પ્રજાનું વિત્ત ચૂસી લેવામાં નિત્ય તત્પર રહેનાર અને પ્રજાનું કંઇ પણ હિત વસ્તુતઃ ન કરનાર તથા પ્રજાનું કોઇ પણ દુઃખ ન હરનાર રાજાઓને આ જ પ્રમાણે મનુષ્યો મોટી મોટી ઉપમાઓ આપતા હશે તથા તેમની વ્યર્થ પ્રશંસા કરતા હશે, અને મૂર્ખશિરોમણિ રાજાઓને વિદ્વાનના પણ વિદ્વાન્ કહીને લોકો સ્તુતિ કરતા હશે. અસ્તુ.

પરંતુ આમાં મારે મારા પ્રારબ્ધનો જ દોષ કાઢવાનો છે. આ બીજા વિદ્વાનોને આ રાજા સારી રીતે પોષે છે, અને મને કંઇ નથી મળતું, તો તેમાં મારા પ્રારબ્ધવિના બીજું કયું કારણ હોઇ શકે. ગમે તે હો, પરંતુ હવે મારે આ સ્થાનમાં આશાપાશને વ્યર્થ વશ થઇ અધિક નિવાસ કરવો ઉચિત નથી જ અહહ! મેં મહાત્મા ભર્તૃહરિ કહે છે તે પ્રમાણે, કંઇ રાજાઓની શુશ્રૂષા કરી પણ મારા અર્થ સિદ્ધ ન થયા! તે મહાત્મા કહે છે, કે

खलोल्लापा सोढाः कथमपि तदाराधनपरै
र्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ।
कृतश्चित्तस्तम्भः प्रतिहतधियामंजलिरपि
त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसिमाम् ॥

ભાવાર્થઃ—ખલ લોકોના નીચ આલાપો-વચનો ખમ્યાં, તેમને પ્રસન્ન કરવાને અશ્રુઓને પરાણે પણ દબાવી રાખ્યાં, શૂન્ય મનથી હસ્યા. ચિત્તને સ્તંભ કરીને મૂર્ખ મનુષ્યના આગળ હાથ પણ જોડયા, ( પણ તે સર્વ વ્યર્થ ગયું ) છતાં હે! નિષ્ફલા આશા તું મને હજી આમ કેમ નચાવી રહી છુ!

તે કેવલ ઉચિત જ છે. હવે તો આ દુઃખદ આશા છુટે તો સારૂં, કે કંઇ સ્વાસ્થ્યનો અનુભવ થાય અને આ પ્રકારની શુશ્રૂષામાંથી મુક્ત થવાય.

કારણ, કે તે જ મહાત્માવરના

भोगा न भुक्तावयमेव भुक्तास्तपोन तप्तं वयमेव तप्ताः
कालोनयातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ।

વચનપ્રમાણે આ આયુષ્ ખપી જવા આવ્યું તોપણ હજી તૃષ્ણા જીર્ણ થતી નથી, એ મહદ્ આશ્ચર્ય છે! જેથી હવે તો આ સર્વ કડાકુટ છોડી તૃષ્ણાને છોડી ઈશ્વરાધનમાં જોડાવું એ જ હિતકર છે.

આ પ્રમાણે માતૃગુપ્તે પોતાના મનમાં વિચાર કરીને તે સ્થાનને છોડી દેવાનો નિશ્ચય કર્યો; એટલામાં વિક્રમાદિત્યે તેમને બોલાવ્યા; રાજાની આજ્ઞાને વશ વર્તી તે તેમની પાસે ગયા, અને તેમની સામે નમ્રતાથી ઉભા રહ્યા. વિક્રમાદિત્યે તેમને એક પત્ર લખીને આપ્યું, અને તે લેઇને સત્વર કાસ્મિર જવાને જણાવ્યું. તેમણે વિશેષમાં કહ્યું, કે તે પત્ર તેમણે કાસ્મિર જઇને ત્યાંના મંત્રીઓને આપવું, અને તેમણે તેને ફોડીને વાંચવું નહિ. आज्ञा गुरूणां ह्यविचारणीया–એ વચનપ્રમાણે તેમણે તે મહારાજાની આજ્ઞા શિરે ચઢાવી અને તેમણે ત્યાંથી સત્વર કાસ્મિરપ્રતિ પ્રયાણ કર્યું. રસ્તામાં જતાં માતૃગુપ્તને અનેક શુભ શુકન થવા લાગ્યા, પણ તેનું કારણ તે સમજી શક્યા નહિ, કારણ કે પત્રમાં શું લખેલું છે તેની તેમને ખબર ન હતી.

કાસ્મિરમાં રાજ્યધાનીની બહાર મંત્રીઓ માતૃગુપ્તની વાટ જોતા હતા. માતૃગુપ્તને જઇને વિક્રમાદિત્યનું પત્ર તેમને આપ્યું, અને તે વાંચીને તેમણે કહ્યું, આપનું જ નામ માતૃગુપ્ત છે? માતૃગુપ્તે કહ્યું, હાજી. આ સાંભળી મંત્રીઓએ તેમના રાજ્યાભિષેકની તૈયારી કરી અને તેમને રાજ્યાસનઉપર બેસાડવામાં આવ્યા.

વિક્રમાદિત્યના ગુણગ્રાહી સ્વભાવનું સ્વરૂપ હવે જ માતૃગુપ્તના સમજવામાં આવ્યું. તેમણે રાજ્યાસનારૂઢ થયા પછી અતિ મૂલ્યવાન્ ઉપહાર વિક્રમાદિત્ય મહારાજને મોકલી આપ્યો, અને તેની સાથે નીચેનો શ્લોક પણ તેમણે લખી મોકલ્યો.

नाकारमुद्वहसि नैव विकत्थसेत्वं
दित्सां न सूचयसि मुञ्चसि रुत्फलानि ।
निःशब्द वर्षणमिवाम्बुधरस्य राजन्
संलक्ष्यते फलत एव तव प्रसादः ॥

ભાવાર્થ:—હે રાજન્! તમે કોઈ પણ પ્રકારનો આકાર (ચિહ્ન) ધારણ કરતા નથી, તેમ જ તમે મિથ્યા ભાષણ પણ કરતા નથી, તમે આપવાની ઇચ્છાને પણ જણાવતા નથી, પણ તમે મધુર શબ્દ બોલો છો અને ગડગડાટ કર્યાવિના વપનાર મેઘની પેઠે તમારો પ્રસાદ (કૃપા) ફળથી જ પ્રતીત થાય છે.

માતૃગુપ્ત સ્વભાવે દયાળુ હતા, જેથી રાજ્યગાદીપર બેઠા પછી તેમણે પોતાના રાજ્યમાં થતી હિંસા બંધ કરી, તથા બીજા અનેક સુખજનક ફેરફારો કર્યા. આ પ્રમાણે પ્રજાનું પાલન કરતાં ચાર વર્ષ અને નવ મહિના વીતી ગયા.

આ બાજુ બીજા પ્રવરસેન પિતાનું મૃત્યુ થવાથી તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા હતા. ત્યાં તેમના જાણવામાં આવ્યું, કે માતૃગુપ્ત કરીને એક નવા રાજાને વિક્રમાદિત્યે રાજ્ય આપ્યું છે, જેથી તેમને અત્યંત ક્રોધ ઉપજ્યો; કેટલાક લોકો બીજા પ્રવરસેનને મળ્યા અને માતૃગુપ્તની વિરુદ્ધ પ્રવૃત્તિ કરવાને તેમણે તેમને સમજાવ્યા. પણ પ્રવરસેન ડાહ્યા હતા જેથી તેણે કહ્યું, તેમાં માતૃગુપ્તનો કંઇ જ દોષ નથી. હું વિક્રમાદિત્યની સાથે જ યુદ્ધ કરીશ, અને તેને હરાવી કાસ્મિરનું રાજ્ય લેઇશ; તે પ્રમાણે સૈન્ય એકત્ર કરીને તેણે પ્રયાણ કર્યું. રસ્તામાં ત્રિગર્ત રાજ્ય આવ્યું તે તેણે લેઇ લીધું. પણ તે સ્થાનમાં તેણે વિક્રમાદિત્યના મૃત્યુના સમાચાર સાંભળ્યા. વિક્રમાદિત્યને પ્રવરસેન પોતાનો શત્રુ સમજતો હતો, છતાં પણ જ્યારે તેમના મરણના સમાચાર તેણે સાંભળ્યા ત્યારે તેને

ઘણો જ ખેદ થયો. તેને રાત્રે નિદ્રા ન આવી, અને તેણે તે શોકમાં એક દિવસ ખાધું પણ નહિ. અહો ! ધન્ય છે આર્યાવર્તના શત્રુઓને !

કાસ્મિરમાં વિક્રમાદિત્યના મરણના સમાચાર પહોંચતાં માતૃગુપ્તને અત્યંત શોક થયો, અને તેમણે રાજ્યાસન ત્યજી દેવાનો નિશ્ચય કર્યો. આ વાર્તા જાણીને પ્રવરસેન તેમની પાસે ગયો અને તેમને રાજ્ય છોડવાનું કારણ પૂછ્યું. માતૃગુપ્તે પ્રવરસેનના સંબંધમાં સર્વ હકિકત જાણી લીધી અને પ્રસન્નતાથી તેમને પોતાનું રાજ્ય આપવાને તે તૈયાર થયા. વિશેષમાં તેમણે તેમને કહ્યું, કે પરમ ધાર્મિક નૃપતિ શ્રેષ્ઠ વિક્રમાદિત્ય જ્યારે પરલોક સીધાવ્યા ત્યારે મારાથી રાજ્ય કેવી રીતે થઇ શકશે? ચંદ્રકાન્તમણિ, કે સૂર્યકાન્તમણિ ચંદ્ર, કે સૂર્યનો અસ્ત થવાથી નિઃસ્તેજ થઇ જાય છે અર્થાત્ તે પદાર્થો જડ છતાં પણ ઉપકાર-ઉપકારકભાવને સમજે છે તો, હું તો એક બુદ્ધિમાન્ મનુષ્ય છું, તે મહારાજ વિક્રમાદિત્યના જવાથી કેમ રાજ્યસુખને ભોગવી શકું ? હવે મારે રાજ્યસુખ ન જોઇએ હવે હું કાશીક્ષેત્રમાં જઇશ અને શાંતિથી ઇશ્વરસ્મરણમાં મારૂં શેષ આયુષ્ વીતાવીશ. તમે પ્રસન્નતાથી આ રાજ્યનો સ્વીકાર કરો અને પ્રજાનું રૂડી રીતે પાલન કરો, કારણ તમારો આ રાજ્યગાદી ઉપર હક્ક પણ છે, અને તમે તેને યોગ્ય પણ છો.

પ્રવરસેનને પણ વિક્રમાદિત્ય અને માતૃગુપ્તની મહત્તા સમજાઇ અને તેણે માતૃગુપ્તને રાજ્ય નહિ છોડવાને ઘણો આગ્રહ કર્યો; પણ વિક્રમાદિત્યના મૃત્યુથી માતૃગુપ્તને અંતરમાં વિરાગ પ્રકટ્યો હતો, જેથી તેમણે તેમને કહ્યું, કે રાજ્ય છોડ્યાવિના મહારાજપ્રતિની મારી કૃતજ્ઞતા દર્શાવવાનો બીજો કોઇ માર્ગ મને જણાતો નથી. માટે હું હવે આ રાજ્યનો ત્યાગ કરીશ જ.

એ પ્રમાણે કહીને રાજ્યનો ત્યાગ કરીને તે કાશીમાં ગયા અને ઇશ્વરસ્મરણમાં પોતાનાં દિવસો વીતાવવા લાગ્યા. પ્રવરસેન હમેશાં તેમને કાસ્મિરથી દ્રવ્ય મોકલતા હતા, જેને તે દાનમાં આપી દેતા હતા.

મહારાજા વિક્રમાદિત્યના આશ્રમમાં રહેતા અત્યંત નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત માતૃગુપ્ત જેવા કાસ્મીર જેવા રાજ્યના રાજા થયા. આવા પુરુષોનો આશ્રય પણ સાર્થક છે. આજના રાજાઓ અથવા ઇતર મનુષ્યો આ પ્રમાણે પોતાના આશ્રમમાં રહેનારનું હિત કરશે કે ? આ વાર્તાના અંતમાં શ્રીમાન્ ભર્તૃહરિ મહાત્માની સાથે આપણે પણ સુજ્ઞ વાચક ! કહીશું, કે

किं तेन हेमगिरिणा रजताद्रिणा वा
यत्राश्रिताश्च तरवस्तरवस्त एव ।
मन्यामये मलयमेव यदाश्रयेण
कङ्कोलनिम्बकुटजान्यपि चन्दनानि ।

ભાવાર્થઃ—સુવર્ણથી ભરેલા અથવા ચાંદીથી ભરેલા પર્વતઉપર ઉગનારાં વૃક્ષો જો ( ઇતર ) સાધારણ વૃક્ષ જેવાં જ રહ્યાં તો તેવા હેમગિરી અને રજતાદ્રિથી અધિક શું ? ( પરંતુ ) તે જ મલયાચલને ધન્ય છે, કે જેના આશ્રયથી કંકોલ, લીંબડો વગેરે કડવાં ઝાડ પણ ચંદન જેવાં સુગંધી થાય છે.






(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૦૭ થી.)

કુંડ.

પનામાની નહેર કાંક્રિટથી બાંધવામાં આવી છે. આવાં મહાન બાંધકામો જેવાં કે પીરામિડ વગેરે ખડકપર બાંધવામાં આવ્યાં છે. પનામાની નહેરનાં સર્વ કામ—કુંડ, ડક્કા, પુરતા–કાંક્રિટથી બાંધવામાં આવ્યા છે. અમેરિકનોએ એ બાંધ્યાં છે, એટલું જ નહિ પણ પણ બાંધકામ માટે જોઇતી ચીજો પણ ઉપજાવી કાઢી છે. તેથી જ નહેર આટલી બધી જલદી પૂરી થઇ છે. ૪૫ લાખ ઘનયાર્ડ પથ્થર ઉપજાવી કાઢ્યો છે. આટલી કાંક્રિટથી ૬ ઇંચ જાડો અને નવ ફુટ પહોળો પગરસ્તો પૃથ્વીની આસપાસ બે વખત કરતાં પણ વધારે વખત ફરી રહે.

કાંક્રિટમાં કામે લાગતા ભાગેલા પથ્થર, કોલનથી ૨૦ માઇલ દૂર આવેલા પોર્ટોબેલો શહેરથી ખોદી કાઢી લાવવામાં આવ્યા હતા. એથી પણ ૨૦ માઇલ દૂરથી રેતી લાવવામાં આવી હતી. બધી કાચી વસ્તુઓ સંચામાં એક મિનિટમાં બરાબર પીસાઇ નરમ પથ્થરના આકારમાં તૈયાર થતી હતી.

સૌથી અગત્યનો ત્રણ પગથીઆંનો એક મોટો જબરો કુંડ ગટન આગળ આવેલો છે. આ કુંડમાં વહાણ દરિયાની સપાટીથી ૮૫ ફુટ ઉંચું ચઢે છે. એ કુંડ ૭ માઇલ લાંબો છે. આ રસ્તો ટેકરીમાંથી કાઢ્યો છે. ૫,૦૦૦,૦૦૦ ઘનયાર્ડ ખોદકામ કરવાનું હતું. કુંડ માત્ર કાંક્રિટના બનાવવામાં આવ્યા છે, તેમાં ૨,૦૪૬,૧૧૦ ઘનયાર્ડ કાંક્રિટ વપરાઈ છે, ૧૦૦૦ ફુટ લાંબો અને ૧૧૦ ફુટ પહોળો રસ્તો આ કુંડમાં વપરાશે. દુનિયાના કોઇપણ વહાણ માટે આ રસ્તો પૂરતો મોટો છે. રપૂનરના કાયદાની શરતપ્રમાણે આ બંધાયો છે. ૯૦ ટકા વહાણો લંબાઇમાં ૬૦૦ ફુટથી ઓછાં લાંબા હોય છે, તેથી આ રસ્તો પૂરતો મોટો છે. અમેરિકનોએ આ બાબત બરોબર ધ્યાનમાં રાખી છે, કારણ કે વખત જતાં એમને આખો કાફલો આટ્લાંટિક મહાસાગરમાંથી પાસિફિક મહાસાગરમાં લેઇ જવો પડે. કીલની નહેરના કુંડ ૪૯૨ ફુટ લાંબા અને ૮૨ ફુટ પહોળા છે.

ગટન સરોવરની સપાટીએ પહોંચવાને.વહાણને ત્રણ કુંડમાંથી પસાર થવાનું છે. ૩૨ ફુટની ઉંચાઇએ કૂદકો મારી વહાણ આગળ ચાલે છે. એ ઉંચાઇ ઉપયોગમાં આવતા કુંડની ઉંચાઇ કરતાં ૪ ફુટ ઉંચી છે. પનામાની નહેરના કુંડ બેવડા છે. તેથી એકી વખતે વહાણો આવી શકે છે અને જઇ શકે છે.

આ પ્રમાણે કુંડમાં બેવડી વ્યવસ્થા રાખેલી હોવાથી આકસ્મિક બનાવો બનવાનો સંભવ નથી. આટલાં બધાં સૂક્ષ્મ સાધનો દુનિયાના કોઇ પણ કુંડમાં રાખેલાં જણાતાં નથી. આગબોટો ફેરવનારાઓની ખાતરી થાય તો જ માલિકોને વધુ લાભ થાય એમ છે. નહેરનું કામ વ્યવસ્થાપૂર્વક સારી રીતે ચાલવું જોઇએ. નહેરમાં ૧૦–૧૨ કલાક વહાણ રહે ત્યાં

સુધી વહાણુ અને માલ સહિસલામત રહેવાં જોઇએ. એ જો બરોબર રીતે જળવાય તો ફત્તેહ નક્કી જ મળશે. દરેક કુંડમાં બેવડા ખચી શકે એવા દરવાજા છે. અને આખી દુનિયામાં તે મોટામાં મોટા છે. સૌથી ઉંચા કુંડમાં દરવાજાની બીજી જોડ પણ છે. જો કોઇ વિફરી ગએલું વહાણુ એક દરવાજાને તોડીને અંદર ચાલ્યું જાય તો બીજો દરવાજો તેનો અટકાવ કરી શકે. આ ઉપરાંત બીજી વ્યવસ્થા છે. નહેરમાં ભારે સાંકળો નાંખવામાં આવી છે; અને તેના બંને છેડા પાણીથી ચાલતા સંચા સાથે બાંધેલા છે. ૧૦,૦૦૦ ટનવાળા કલાકના પાંચ માઇલની ઝડપથી ચાલતા વહાણુને આ સાંકળો એકદમ અટકાવી શકે છે. પણ ધારો કે આ બધાં સાધનો નિરુપયોગી થાય, તોપણુ અટકાવવાના રસ્તા રાખેલા છે. અકસ્માત વખતે દરેક કુંડને મથાળે પૂલો નંખાય એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. આ પૂલોપરથી " નિકલ " અને પોલાદના ગર્ડરો નાંખવામાં આવે છે. આ ગર્ડરો નીચે જમીનમાં ખુંપી જાય છે. આ ગર્ડરો ઉપરથી લોઢાના ઢીમચાં અથવા ગોળ કકડાં ગબડાવવામાં આવે તો વહેતાં પાણીને તે એકદમ અટકાવી શકે છે.

કોઇ પણ અકસ્માત ન થાય તે માટે એવો કાયદો રાખવામાં આવ્યો છે કે કોઇપણ વહાણુ કુંડમાં પોતાની શકિતથી ચાલવા દેવામાં આવતું નથી. કુંડના અધિકારીઓની જાણુવિના સ્વતંત્ર રીતે જો વહાણો લઇ જવા દેવામાં આવે તો જ અકસ્માત બને. વહાણુના કપ્તાનો ભૂલ ન થાય માટે કાળજી રાખે, પરંતુ કદાચ કંઇ થઇ જાય. તેથી જે વહાણુ પોતાના કાબુમાં ના હોય તેની સહિસલામતી માટે કુંડના અધિકારીઓ જવાબદાર હોય નહિ. માટે કોઈ પણ વહાણુને તેના પોતાના સંચાકામથી ચાલવા દેવામાં આવતું નથી. કુંડની બાજુએ વિજળીના સંચા ગોઠવવામાં આવ્યા છે. જ્યારે કોઇ પણ વહાણુ આવે ત્યારે તેને કુંડની બહાર ઉભું રાખવામાં આવે છે. ત્યાર પછી ચાર ઍન્જીનો તેને લગાડવામાં આવે છે. બે આગળ લગાડવામાં આવે છે. તે એન્જીન વહાણુને આગળ લઇ જાય છે. પાછળ બે લગાડવામાં આવે છે, તે જરૂર પડે ત્યારે વહાણુને ઉભું રાખે છે. આ પ્રમાણે કુંડમાં વહાણુ કાબુમાં રાખવામાં આવે છે. ૫૦ મીનીટમાં ત્રણ કુંડમાંથી વહાણુ પસાર થઇ જાય એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. આટ્લાંટિક મહાસાગર તરફ પાણી શાંત છે, અને પવનના સપાટાથી વહાણનું પણ રક્ષણુ થાય છે, તેથી તે દિશાએથી આવવું એ સહેલું છે. ગટન તરફથી આવતાં સહજ અડચણુ પડે છે. ત્યાં પવનનું જોર નથી અને પ્રવાહ પણ જોરથી ચાલતો નથી. પાસિફિક મહાસાગર તરફ તો તદન શાંત પાણી હોય છે, પવન, મોજાં કે પ્રવાહની જરાએ અડચણુ હોતી નથી.

## પૂરી થએલી નહેર.

નહેરનો મોટો ભાગ ઉંચી સપાટીપર છે. માત્ર ૧૫ માઇલનો રસ્તો દરિયાની સપાટી જેટલો ઉંચો છે. ઓછામાં ઓછી પહોળાઇ ૩૦૦ ફુટ છે. ઓછામાં ઓછી. ઉંડાઇ ૪૧ ફુટ છે. ઉંચામાં ઊંચી જગ્યા ૮૫ ફુટ ઉંચે પાણીની સપાટીએ છે, અને ૪૦ ફુટ પાણીને તળીએ છે. તેથી પાણીની ઉંડાઇ ૪૫ ફુટ છે, કિલ અને સ્વેઝના જેટલી પનામાની નહેર લાંબી નથી, પણ વધારે પહોળી અને વધારે ઉંડી છે. સ્વેઝ ઓછામાં ઓછી ૧૦૮ ફુટ

પહોળી અને ૩૧ ફુટ ઉંડી છે. કિલની નહેર ૭૨ ફુટ પહોળી અને ૨હ્યા ફુટ ઉંડી છે. માન્ચેસ્ટરની નહેર ૧૨૦ પહોળી અને ૨૬ ફુટ ઉંડી છે. લંબાઇમાં પનામા ત્રીજે નંબરે આવે છે. એ ૫૦ માઇલ લાંબી છે. સ્વેઝ ૯૦ માઇલ લાંબી છે. કિલ ૬૧ માઇલ અને માન્ચેસ્ટર ૩પા માઇલ લાંબી છે.

નહેરના મુખ આગળ જો કાંઇ પુસ્તા બાંધવામાં ન આવ્યા હોત તો શિયાળાની મોસમમાં કારિબિયન સમુદ્રમાં જે જબરાં તોફાન થાય છે તેથી નુકશાન થાત. આવા તોફાનના વખતમાં વહાણો કોલનના બંદરમાં સહિસલામત રહી શકે નહિ, અને નહેરમાં સહિસલામત આવી શકે નહિ અને નીકળી પણ શકે નહિ. તેથી એ માઇલનો પુસ્તો બાંધવામાં આવ્યો છે. એક લખનાર લખે છે કે ભવિષ્યમાં નહેરમાં મુસાફરી કરનારને વિવિધ પ્રકારની સૃષ્ટિ નજરે પડશે. સાધારણ રીતે સવારમાં જ્યારે વહાણ કોલનમાં દાખલ થાય ત્યારે ઉષ્ણકટિબંધની હવા તેને લાગશે. ત્રણે કુંડ તે વહાણ ઓળંગશે ત્યારે એક તે વિશાળ સરોવરમાંથી પસાર થશે. સરોવરની આસપાસ ભરપૂર ઘીચ જંગલ તે જોશે. ત્યાર પછી તે ઉંચા પર્વતો અને ૨૦૦ ફુટ ઉંચું ઘાસ અને ઝાડીથી ભરપૂર ઢોળાવો તેની નજરે પડશે. ત્યાર પછી એક ખીણ તેની નજરે પડશે. સ્વેઝ આગળ ઉજડ રેતીના મેદાનમાંથી રસ્તો નીકળેલો છે. અહિંયાં તો આગળ પાછળ મહાસાગરવાળો શાંત પાણીઉપર તરતો એક નાનો લીલો ખંડ માલૂમ પડે છે.

કુંડના મુખ આગળ વહાણ છાનુંમાનું ઉભું રહે અને વીજળીનાં દોરડાં તે લગાડવામાં આવશે એટલે એક કલાકમાં ત્રણ પગથીઆં તે ઉંચે ચઢશે. દરિયાની સપાટીથી ૮૫ ફુટ ઉંચે સરોવરમાં વહાણ જશે. કુંડની પશ્ચિમે જે એક મોટો કોટ છે, તે જોવો તે કદાચ ભૂલી જશે. પરંતુ નહેરનો મુખ્ય આધાર તેનાપર જ છે અને કયુલેબ્રાના ભાગ આગળ તો બાંધનારાઓની મહેનત, બુદ્ધિ અને હુશિયારી ખાસ ઉપયોગમાં આવી છે, એમ જ્યારે તે સાંભળશે ત્યારે તેને આશ્ચર્ય થયાવિના રહેશે નહિ સરોવરના તળીઆની પહોળાઇ ૧૬ માઇલ સુધી ૧૦૦૦ ફુટ છે, ૪ માઇલ સુધી ૮૦૦ ફુટ છે અને લગભગ ૩ માઇલ સુધી ૫૦૦ ફુટ છે.

વિવિધ પ્રજાઓની જે ઇચ્છા હતી અને હાલ પૃથ્વીની ભૂગોળમાં એક અગત્યની બિના છે તે નહેર આ પ્રમાણે પૂરી થઇ છે. ધરતીકંપ શિવાય બીજી કોઇ પણ આફતથી તેને નુકશાન થાય એમ લાગતું નથી. મેસિના અને સાન્ફ્રાન્સિસ્કોના જેવો જ એક સખ્ત ધરતીકંપ કીંગસ્ટાઉનમાં થતો હતો. કોસ્ટારિકામાં પણ એ જ ધાસ્તી છે. પનામાંનો પ્રદેશ એ ધરતીકંપવાળા ગોળથી આઘો છે. ધરતીકંપના આચકા લાગે છે. પરંતુ મોટું નુકશાન થએલું જાણવામાં નથી. છતાં પણ એવો કોઇ અકસ્માત બને તો જ નહેરને નુકશાન થાય અને એ તો ઇશ્વિરના જ હાથમાં છે.

નહેરપર કોઇ પ્રજા હુમલો કરે એ અસંભવિત છે, કારણ કે બધી પ્રજાઓનું એમાં હિત રહેલું છે. છતાં કિલ્લા અને દારૂગોળો રાખવાની ગોઠવણ થઇ છે. બે કિલ્લા છે; ૧૪ ઇંચની ૪ તોપો, ૬ ઇંચની ૬, ૧૨ ઇંચની ૧૨, દરિયાઇ દારૂગોળો ફેંકના સિપાઇઓની ૧૨ ટુકડીઓ, જમીનપર લડવાનો દારૂગોળો, પાયદળની ૪ રેજીમેન્ટ અને ૧ ઘોડેસ્વાર

દુરસ્તી રાખવામાં આવ્યાં છે. અને વળી અમેરિકાનું નૌકા સૈન્ય તૈયાર છે એટલે એનાપર હુમલો થવાનો સંભવ નથી. પરંતુ સ્વેઝની માફક જો કિલ્લા ન બાંધવામાં આવ્યા હોત તો સારૂં. એ નહેર યુનાઇટેડ સ્ટેટ્સના કિનારા તરીકે ગણાય છે. પોન્સીફોટની સંધિમાં કિલ્લા સંબંધી લખાણ નથી. કંઇ બળવો થાય ત્યારે સાચવવાને વાસ્તે હથિયારબંધ પોલિસ રાખવાની છૂટ આપવામાં આવી છે. હે–બનો–વરીલાની સંધિ પ્રમાણે પણ આટલો બધો દારૂગોળો તથા માણસ રાખવાનું છે નહિ.

ઇંગ્લાંડે પણ કિલ્લા માટે સંમતિ આપી છે, એટલે હવે કોઇ પ્રજા ના કહે એમ નથી. યુનાઇટેડસ્ટેટ્સે પોતાના પૈસા અને બુદ્ધિથી નહેર બાંધી છે. એમા બીજા કોઇ કરતાં એમનો સ્વાર્થ વધુ સમાએલો છે. જ્યાંસુધી અમેરિકનો વ્યાપાર અને કરમાં સમાન દૃષ્ટિએ કામ કરશે ત્યાંસુધી તો દારૂગોળા અને માણસો સામે વાંધો ઉઠાવશે નહિ.

અમેરિકનો એ નહેરને સર્વ પ્રજાની મિલકત ઠેરવે એ બને એમ નથી. જો એમ ઠેરવે તો પોતાનાં લડાયક વહાણો માટે એ નહેરનો ઉપભોગ તેઓ કરી શકે નહિ, અથવા લડાઇ વખતે દુશ્મનોને પણ છૂટથી ઉપયોગ કરવા દેવો પડે. આથી નહેરપર કામ કરનાર અધિકારીઓને પોતાના રાજ્ય સામે આ પ્રમાણે દુશ્મનોને મદદ કરી રાજદ્રોહી થવું પડે. આથી એમ નિર્ણય થયો કે જે વિગ્રહમાં યુનાઇટેડસ્ટેટ્સ ના હોય તે વિગ્રહ વખતે સઘળી પ્રજાઓ માટે નહેર ખુલ્લી રહેશે, પરંતુ જ્યારે યુનાઇટેડસ્ટેટ્સ પણ વિગ્રહમાં ઝંપલાવે તો દુશ્મનો માટે તે નહેર બંધ રહેશે. આથી એમ પણ થાય કે યુનાઇટેડસ્ટેટ્સ વિગ્રહમાં ઉતરે તો સામો પક્ષ એકદમ નહેરપર જ હલ્લો કરે અને અરક્ષિત જગાપર છાપો મારે. જો યુનાઇટેડસ્ટેટ્સની સત્તા અલ્પ સમય દરિયાપરથી ઓછી થાય તો દુશ્મનો નહેરપર લશ્કર ઉતારે અને યુનાઇટેડસ્ટેટ્સની સ્થિતિ કફોડી થાય માટે હવે યુનાઇટેડસ્ટેટ્સને દરિયાઈ લશ્કર પણ વધારવું પડશે. આ પ્રમાણે લશ્કર વધારવામાં આવે તો ઇંગ્લાંડે ખુશી થવું જોઇએ. કેટલાક એમ ધારે છે કે ભવિષ્યમાં પાસિફિક મહાસાગરમાં પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે મહાભયંકર યુદ્ધ ચાલશે તે વખતે એંગ્લો સેક્સન પ્રજાની આબરૂ અને માન આથી જ જળવાશે.

એમ અટકળ થાય છે કે કિલ્લાનો ખર્ચ ૧૨,૦૦૦,૦૦૦ ડોલર થશે. બાંધકામનો ૩૭૫,૦૦૦,૦૦૦ ડોલર ખર્ચ ઉમેરતાં બધો મળી ખર્ચ ૪૦૦,૦૦૦,૦૦૦ ડોલર એટલે ૮૦,૦૦૦,૦૦૦ પાઉંડ થશે. સ્વેઝની નહેરનો બધો મળી ખર્ચ ૧૯,૦૦૦,૦૦૦ પાઉંડ થયો હતો. માંચેસ્ટરનો ૧૫,૦૦૦,૦૦૦ પાઉંડ થયો અને કિલનો ૮,૦૦૦,૦૦૦ પાઉંડ થયો હતો.

પનામાની નહેર ઉપરની રેલ્વે રહેવા દેવામાં આવી છે, તે કેટલાંક બંદરોને કોલસો, તેલ વિગેરે પૂરૂં પાડશે. 'ટોલ' વિગેરેના નિયમો નક્કી થશે તો પનામા નહેરથી ઘણા ઘણા લાભ થશે.

## પનામા અને સંયોગીભૂમિ.

જો રાજ્યબંધારણ સારૂં થાય તો આ ૩૩,૦૦૦ ચોરસ માઇલવાળો પ્રદેશ એટલે સ્કોટલાંડ કે આયર્લાંડ કરતાં મોટો દેશ ઘણો સારો નિવડે. આ નહેરથી પનામાના રહેવા-

શીઓને કાંઇ દ્રવ્ય પ્રાપ્તિ થઇ નથી. પરંતુ પહેલાંની માફક દુકાળ આવવાના નથી. નહેરપર કામ કરનારા કારીગરોથી પણ કંઇ પનામાના રહેવાશીઓને ઉત્પન્ન થયું નથી. કારણ કે યુનાઇટેડ સ્ટેટ્સના સ્ટોરમાંથી દરેક ચીજ ખરીદતા હતા. પનામાના રહેવાશીઓએ કરકસર અને હિંમત વાપરી હોત તો તેઓને નફો મળત. ઘણી ઘણી ચીજો લાવીને તેઓ વેચી શકત. માત્ર તેઓ વર્ષ દિવસે ખોરાક માટે ૨૦૦૦૦ ડૉર આપતા હતા.

યુનાઇટેડસ્ટેટ્સની ફળની કંપનીએ હાલ ૩૨૦૦૦ એકરમાં કેળનું વાવેતર કર્યું છે અને ૧૦૦૦ એકરમાં ૧૬૫,૦૦૦ ઝાડ કેકાઉનાં નાંખ્યાં છે. આથી કેળાં અને ચોકોલેટ યુરોપ અને યુનાઇટેડસ્ટેટ્સમાં મોકલવામાં આવશે. રબરના વાવેતરમાં વધારો થશે. ૧૫૦,૦૦૦ ઝાડ રબરનાં નાંખવામાં આવ્યાં છે. હાલ જંગલમાંથી રબર કાઢી ચઢાવવામાં આવે છે. કારિબિયન-સમુદ્રના કિનારાપરથી કોચલાં ખૂબ ચઢાવવામાં આવે છે. તેનાં બટન બહુ સારાં બને છે. જર્મનીમાં બનેલા ડગલા જે ઇંગ્લાંડમાં કન્યાઓ પહેરે છે, તેનાં બટન આ કોચલાંનાં બનેલાં હોય છે. મેહોગની, સીડર અને કોકોબોલોનાં લાકડાં પણ હવે ખૂબ પરદેશ ચડશે.

એક ફ્રેંચ કંપની ઘણાં વર્ષ થયાં કામ કરે છે અને તે સોનું પરદેશ ચઢાવે છે. આખી સંયોગિભૂમિમાં સોનાની ખાણ છે એમ માનવું છે. બીજી કોઇ ધાતુઓ અહીં નથી. કોલસો જે પણ તે વ્યાપારને લાયક નથી.

કોલન અને પનામા વચ્ચે રેલ્વે છે. તે યુનાઇટેડસ્ટેટ્સના રાજ્યની માલકીની છે. આ રેલ્વે સન ૧૮૫૫ ઉઘાડવામાં આવી હતી. સન ૧૮૬૯ સુધી એક બાજુએથી અમેરિકાની બીજી બાજુએ માલ તથા ઉતારુઓને લેઇ જવા આ નહેર વપરાતી હતી. ત્યારપછી યુનાઇટેડસ્ટેટ્સમાં એક સળંગ લાઇન થઇ એટલે અહિંનો વ્યાપાર પડી ભાગ્યો. પડી ભાગવાનાં કારણ ઘણાં છે. દક્ષિણ મેક્સિકોમાં ટેહાન્ટીપીકનો રસ્તો ખુલ્લો થયો. સન ૧૯૦૬ માં અમેરિકા હવાઇ-સ્ટીમશીપ કંપનીએ ટેહાન્ટીપીકની રેલ્વે સાથે કરાર કર્યો. તે કંપનીએ પોતાનાં વહાણો માગેલનની સામુદ્રધુનીમાંથી બોલાવી લીધાં અને આટ્લાંટિકના કિનારાપર ન્યુયોર્ક અને પ્યેર્ટો મેક્સીકો અને ન્યુયોર્ક વચ્ચે આગબોટો ચાલતી હતી અને પાસિફિકના કિનારાપર સલીના ક્રુઝ અને યુનાઇટેડસ્ટેટ્સના પશ્ચિમ કિનારાપર અને હાવાઇબેટ વચ્ચે આગબોટો ચાલતી હતી. આ રસ્તો સન ૧૯૦૭ માં ખુલ્લો થયો. અને હાવાઇની ખાંડને લીધે અપૂર્વ જય મળ્યો. આથી પનામાનો રસ્તો તદન ભાંગી પડયો.

ટેહાન્ટીપીકનો રસ્તો પનામાના રસ્તાથી ન્યુયોર્કથી સાન્ફ્રાન્સીસ્કો સુધી ૧૦૧૬ માઇલ ઓછો થાય અને ન્યુઓલીઅન્સથી ૧૫૩૮ માઇલ ઓછો થાય. પરંતુ આ ટુંકા રસ્તે માલ રેલ્વેમાંથી આગબોટમાં નાંખવો પડે, અને આથી ચાર દિવસ મોડું થાય. પનામામાંથી તો કોઇ પણ વહાણ અર્ધા દિવસમાં પસાર થાય અને બહુ બહુ તો એક દિવસ થાય. ખર્ચનો સવાલ હજુ તો હાજર છે. ટેહાન્ટીપીકને રસ્તે માલ અદલબદલ કરવાનો ખર્ચ એક ટન ઉપર ૨.૫૦ ડૉલર થાય અને પનામાનો ટોલ એક ટનનો .૬૦ ડૉલર થાય, એટલે એ રસ્તે સસ્તો પડે. માલ અદલબદલ કરવાની અગવડ અને જોખમ ધ્યાનમાં લેતાં પનામાનો રસ્તો ઘણો સસ્તો પડે. ટેહાન્ટીપીકનો રસ્તો આથી ભાંગી પડશે એમ નથી. કિનારા કિનારાપરનો વ્યાપાર આ રસ્તે જ સારો પડશે.

## સમુદ્રના નવા મોટા રસ્તા.

સ્વેઝની નહેરથી યૂરોપ અને ઈંગ્લાંડને યુનાઈટેડસ્ટેટ્સ કરતાં વધુ લાભો થયા છે. કેપ ઓફ્ ગુડહોપને રસ્તે જ્યારે વ્યાપર ચાલતો હતો ત્યારે ન્યુયોર્ક લંડનથી પૂર્વ દેશોના બજારોથી માત્ર ૪૮૦ માઇલ જ વધુ દૂર પડતું હતું. જ્યારે સ્વેઝની નહેર ખુલી ત્યારે ન્યુયોર્ક ૧૯૨૪ માઇલ લીવરપુલ કરતાં વધુ દૂર ગયું, આથી હરિફાઇના વ્યાપારમાં લીવરપુલને ફાયદો થયો.

હવે ન્યુયોર્ક અને લીવરપુલથી ઑસ્ટ્રેલીઆની મુસાફરીનો વિચાર કરીએ. ન્યુયોર્કથી કેપ ઓફ્ ગુડહોપને રસ્તે અને લીવરપુલથી સ્વેઝને રસ્તે ઓસ્ટ્રેલીઆ જવાય છે. કેપ ઓફ્ ગુડહોપનો રસ્તો હતો ત્યારે લીવરપુલને ૪૮૦ માઇલનો લાભ મળતો હતો અને સ્વેઝની નહેર થવાથી ૧૧૪૨ માઇલનો વધુ લાભ મળ્યો છે. આથી અમેરિકા કરતાં યૂરોપ અને ઇંગ્લાંડને સ્વેઝની નહેરથી ઘણા જ લાભ થયા છે.

વિગતવાર તપાસતાં નીચેપ્રમાણે હકીકત માલૂમ પડે છે.

૧ ન્યુયોર્ક અને પશ્ચિમના અમેરિકાના બંદરો વચ્ચે ૮૪૬૫ માઇલ ઓછા થાય છે.

૨. પનામાની ઉત્તરના અમેરિકાનાં બધાં પશ્ચિમ કાંઠાનાં બંદરો લીવરપુલની ૬૦૪૫ માઇલ નજદીક આવ્યાં છે.

૩. ન્યુયોર્ક અને પનામાની દક્ષિણ કાંઠાના બંદરો વચ્ચેનો તફાવત તેઓ દૂર કેટલાં છે તે પર આધાર રાખે છે, પરંતુ સરાસરી ૪૭૦૯ માઇલ ઓછા થાય છે.

૪. પનામાની દક્ષિણ કાંઠાનાં પાસિફિક કિનારાના બંદરો લીવરપુલની ૨૬૦૦ માઇલ નજદીક આવ્યાં છે.

૫. પાસિફિક કાંઠાનાં બધાં બંદરો લીવરપુલ કરતાં ન્યુયોર્ક પાસે ૨૭૫૯ માઇલ વધુ નજદીક આવ્યાં છે

૬. યુરોપનાં કોઇ બંદર એશિયા ખંડના બંદરોની વધુ નજદીક પનામાની નહેરને લીધે આવી શકશે નહિ. માત્ર ન્યુઝીલાંડના અને સૈબીરીઆનાં કેટલાંક વધુ નજદીક આવશે.

૭. ન્યુઝીલાંડ શિવાય એશિયા અને ઓસ્ટ્રેલિયાના બંદરો સ્વેઝની નહેરને રસ્તે જ યુરોપના બંદરોની પાસે પડે છે.

૮. જાપાન, શાંગહાય, હોંગકોંગ, ફીલીપ્પાઇન, ન્યુગીના, ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડ અમેરિકાની નજદીક આવ્યાં છે.

૯. ન્યુયોર્ક અને લીવરપુલથી દક્ષિણ અમેરિકાનાં લગભગ બધાં બંદરો, આફ્રિકાનાં અને એશિયાનાં હોંગકોંગની દક્ષિણનાં બંદરો છે તેટલાં ને તેટલાં જ આઘાં રહે છે.

૧૦ યોકોહામા, સીડની, મેલબોર્નની વધુ પાસે હવે ન્યુયોર્ક છે, લંડન નથી. ન્યુઝીલાંડનું વેલીંગ્ટન જે પહેલાં લંડન અને ન્યુયોર્કથી સમાન અંતરે હતું તે હવે ન્યુયોર્કની ૨૭૩૫ માઇલ વધુ પાસે આવ્યું છે. સીડની જે ન્યુયોર્ક કરતાં લીવરપુલની પાસે ૧૫૦૦ માઇલ હતું તે આજે ૨૪૨૪ માઇલ વધુ આઘું ગયું છે.

૧૧. આટ્લાંટિક મહાસાગરનાં બધાં બંદરો યુનાઇટેડસ્ટેટ્સથી અને કેનેડાના બંદરોની પાસે આવ્યાં છે. (અપૂર્ણ.)

# યૂરોપનાં રાજકુટુંબોનો પરસ્પર સંબંધ.




આ વંશાવળી પુનામાંથી પ્રસિદ્ધ થતા ચિત્રમય જગતમાંથી લીધેલી છે. વર્તમાન મહાભારત યુદ્ધમાં યૂરોપનાં ઘણાંખરાં રાજ્યો ઉતરેલાં હોવાથી એકબીજાનો પરસ્પરનો સંબંધ સમજવાને માટે આ વંશાવળી ઘણી ઉપયોગી છે.

—※—

# श्री वसो नवी गुजराती शाळा.

૧ આ શાળા ' શ્રી વસો નવી ગુજરાતી શાળા ' એ નામે ઓળખાશે.

નામ.

૨ પ્રાથમિક કેળવણી સંગીન, રસમય, અને સ્વાભાવિક બને એવી રીતે પ્રયત્ન કરવો એ આશાનો ઉદ્દેશ છે.

ઉદ્દેશ.

૩ ત્રણ વર્ષની ઉમરના બાળકોને માટે કિન્ડરગાર્ટન વર્ગથી શરૂ કરી ચોથા ધોરણ સુધીના વર્ગો આ શાળામાં ચલાવવામાં આવશે.

અભ્યાસનાં ધોરણો.

૪ વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી જુદાં જુદાં ધોરણો માટે જે અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો છે, તેમાં જરૂર જણાયે અનુભવી શિક્ષકોની સલાહ પ્રમાણે ઘટિત ફેરફાર કરી એકંદર અભ્યાસ ચોથા ધોરણમાં પૂરો થાય તેવી રીતે વ્યવસ્થા રાખવામાં આવશે.

અભ્યાસક્રમ.

૫ કિન્ડરગાર્ટન વર્ગથી તે ચોથા ધોરણ સુધીના દરેક વર્ગમાં ચિત્રકામ, બાગકામ સંગીત અને શારીરિક કેળવણી મળે તેવી રમતો ફરજીઆત રાખવામાં આવશે. ચોથા ધોરણમાં સુતારી કામ દાખલ કરવામાં આવશે.

અભ્યાસના કેટલાક ખાસ વિષયો.

૬ આ શાળાના વિદ્યાર્થીઓને નિયમિત રીતે અઠવાડીઆમાં એક વખત ગામ બહાર ફરવા અને કુદરતનું અવલોકન કરવા લઈ જવામાં આવશે.

વિદ્યાર્થીઓને બહાર ફરવા લઇ જવા.

૭ શિક્ષકોનાં દષ્ટાંત, મહાપુરુષોનાં જીવનચરિત્રો, વાર્તાઓ, બોધ, અને પરોપકાર અને દયાનાં વ્યાવહારિક કાર્યોદ્વારા વિદ્યાર્થીઓને નૈતિક કેળવણી મળે તે માટે પૂરતા પ્રયત્નો કરવામાં આવશે.

નૈતિક કેળવણી.

૮ શાળાના વખત બહાર વિદ્યાર્થીઓને ઘેર વાચવા લખવાનું કામ આપવામાં આવશે નહિ. જેથી વિદ્યાર્થીઓ પોતાનાં સ્લેટ, પેન, પુસ્તકો વગેરે અભ્યાસનાં બધાં સાધનો શાળામાં જ મૂકી ઘેર જશે.

ઘેર પાઠ આપવાનું બંધ.

૯ વિદ્યાર્થીઓ પોતાનાં શરીર તથા કપડાં સ્વચ્છ રાખે અને શાળાની સ્વચ્છતા સાચવે તે માટે પૂરતું ધ્યાન આપવામાં આવશે.

વિદ્યાર્થીઓની સ્વચ્છતા.

૧૦ સવારમાં સાડાસાતથી દશ અને સાંજે ત્રણથી સાડાપાંચ એ પ્રમાણે શાળાનો વખત રાખવામાં આવશે. ઋતુ પ્રમાણે આ વખતમાં ફેરફાર કરવામાં આવશે.

શાળાનો વખત.

૧૧ મળતા પગારમાં સંતોષ માની ફક્ત શિક્ષણના કામમાં જ લક્ષ આપી ઉત્સાહથી પોતાનું કર્તવ્ય કરે તેવા જ શિક્ષકો આ શાળા માટે મેળવવા પ્રયત્ન કરવામાં આવશે.

શિક્ષકોની લાયકાત.

૧૨ દરેક કાયમના શિક્ષકનો પગાર ઓછામાં ઓછા રૂ. ૧૫ રાખવામાં આવશે.

શિક્ષકનો પગાર.

૧૩ આ શાળાના શિક્ષકો વા વિદ્યાર્થીઓ કોઈ પણ પ્રકારનું ખાનગી ટ્યુશન રાખી શકશે નહિ.

ટ્યુશન રાખવાની મનાઈ.

૧૪ આ શાળામાં શિક્ષકોને અન્ય સ્થળોની નમુનેદાર શાળાઓ, પ્રાચીન ઐતિહાસિક સ્થળો, તથા આધુનિક મોટાં શહેરો જોવા જવાની, તથા સાહિત્ય પરિષદ્, કેળવણી મંડળ ઇત્યાદિની સભાઓમાં હાજર રહેવાની અનુકૂળતા કરી આપવામાં આવશે.

શિક્ષકોની મુસાફરી.

૧૫ આ શાળાના શિક્ષકો તથા વિદ્યાર્થીઓના વાલીઓ ઓછામાં ઓછા દર ત્રણ માસે એક વખત એકઠા મળે અને વિદ્યાર્થીઓના હિતના સંબંધના પ્રશ્નોનો વિચાર કરે તે પ્રકારની યોજના કરવામાં આવશે.

વિદ્યાર્થીઓ અને વાલીઓનું સંમેલન.

૧૬ કોઇ પણ વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૨૦ કરતાં વધારે રાખવામાં આવશે નહિ.

વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા.

૧૭ દરેક વર્ગ માટે એક સ્વતંત્ર શિક્ષક રાખવામાં આવશે. તે ઉપરાંત એક શિક્ષક દફતરી કામ વગેરેને માટે ઇલાયદો રાખવામાં આવશે.

દરેક વર્ગ માટે સ્વતંત્ર શિક્ષક.

૧૮ જુદા જુદા ધોરણના વિદ્યાર્થીઓનો અભ્યાસ તપાસી યોગ્યતા પ્રમાણે વિદ્યાર્થીઓને નવ, બાર, કે પંદર માસે ઉપલા વર્ગમાં લેવામાં આવશે.

વર્ગ ચઢાવવાની મુદત.

૧૯ શિક્ષણના કામમાં આવતાં સઘળાં સાહિત્યો આ શાળામાં પૂરાં પાડવામાં આવશે.

સાધનો.

૨૦ દરેક વિદ્યાર્થીની માસિક ફી રૂ. ૧-૦-૦ રાખવામાં આવશે. આ ઉપરાંત દાખલ થતી વખતે રૂા. ૧-૦-૦ દાખલ ફી તરિકે લેવામાં આવશે. (તા. ૧૫ મી જુલાઇ પહેલાં માસિક ફી નો રૂ. ૧-૦-૦ આપી જેઓ પોતાનાં નામ નોંધાવશે તેમની પાસેથી દાખલ ફીના રૂ. ૧-૦-૦ લેવામાં આવશે નહિ.

માસિક ફી.

૨૧ અભ્યાસ અને વર્તનમાં શિક્ષકોને સંતોષ આપે તેવા ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને દાખલ થયા પછી ત્રણ માસે વિદ્યાર્થીની એકંદર સંખ્યાના ૨૦ ટકા સુધી માફી રાખવામાં આવશે.

માફીનું ધોરણ.

૨૨ આ શાળાનું ખર્ચ વિદ્યાર્થીઓની ફી, સરકાર તરફની ગ્રાન્ટ, અને લોકો તરફની મદદ વડે પૂરું કરવામાં આવશે.

ખર્ચ મેળવવાના માગ.

જલદી કરો, જલદી કરો.

# ગજાનન માર્કાની અસલ કાબુલી હીંગ.

જો તમારે અસલ કાબુલી હીંગ જોઈતી હોય તો અમારી ગજાનન માર્કાની જ મંગાવો. અમારી આ હીંગ ભેળસેળ વગરની તથા ઉત્તમ પ્રકારની હોવાથી જ તે અત્યંત લોકપ્રિય થઈ છે, તેની માત્ર એક વખત મંગાવવાથી જ તમારી ખાત્રી થશે. બાર તોલાના એક ડબાના રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ખર્ચ જુદું. નીચેને ઠેકાણે લખો (અમારૂં શિરનામું અંગ્રેજીમાં કરવું.)

तारीवागल एन्ड कंपनी,
काबुली हींग स्टोर्स.
होशावर ( India. )

---

## गीतामां ईश्वरवाद.

છ દર્શનની સાથે ગીતાની તુલના કરી ગીતાની ઉત્કૃષ્ટતા દર્શાવનાર ઉત્તમ તાત્વિક બંગાળી ગ્રંથનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર—મૂલ્ય રૂ. ૨ પોસ્ટેજ જુદું.

ભાષાંતર કર્તા—દામોદર વખતચંદ શાહ.
તા. માસ્તર—પાળીયાદ—કાઠિયાવાડ.

---

## पातंजल योगदर्शन.

યોગસંબંધમાં ગુજરાતીમાં આવું ઉત્તમ એક પણ બીજું પુસ્તક હજી સુધી તો લખાયું નથી. મૂલ્ય રૂ. ૨—૦—૦

ઠે. પ્રાતઃકાલ-મંદિર, વડોદરા.

---

## " સાહિત્ય "

પુસ્તકો તથા લાઇબ્રેરીઓના શોખીનોએ જો ૨૫૦ તથા ૫૦૦ ગુજરાતીમાં ઊંચી સારાં પુસ્તકો ક્યાં છે તે જાણવું હોય તો ફેબ્રુવારી તથા માર્ચ માસનું " સાહિત્ય " માસિક ફક્ત આઠ આના ખરચી વાંચવું.

જાહેરખબર માટે ઉત્તમ સાધન છે. વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૨—૮—૦.

વધુ વીગતમાટે લખો:— વ્યવસ્થાપક સાહિત્ય વડોદરા.

Registered No B



पुस्तक १२ ] संवत् १९७१ आश्विन कृष्ण० १४ [ अंक १२

કોણ હું ને આવ્યો ક્યાંથી, ન જાણે જે, તે જન છે, આત્મઘાતી,
શ્રુતિ જણાવતી એમ ગાતી; પોતાને ના જાણે તે જન આત્મઘાતી.

શ્રીવિશ્વવંદ્ય.

તંત્રી—પંડિત જગન્નાથ પ્રભાશંકર
પ્રકાશક—હિંમતલાલ અમૃતલાલ.
ચાંતડીને ઝાંપે-વડોદરા.

---

## प्रातःकालना ग्राहकोए हंमेशां स्मरणमां राखवायोग्य केटलाक नियमो.

૧ જ્યારે શિરનામું બદલવાનું હોય ત્યારે નવા શિરનામાની સાથે પ્રાતઃકાલ ક્યાં મળતું હતું તે અવશ્ય જણાવવું, તેમ નહિ કરનારના પત્ર અમલ થઇ શકશે નહિ. શિરનામું બદલવા સંબંધમાં જેમનું પત્ર અમને ... ૧૦ સુધીમાં મળી શકશે તેનો તે માસમાં અમલ થઇ શકશે. વદ ૧૦ પછી પત્રોનો અમલ બીજા માસથી થઇ શકશે. ત્રણ માસથી ઓછા સમય મ... શિરનામું બદલી શકાશે નહિ. તેમ કરવા ઇચ્છનારે પોસ્ટ ઓફીસ સ... બંદોબસ્ત કરી લેવો.

૨ જ્યારે જ્યારે અમારા ઉપર કોઈ પણ કાર્ય માટે પત્ર લખવા આવે ત્યારે ત્યારે નામ, તથા ગામ લખવું, તથા ઉત્તર માટે પોસ્ટની ટી... મોકલવી. ઘણા મનુષ્યો નામ તથા ગામ લખતા નથી, તથા ઉત્તર મ... ટીકીટ મોકલતા નથી તેવા મનુષ્યોના પત્ર નકામા જાય છે.

૩ પ્રાતઃકાલ પ્રત્યેક માસની વદ ચતુર્દશીએ પ્રસિદ્ધ થાય છે, ... હંમેશાં નિયમિતપણે ગ્રાહકોને બીજા માસની શુદ પંચમી સુધીમાં બીડી દેવ... આવે છે. તેથી જેમને અંક ન મળે તેમણે દશમ સુધીમાં અમને લખી જ... વવું. દશમ પછી અંક મંગાવનાર બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આ... તો જ અંક મળી શકશે.

## ☞ સૂચના.

પરમાત્મકૃપાથી પ્રાતઃકાલનું ૧૩ મું વર્ષ આ, અંકની સાથે પૂર્ણ થાય છે. નવા વર્ષમાં તેનું કદ આ વર્ષના કરતાં દોઢું થનાર છે અર્થાત્ તે ૪૮, પૃષ્ઠનું થનાર છે, એ વગેરે સંબંધમાં જણાવવાયોગ્ય પૂર્વથી જ, આપણે જણાવી ગયા છીએ. નવા વર્ષમાં નીચેના ત્રણ ઉપહાર ( ભેટ ) ગ્રાહકોને મળી શકશે.

૧ આપણી આધ્યાત્મિક ઉન્નતિનું પ્રથમ પગથીઉં.
૨ બુકર ટી. વૅાશીંગ્ટન.
૩ મધ અને તેના ઉપયોગ.

નવા વર્ષથી પ્રાતઃકાલ ગુજરાતીમાં પ્રકટ થતાં માસિકોમાં અગ્રણી સ્થાને શોભવાને યોગ્ય થશે, એ વાર્તાની પૂરી ખાત્રી જ્યારે તમે તે અંક જોશો ત્યારે જ થશે. ઉપર જણાવેલા ત્રણ ઉપહાર વર્ષના આરંભમાં જ ઇશ્વરકૃપાએ તૈયાર થઈ રહેશે, પરંતુ સર્વ ગ્રાહકોને તે તરત જ મળી શકશે નહિ. કારણ કે રોજ પચીસ ત્રીસ વી. પી. થી અમે વધારે વી. પી. કરી શકતા નથી. જેથી કાર્તિક વદિ ચતુર્દશીથી ઉપહાર મોકલવાનું શરૂ થશે. પરંતુ તમામ ગ્રાહકોને તે પૌષ માસ પૂરો થતા સુધીમાં મળી રહેશે. જેથી ગ્રાહકોએ ત્યાંસુધી ધૈર્ય રાખવું. પ્રથમ નવા વર્ષનો અંક સર્વ ગ્રાહકોઉપર નિયમપ્રમાણે આવશે જ. ચાલુ વર્ષમાં ગ્રાહકોના ઉપર પ્રથમ અંક વી. પી. કરી પછી ઉપહાર મોકલતા હતા તે પ્રમાણે આવતા વર્ષમાં બની શકશે નહિ, જેથી અમે ત્રણે ઉપહારસાથે જ રૂ. ૨-૮-૦ નું વી. પી. કરીશું, જે સુજ્ઞ ગ્રાહકો કૃપા કરી સ્વીકારી લેશે, કે જેથી અમને પોસ્ટેજ વી. પી. નું ખરચ નકામું થાય નહિ.

તેમ છતાં કોઈ ગ્રાહકને તત્કાલ સવડ ન હોય, અને એક બે મહિના પછી લવાજમ આપી શકે તેમ હોય અથવા, કોઈની સ્થિતિ એટલી ગરીબ હોય, કે તે ચાર આઠ આના ઓછા આપવા ઇચ્છતા હોય, તેમણે અમને આ અંક મળતાં જ જણાવવા કૃપા કરવી, કે જેથી તે પ્રમાણે તેમને માટે વ્યવસ્થા થઈ શકે. પ્રાતઃકાલ કેવળ દ્રવ્યોપાર્જનમાટે કાઢવામાં આવતું નથી, પણ અધિકારિજનોના હિતઅર્થે તથા માતૃભાષાની શુશ્રૂષાઅર્થે પ્રધાનપણે કાઢવામાં આવે છે. દ્રવ્યોપાર્જન તેનો ગૌણ હેતુ છે, પ્રધાન હેતુ નથી. જેથી તેનો લાભ અધિક મનુષ્યો લેશે, એ સ્વાભાવિક જ છે.

તે છતાં પણ જે ગ્રાહકોને આવતા વર્ષમાં પ્રાતઃકાલના ગ્રાહકમાંથી બંધ થવાની ઇચ્છા હોય તે આ અંક મળતાં જ અમને તે પ્રમાણે સત્વર લખી જણાવવા કૃપા કરશે, એમ તેમનાપ્રતિ વિનતિ છે, કે જેથી અમને વી. પી. પોસ્ટેજનું ખરચ થાય નહિ.

મહિને માત્ર સવા ત્રણ આના જેટલા ખરચમાં જ પ્રાતઃકાલ તેના ગ્રાહકોનું કેટલું હિત કરે છે, અથવા તો તે તેમને કેટલું ઉપયોગી થઈ શકે તેમ છે, તે વાર્તા હવે તેના ગ્રાહકોને અજ્ઞાત નથી, જેથી તે સંબંધમાં અમારે કંઈ કહેવાજેવું નથી.

श्री.

# प्रातःकाल.

पुस्तक १३] संवत् १९७१ आश्विन कृष्णपक्ष १४. [अंक १२

॥ ॐ श्रीँ. ॥

## पद्यसंग्रह.

### इष्टदर्शनातुर भक्तना उद्गार.

પદ. ૧ ( કોઈ એક સમે મારા પ્રેમી પતિએ, એ લય. )

એકવાર મળે તો હું દુર્બલ તો પણ હૃદયશું ભેટી પડું,
કંઇક કાળથી છુટું પડેલું હું લોહું એ, ચુંબકને જઇ સહજે અડું.
એકવાર જુએ તો એ કમલનયને, હસિતનયન હું બનાવી દઉં,
મારૂં હૃદય એ હરણ કરે તે પહેલાં, એમનું હરણ કરી હું લઉં.
એકવાર વદે તો તો એ વચનામૃત, પાન કરીને હું અમર થઉં,
ઉર શાંતિને આનંદ પામીને, હું પછી અંતરથી નિત્ય તૃપ્ત રહું.
એકવાર શુણે તો તો દીનપણે, મુજ હૃદયવ્યથાને ખાલી કરૂં,
મારા આંતર ભારનો પોટલો આખો, તરત પ્રભુને માથે ધરૂં.
એક વાર કદી પ્રભુ દર્શન દે તો, આનંદથી જય જય ઉચ્ચરૂં,
જન્મ સાર્થક માનીને ત્યારથી, હું નવ કોઇને કાંઇ કહું કે કરૂં.

---

### विरहालाप.

પદ. ૨. ( જ્યાં જ્યાં નજર મારી ઠરે, એ લય. )

તેડાવું કોને પ્રેમથી જ્યાં આવનાર જતા રહ્યા,
બોલાવું કોને બોલ દઇ જ્યાં બોલનાર મૂગા થયા.
મનતો ઘણુંએ થાય છે પ્રેમી હૃદયને ભેટવા,

---

## प्रातःकालना ग्राहकोए हंमेशां स्मरणमां राखवायोग्य केटलाक नियमो.

૧ જ્યારે શિરનામું બદલવાનું હોય ત્યારે નવા શિરનામાની સાથે પૂર્વે પ્રાતઃકાલ ક્યાં મળતું હતું તે અવશ્ય જણાવવું. તેમ નહિ કરનારના પત્રનો અમલ થઇ શકશે નહિ. શિરનામું બદલવા સંબંધમાં જેમનું પત્ર અમને વદ ૧૦ સુધીમાં મળી શકશે તેનો તે માસમાં અમલ થઇ શકશે. વદ ૧૦ પછીનાં પત્રોનો અમલ બીજા માસથી થઇ શકશે. ત્રણ માસથી ઓછા સમય માટે શિરનામું બદલી શકાશે નહિ. તેમ કરવા ઇચ્છનારે પોસ્ટ ઓફીસ સાથે બંદોબસ્ત કરી લેવો.

૨ જ્યારે જ્યારે અમારા ઉપર કોઈ પણ કાર્ય માટે પત્ર લખવામાં આવે ત્યારે ત્યારે નામ, તથા ગામ લખવું, તથા ઉત્તર માટે પોસ્ટની ટીકીટ મોકલવી. ઘણા મનુષ્યો નામ તથા ગામ લખતા નથી, તથા ઉત્તર માટે ટીકીટ મોકલતા નથી. તેવા મનુષ્યોના પત્ર નકામા જાય છે.

૩ પ્રાતઃકાલ પ્રત્યેક માસની વદ ચતુર્દશીએ પ્રસિદ્ધ થાય છે, અને હંમેશાં નિયમિતપણે ગ્રાહકોને બીજા માસની શુદ પંચમી સુધીમાં બીડી દેવામાં આવે છે. તેથી જેમને અંક ન મળે તેમણે દશમ સુધીમાં અમને લખી જણાવવું. દશમ પછી અંક મંગાવનાર બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આપશે તો જ અંક મળી શકશે.

## तत्त्वविचार.




( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૫ થી )

પ્રશ્ન—ઉપર જણાવી ગયા તે પ્રમાણે ૨૫ તત્ત્વ તે આપણે નથી તથા તે ૨૫ તત્ત્વ આપણાં નથી, તે જાણવાથી કયો નિશ્ચય થાય છે ?

ઉ૨—તે જાણવાથી આપણે એ નિશ્ચય કરી શકીએ છીએ, કે સ્થૂલદેહ અને તેના ધર્મ, નામ, જાતિ, આશ્રમ, વર્ણ, સંબંધ, પરિમાણ, જન્મમરણ વગેરે પણ આપણે નથી અને તે આપણા નથી.

પ્રશ્ન—નામ આપણે નથી અથવા તે આપણું નથી, એ કેવી રીતે જાણવું ?

ઉ૨—આપણે જન્મ્યા તે પૂર્વે નામ ન હતું, જન્મ્યા પછી નામને આપણે કલ્પી લીધું છે, અર્થાત્ તે કલ્પિત છે, તેમજ આપણા શરીરના વિધવિધ અવયવોવિષે જોતાં, કે વિચાર કરતાં પણ તે નામ મળી શકતું નથી, તેથી આપણે એ નિશ્ચય કરી શકીએ છીએ, કે નામ તે આપણે નથી, નામ આપણું નથી, નામ સ્થૂલદેહમાં કલ્પિત છે, અને આપણે તે નામના જાણનાર અને દષ્ટા છીએ, અને તેથી તેનાથી ન્યારા છીએ.

[પ્રશ્ન]—જાતિ આપણે નથી, અથવા તે આપણી નથી એ કેવી રીતે જાણવું ?

[ઉ૨]—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શુદ્રઆદિ જાતિ છે તે સ્થૂલ દેહનો ધર્મ છે, સૂક્ષ્મદેહ, કે આત્માનો તે ધર્મ નથી, અર્થાત્ તેની સાથે તેનો સંબંધ નથી. કારણ, કે લિંગદેહ અથવા સૂક્ષ્મદેહ અને આત્મા જે પૂર્વદેહવિષે હતા તે જ વર્તમાન અને ભાવિ દેહવિષે રહે છે; અને જાતિ તો જે પૂર્વ દેહવિષે હતી, તે વર્તમાન દેહમાં રહેતી નથી અને વર્તમાન દેહમાં હોય છે તે ભાવિ દેહમાં રહેતી નથી. જેથી જાતિ સ્થૂલદેહનો ધર્મ છે, અને લિંગદેહ, કે આત્માનો ધર્મ નથી, તેમજ શરીરના અંગોવિષે જોતાં પણ જાતિ જણાતી નથી, જેથી આપણે એ નિશ્ચય કરી શકીએ છીએ, કે એ જાતિ તે આપણે નથી, તે આપણી નથી, તે સ્થૂલદેહમાં આરોપિત છે, અને આપણે તો તેના જાણનાર અને ઘટને જોનાર હોઇએ તેમ તેનાં દષ્ટા અને તેનાથી ન્યારા છીએ.

[પ્રશ્ન]—આશ્રમ આપણે નથી, અથવા તે આપણો નથી, એ કેવી રીતે જાણવું ?

[ઉ૨—બ્ર]હ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યસ્થ એ ચાર આશ્રમ છે, અને તે પ્રત્યેકમાં [જુદા]જુદાં ભિન્ન કર્મ કરવાનાં હોવાથી તેનો આરોપ સ્થૂલદેહવિષે કરવામાં આવે છે, તેથી તે આશ્રમ તે આપણે નથી, તે આપણો નથી, તે સ્થૂલદેહવિષે આરોપિત છે,

આપણે તો તેના જાણનાર છીએ તથા ઘટદ્રષ્ટાની પેઠે તેના દ્રષ્ટા છીએ અને તેનાથી ન્યારા છીએ. તેથી એ નિશ્ચય આપણે કરી શકીએ છીએ, કે તે આશ્રમ તે આપણે નથી તથા તે આપણો નથી.

૫ પ્રશ્ન—વર્ણ અર્થાત્ રંગ તે આપણે નથી તે આપણો નથી તે કેવી રીતે જાણવું ?

ઉત્તર—ગૌર, શ્યામ, લાલ, પીળા વગેરે જે રંગ છે તે સ્થૂલદેહમાં આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, અને તે સ્થૂલદેહ તે આપણે નથી, તેથી તે વર્ણ તે આપણે નથી, તે આપણો નથી, તે સ્થૂલદેહનો છે, અને આપણે તો તે રંગને જાણનાર, તથા તેના દ્રષ્ટા છીએ અને તેથી તેનાથી ન્યારા છીએ.

૬ પ્રશ્ન—સંબંધ આપણો નથી તથા તે આપણો નથી તે કેવી રીતે જાણવું ?

ઉત્તર—પિતાપુત્ર, ગુરુશિષ્ય, સ્ત્રીપુરુષ, સ્વામિસેવક, એ વગેરે સંબંધ સ્થૂલદેહના જ છે, અને તે મિથ્યા છે. આપણે તો આ સ્થૂલદેહથી ન્યારા છીએ અને અસંગ છીએ જેથી તે સંબંધ આપણા નથી, તે આપણો નથી, તે સ્થૂલ દેહમાં આરોપિત છે, અને આપણે તો તે સંબંધના જાણનાર છીએ, તેના દ્રષ્ટા છીએ અને તેનાથી ન્યારા છીએ.

૭ પ્રશ્ન—પરિમાણ અર્થાત્ આકાર તે આપણે નથી તથા તે આપણે નથી તે કેવી રીતે જાણવું ?

ઉત્તર—લાંબુ, ટુંકું, જાડું, પાતળું, વાંકું, સીધું, એ વગેરે આકાર છે, અને તે સ્થૂલ દેહમાં જ જોવામાં આવે છે, અને આપણે તો સ્થૂલ દેહથી ન્યારા છીએ અને નિરાકાર અર્થાત્ આકારરહિત છીએ. જેથી તે આકાર તે આપણે નથી, તે આપણો નથી, તે સ્થૂલ દેહનો છે, અને આપણે તો આકારને જાણનાર તેના દ્રષ્ટા છીએ તથા તેનાથી ન્યારા છીએ.

૮ પ્રશ્ન—હું જન્મમરણવાન્ નથી તથા મને જન્મમરણ થતું નથી, એ કેવી રીતે જાણવું ?

ઉત્તર—જો આપણે આત્માને જન્મ માનીએ તો આત્મા અનિત્ય થઇ જાય, અને આત્મા અનિત્ય થાય તે વાર્તા મીમાંસકઆદિ જે જે આસ્તિકવાદી છે, તેમને ઇષ્ટ અર્થાત્ સંમત નથી. કારણ, કે જો આત્માને ઉત્પત્તિ માનીએ તો તેને નાશ પણ હોવાનો; અને તેમ થાય તો પૂર્વ જન્મમાં નહિ કર્યાં હોય એવાં કર્મનો સુખદુઃખરૂપી ભોગ અને આ જન્મમાં કરેલાં કર્મનો ભોગવિના વિનાશરૂપી બે દૂષણ પ્રાપ્ત થાય છે; તેથી કર્મવાદીના મતપ્રમાણે આત્માને જો કર્તાભોક્તા માનીએ તોપણ આત્માને જન્મમરણરહિત માનવો પડવાનો. તેમજ આત્માને જન્મનું કોઈ કારણ પણ હોવું સંભવતું નથી, કારણ, કે આત્માનું જે કારણ હોય તે આત્માથી ભિન્ન જ હોવું જોઇએ, અને આત્માથી ભિન્ન વસ્તુ તે નામરૂપ અનાત્મા છે. અને તે તો આત્મામાં રજ્જુસર્પન્યાયથી કલ્પિત છે. જેથી તે પ્રમાણે બને તેમ નથી.

બ્રહ્મતત્ત્વ તો ઘટાકાશના સ્વરૂપ મહાકાશની પેઠે આત્માનું જ સ્વરૂપ છે, અને તેનાથી ભિન્ન નથી. જેથી તે પણ કારણ હોઇ શકે નહિ કે થઈ શકે નહિ. અને તેથી

ઉત્તર—પાંચ જ્ઞાનેન્દ્રિય તથા પાંચ કર્મેન્દ્રિયવિષે, આકાશના સત્ત્વગુણનો ભાગ શ્રોત્ર છે, અને આકાશના રજોગુણનો ભાગ વાક્ છે. શ્રોત્રેન્દ્રિય શબ્દને સાંભળે છે, અને વાક્ ઇન્દ્રિય શબ્દ બોલે છે. શ્રોત્ર જ્ઞાનઇન્દ્રિય છે, અને વાક્ કર્મેન્દ્રિય છે, અને આ બેને સંબંધ છે.

તે પ્રમાણે વાયુના સત્ત્વગુણનો ભાગ ત્વચા છે, અને વાયુના રજોગુણનો ભાગ પાણિ છે. ત્વચાઇન્દ્રિય સ્પર્શને ગ્રહણ કરે છે, અને હસ્તઇંદ્રિય તેનો નિર્વાહ કરે છે. ત્વચા જ્ઞાનેન્દ્રિય છે, અને હસ્ત કર્મેન્દ્રિય છે, અને તે બેને સંબંધ છે.

તે પ્રમાણે તેજના સત્ત્વગુણનો ભાગ ચક્ષુ છે, અને તેજના રજોગુણનો ભાગ પાદ છે. ચક્ષુઇંદ્રિય રૂપનું ગ્રહણ કરે છે, અને પાદઇંદ્રિય ગમન કરે છે. ચક્ષુ ઇન્દ્રિય જ્ઞાનેન્દ્રિય છે અને પાદ ઇન્દ્રિય કર્મેન્દ્રિય છે. આ બન્નેને સંબંધ છે.

તે પ્રમાણે જલના સત્ત્વગુણનો ભાગ જીહ્વા છે, અને જલના રજોગુણનો ભાગ ઉપસ્થ છે. જીહ્વાઇંદ્રિય રસનું ગ્રહણ કરે છે, અને ઉપસ્થ ઇંદ્રિય રસનો ત્યાગ કરે છે. જીહ્વા જ્ઞાનેન્દ્રિય છે, અને ઉપસ્થ કર્મેન્દ્રિય છે. આ બન્નેને સંબંધ છે.

તે જ પ્રમાણે પૃથ્વીના સત્ત્વગુણનો ભાગ ઘ્રાણ છે, અને પૃથ્વીના રજોગુણનો ભાગ ગુદા છે. ઘ્રાણઇંદ્રિય ગંધને ગ્રહણ કરે છે, અને ગુદા ગંધનો ત્યાગ કરે છે. ઘ્રાણ જ્ઞાનેન્દ્રિય છે, અને ગુદા કર્મેન્દ્રિય છે. એ બન્નેનો સંબંધ છે.

## પાંચ પ્રાણ અને મનબુદ્ધિ.

આ પાંચ ભૂતના રજોગુણના ભાગ મળીને પાંચ પ્રાણ થાય છે. આ પાંચ ભૂતના સત્ત્વગુણના ભાગ મળીને અંતઃકરણ થયું છે. એ જ અંતઃકરણ મન તથા બુદ્ધિરૂપ છે. આ ઠેકાણે ચિત્ત અને અહંકારનો મન અને બુદ્ધિ વિષે અંતર્ભાવ કરવામાં આવેલો છે. આપ્રમાણે અપંચીકૃત પંચમહાભૂતનાં સત્તર તત્ત્વ છે. આ સત્તર તત્ત્વને જાણવાથી, અર્થાત્ તેની પ્રક્રિયા જાણવાથી શું ફળ છે? એ સત્તર તત્ત્વ તે હું નથી, અને તે મારાં નથી, પણ તે અપંચીકૃત પંચમહાભૂતનાં છે, એ નિશ્ચય થાય છે, એ તે સત્તર તત્ત્વને જાણવાનું ફળ છે.

અનેક પ્રખર વિદ્વાનો વેદાંતની પ્રક્રિયાને ઉત્તમ પ્રકારે જાણે છે, પરંતુ તેને તે બીચારા આચારમાં ઉતારી શકતા નથી. તેમને પૂછવામાં આવે તો તે ઉત્તમ પ્રકારે આ પ્રક્રયાને જણાવી જાય છે, અને કહે છે, કે આત્મા આ સત્તર તત્ત્વથી ન્યારો છે, અને તે સત્તર તત્ત્વ તે અપંચીકૃત પંચમહાભૂતનાં છે. પરંતુ આ જાણેલાને તે આચારમાં ઉતારી શકતા નથી. અને તે તેને આચારમાં ઉતારી ન શકતા હોવાથી તેમના કલેશ યથાવત્ અર્થાત્ જેમના તેમ વિદ્યમાન હોય છે, અને વેદાંતવિદ્યાને જાણવાથી જે અનુપમ સુખની પ્રાપ્તિ થાય છે. તથા કલેશની શાંતિ થાય છે, તે પ્રમાણે તેમના સંબંધમાં બનતું નથી.

આવા મિથ્યા વેદાંતીઓ કહે છે, કે જીહ્વા, એ પંચીકૃત પંચમહાભૂતનું કાય છે, અને તેને અને તેમના આત્માને સંબંધ નથી, અર્થાત્ આત્મા નિરાળો છે; પરંતુ વિવિધ રસમાં તે નિત્ય લોભાય છે, અને પ્રીતિપૂર્વક ઇચ્છાથી નવીન નવીન ભોજનને જમે છે. તે એટલે

છીએ ત્યારે પણ તેણે જાણીએ છીએ, અને નથી જોતા ત્યારે તેના અભાવને પણ જાણીએ છીએ, જેથી ચક્ષુ તે આપણે નથી, તે આપણી નથી, પણ આપણે તો તેને જાણનાર તેના દષ્ટા અને તેનાથી ન્યારા છીએ.

તે જ પ્રમાણે જિવ્હા, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, ઉપસ્થ, ગુદા, તથા પાંચ પ્રાણ વિષે પણ ઘટાવી લેવું, અને તે તે ઇંદ્રિયો આપણે નથી, તથા તે આપણી નથી, પણ તે પંચમહાભૂતની છે, અને આપણે તો તેના દષ્ટા અને તેનાથી ન્યારા છીએ.

ઈંદ્રિયોના વેગને રોકવામાં આ પ્રક્રિયા ઘણી ઉત્તમ છે. અનેક પ્રસંગે અભિમાનીને ઇંદ્રિયો વિષયપ્રદેશમાં ખેંચી જાય છે, અને રોકી રોકાતી નથી. તેવે પ્રસંગે તે તે ઇંદ્રિયો તે આપણે નથી તથા ઇંદ્રિયો તે આપણી નથી, પણ પંચમહાભૂતની છે, અને આપણે તો તે તે ઇંદ્રિયોના કાર્યના દષ્ટા છીએ, અને તેનાથી ન્યારા છીએ, એ જ પ્રમાણે સદ્‌વિચાર સેવવો. તે પ્રમાણે કરવાથી આપણે કે જે તન્મય થઇને પ્રવૃત્તિ કરતા હોઇએ છીએ, તે પ્રવૃત્તિનો વેગ, આપણા ન્યારા થઈ જવાથી સહજ શમે છે.

તે જ પ્રમાણે શારીરજન્ય વ્યાધિના પ્રસંગે, કે બીજા અનેક આધિના પ્રસંગે, પણ આ જ પ્રક્રિયાવડે, અર્થાત્ આપણને પોતાને સર્વથી ન્યારા જોઇને, દુઃખ અને ક્લેશથી રહિત થવું ઘટે છે. જો મનુષ્યોને આચારમાં ઉતારતાં આવડે તો આ તત્ત્વવિચારજેવો દુઃખમાત્રને હરનાર ઉત્તમ એક પણ માર્ગ નથી જ. પરંતુ મનુષ્યોનો એ સ્વભાવ જોવામાં આવે છે, કે તે જાણેલી વસ્તુને આચારમાં ઉતારતા નથી.

તે જ પ્રમાણે મન, બુદ્ધિથી પણ ન્યારા રહેવાનું છે. કારણ કે મન સંકલ્પવિકલ્પ કરે છે તેને આપણે જાણીએ છીએ, અને તેના અભાવને પણ જાણીએ છીએ. જેથી તે મન આપણું નથી, તે મન તે આપણે નથી, તે મન મહાભૂતનું છે, અને આપણે તો તેને જાણનાર, તથા તેના દષ્ટા છીએ અને તેનાથી ન્યારા છીએ.

તે પ્રમાણે બુદ્ધિ નિશ્ચય કરે છે તેને પણ આપણે જાણીએ છીએ, તેના અભાવને પણ આપણે જાણીએ છીએ, જેથી બુદ્ધિ તે આપણે નથી, તે આપણી નથી, પણ પંચમહાભૂતની છે, અને આપણે તો તેને જાણનાર તથા તેના દષ્ટા છીએ અને તેનાથી ન્યારા છીએ.

આ પ્રમાણે વિવેકીએ આ પંચમહાભૂતનાં સત્તર તત્ત્વથી પોતાને ન્યારા જોવાનો અભ્યાસ પાડવો.

૧૩ પ્રશ્ન—આ પ્રમાણે આ સત્તર તત્ત્વથી આપણને પોતાને ન્યારા જોવાથી બીજો કયો નિર્ણય થઈ શકે છે ?

ઉત્તર—લિંગદેહ અથવા સૂક્ષ્મદેહ, અને તેના ધર્મ પુણ્ય પાપનું કર્તાપણું તથા તેના સુખદુઃખરૂપ ફલનું ભોક્તાપણું, આ લોક અને પરલોકવિષે જવુંઆવવું, વૈરાગ્ય, શમદમ આદિ સાત્ત્વિક વૃત્તિઓ, તથા રાગદ્વેષ, હર્ષશોક આદિ રાજસ વૃત્તિઓ, અને નિદ્રા આળસ, પ્રમાદ આદિ તામસી વૃત્તિઓ, અને તે જ પ્રમાણે ક્ષુધાતૃષા, ચપળતા, મંદતા, આદિ આપણે નથી, તથા તે આપણાં નથી, એ નિર્ણય થઈ શકે છે.

# महापदप्राप्तिनो सिद्ध मार्ग.

## પ્રકરણ ૩

—:o:—

### સામર્થ્યનું મૂળ.



મનુષ્યનું શરીર, મગજ, મન વગેરે વસ્તુઓ તેનાં સાધન છે, કે જે સાધનવડે તે પોતાના મહાપદને વ્યક્ત કરી શકે છે. તેમ છતાં મનુષ્યને વિશાલ મગજ પ્રાપ્ત હોય, સૂક્ષ્મ બુદ્ધિ પ્રાપ્ત હોય, અને એવાં બીજાં ઉત્તમ સાધન પ્રાપ્ત હોય તે છતાં તે મહાપુરુષ થઇ શકતો નથી; કારણ, કે જે મનુષ્ય આ સર્વ સાધનોને તે મહાપુરુષ થાય તેવા આશયથી નથી વાપરતો તો તે મહાપુરુષ થઈ શકતો નથી.

રાંધવાના પદાર્થો એકના એક છતાં જૂદી જૂદી વ્યક્તિઓ તેમાંથી જૂદી જૂદી વાનીઓ તૈયાર કરે છે. તે પ્રમાણે સાધનો એકને એક છતાં તેનો ઉપયોગ જૂદો જૂદો થઇ શકે છે. એ જ સાધનોવડે એક મનુષ્ય નીચે ઉતરે છે. અને અન્ય મનુષ્ય મહાપદે સ્થિર થઈ રહે છે. તાત્પર્ય, કે પ્રાપ્ત સાધનોનો ઉપયોગ જો મનુષ્ય મહાપદની પ્રાપ્તિ કરવા કરે છે તો તે મહાપુરુષ થઈ શકે છે. જેણે કરીને મનુષ્ય પોતાની શક્તિઓને મહાપદ પ્રાપ્તિ થવામાં વાપરી શકે છે તે જ વસ્તુ તેને મહાપુરુષ બનાવી શકે છે. આ વસ્તુ આપણે પ્રજ્ઞા કહીએ છીએ આ પ્રજ્ઞા જ મહાપદની પ્રાપ્તિનું પ્રથમ પગથીઉં છે. કારણ કે પ્રજ્ઞાવડે મનુષ્ય ઉત્તમમાં ઉત્તમ સ્થિતિનું દર્શન કરી શકે છે અને તેને પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા પ્રકટાવી શકે છે. જે વસ્તુ મનુષ્યોને મહાપદ અર્પનાર છે તે યોગ્ય વસ્તુનું દર્શન, આ પ્રજ્ઞાવડે જ મનુષ્યને થઇ શકે છે. જે મનુષ્ય પોતાની પ્રજ્ઞાશક્તિવડે યોગ્ય વસ્તુને જોઈ શકે છે, તથા તે વસ્તુની પ્રાપ્તિમાટે જે કંઇ કર્તવ્ય છે તે કર્તવ્ય કરી શકે છે, અને અંતરમાં ઇચ્છાનુકૂલ કાર્ય કરવાનું બળ જાગ્રત રાખી શકે છે, તે સહજ મહાપુરુષ થઇ શકે છે. આવો મનુષ્ય હજારો મનુષ્યોમાં તરત જ સામર્થ્યની મૂર્તિરૂપે ઝળકી ઉઠે છે અને હજારો મનુષ્યો તેને પ્રસન્નતાપૂર્વક સંમાન આપી વધાવી લે છે.

આ પ્રજ્ઞા શક્તિના વિકાસનો આધાર જ્ઞાનઉપર છે. જ્યાં અજ્ઞાન છે ત્યાં પ્રજ્ઞા હોઇ શકતી નથી, અને જ્યાં પ્રજ્ઞા નથી ત્યાં યોગ્ય વસ્તુનું દર્શન થતું નથી, અને યોગ્ય કર્તવ્યથી વિમુખ જ રહેવાય છે. મનુષ્યનું જ્ઞાન મર્યાદિત છે અને તેથી તેની પ્રજ્ઞા પણ મર્યાદિત જ હોઇ શકે છે. પરંતુ જો મનુષ્ય જેમાં અધિક અથવા અમર્યાદિત જ્ઞાન રહેલું છે તેની સાથે સંબંધ બાંધે છે તો તેનું જ્ઞાન અમર્યાદિત થાય છે, અને તેની પ્રજ્ઞા પણ

અમર્યાદિત થાય છે. અને આ પ્રમાણે કોઈ પણ મનુષ્ય કરી શકે છે. મહાપુરુષોએ આ જ પ્રમાણે કરેલું છે. અને તે મહાપદને પામેલા છે.

પૂર્ણ જ્ઞાન એક ઈશ્વરમાં જ હોવું સંભવિત છે, અને તેમનામાં તે સંભવિત હોવાથી પૂર્ણ પ્રજ્ઞા તેમનામાં જ હોઇ શકે છે, અને તેમનામાં પૂર્ણ પ્રજ્ઞા હોવાથી તે એક જ યોગ્યાયોગ્યને સર્વોત્તમ પ્રકારે જાણી શકે છે.

મનુષ્ય ઈશ્વિર તરફથી આ જ્ઞાન અને આ પ્રજ્ઞા પ્રાપ્ત કરી શકે છે. કારણ કે તેમ કરવાની તેને અનુકૂલતા પ્રાપ્ત છે રણુસંગ્રામવચ્ચે અર્જુનને કર્તવ્યાકર્તવ્યનો ભ્રમ થયો હતો. પરંતુ તેમણે શ્રીકૃષ્ણ ભગવાનનો આશ્રય લીધો હતો અને જ્ઞાનને પ્રાપ્ત કર્યું હતું તથા કર્તવ્યનો નિર્ણય કર્યો હતો. અને તે કરીને તેમણે મહાપદની પ્રાપ્તિ કરી હતી.

આપણા હૃદયમાં રહેલા અંતર્યામી ઈશ્વર તે શ્રીકૃષ્ણ ભગવાન્ છે, અને આપણે (જીવ) અર્જુનને સ્થળે છીએ, જેથી અંતર્યામી ઈશ્વિરરૂપ શ્રીકૃષ્ણ ભગવાનની સાહાય્યવડે આપણે, ધારીએ તે પદને પ્રાપ્ત કરી શકીએ છીએ.

પ્રો. લીન્કનની આરંભમાં અત્યંત નિકૃષ્ટ સ્થિતિ હતી. તેમણે મોટા થવાને તીવ્રેચ્છા કરી અને પોતાના આત્મામાં પૂર્ણ વિશ્વાસ રાખીને તેમણે પ્રવૃત્તિ કરી અને તે અમેરિકાના 'પ્રેસીડેન્ટ' થયા તે જ પ્રમાણે કોઇ પણ મનુષ્ય મહાપદને પ્રાપ્ત કરી શકે છે. કારણ, કે દરેક મનુષ્યના હૃદયમાં આપણે પ્રથમ પ્રકરણમાં કહી ગયા છીએ તે પ્રમાણે એક તત્ત્વ એવું રહેલું છે, કે જે જ્ઞાન અને સામર્થ્યમાત્રનું મૂળ છે.

પ્રો. લીન્કનની રાજનીતિની વિરુદ્ધ અનેક મનુષ્યો હતાં. પરંતુ તેમને જે સ્થિતિ સુખજનક થઇ શકે તેમ હતું તેને તે જોઇ શક્યા હતા, અને તેને જ તે વળગી રહ્યા હતા. આ પ્રકારની ઉત્તમ પ્રજ્ઞા તેમને ક્યાંથી પ્રાપ્ત થઇ હતી ? શું તેમને તે પાઠશાળાના અભ્યાસમાંથી મળી હતી ? શું તેમનું શરીર સુદૃઢ હતું તેના પરિણામરૂપે તે તેમને મળી હતી ? શું તે તેમની તર્કકુશલતાનો પરિણામ હતો ? નહિ જ. આ પ્રકારની સત્યવસ્તુમૂલક પ્રજ્ઞાને આવાં નિમિત્તાની જરૂર નથી. તેમને તે આધ્યાત્મિક આંતર દૃષ્ટિથી જ પ્રાપ્ત થઇ હતી.

વૉશીંગ્ટન, નેપોલીઅન તથા એવા ઇતર મોટા પુરુષોના સંબંધમાં આ જ પ્રમાણે બન્યું હતું. આ અને ઇતર મોટા પુરુષો જે તત્ત્વ તેમને તે સ્થિતિમાં સ્થાપનાર હતું, તેના સંબંધમાં આવેલા હતા. તમે પણ તે તત્ત્વના સંબંધમાં આવો છો તો તમે પણ એક મહાપુરુષ થઇ શકો છો.

## પ્રકરણ ૪.



### મનુષ્ય અને ઈશ્વરનો અભેદ.

આ જગતમાં સર્વવ્યાપક એક ચિચ્છક્તિ છે જે દરેક વસ્તુમાં રહેલી છે; આ જ એક સત્ય વસ્તુ વિશ્વમાત્રમાં છે. તેનામાંથી સર્વ વસ્તુઓ ઉદ્ભવે છે અર્થાત્ ઉત્પન્ન થાય છે. તે જ ઈશ્વર છે અને તે જ જ્ઞાનશક્તિ છે. જ્યાં આ શક્તિ નથી, કે આ વસ્તુ નથી ત્યાં જ્ઞાન પણ નથી. પરંતુ એવું સ્થાન જ વિશ્વમાં નથી.

મનુષ્ય સંકલ્પ કરી કે ઇક્ષણ કરી શકે છે એ આપણે જાણીએ છીએ. આ સંકલ્પ કે ઇક્ષણ એક કાર્ય છે. અને તે અને તે ઇક્ષણ કરનાર વસ્તુ જૂદી છે. તેમ જ ઇક્ષણ એ આંદોલન પણ નથી, કારણ કે આંદોલન વિચાર કરી શકતું નથી, એ આપણે જાણીએ છીએ. મગજમાં અમુક ફેરફાર થવાથી ઇક્ષણ પ્રકટે છે, એમ પણ નથી જ.

જીવનતત્ત્વથી રહિત આ સંકલ્પ અથવા ઇક્ષણ છે, એમ નથી જ આ સંકલ્પ અથવા ઇક્ષણ તે જીવનતત્ત્વ ( life ) માં જ રહેલું છે. આ જીવનતત્ત્વ, અર્થાત્ ચિચ્છક્તિ જ મનુષ્યનું વાસ્તવ મનુષ્યત્વ છે. તે જ મનુષ્યનું વાસ્તવ જીવન છે, અને તે જ તેનો આત્મા છે. મગજ તો વિચારને પ્રકાશમાં લાવવાનું એક સાધન છે.

ઉપર જણાવી ગયા તે મનુષ્યમાં રહેલું જીવનતત્ત્વ ઇક્ષણ કરે છે, સંકલ્પ કરે છે, અને તે મનુષ્યના અંગે અંગમાં વ્યાપક પણ છે; તે જ્ઞાનમય છે, અને આનંદમય છે. તે જ પ્રમાણે આ વિશ્વમાત્રમાં પણ તે જ તત્ત્વ વ્યાપકરૂપે રહેલું છે. તેને આપણે ' ઇશ્વર ' કહીએ છીએ. પ્રકૃતિમાત્રને તે જાણનાર છે, તથા તેને પ્રેરનાર છે આ સત્તાવાળું તત્ત્વ આ વિશ્વમાં આપણી આસપાસ સભર ભરી રહેલું છે. તે સર્વજ્ઞ છે, અને આ વિશ્વ તેનામાંથી જ પ્રકટેલું હોવાથી તે આ વિશ્વના સ્વરૂપને ઉત્તમ પ્રકારે જાણે છે. મનુષ્યના અને આ તત્ત્વના જ્ઞાનવચ્ચે ઘણું અંતર છે. તોપણ ઉપર જણાવી ગયા પ્રમાણે તે મનુષ્યમાં પણ રહેલું છે. અને આ તત્ત્વ અથવા સત્તાથી જો તે અભિન્ન થાય છે તો તે સર્વજ્ઞ થાય છે, તે તે સત્તામય થાય છે, તથા તે ઇશ્વર થાય છે. અને તેથી તે આ વિશ્વના સ્વરૂપને અથ ઇતિ ઉત્તમ પ્રકારે જાણે છે. આ સમયે મનુષ્ય અલ્પજ્ઞ મટી સર્વજ્ઞ થાય છે.

પ્રસંગે પ્રસંગે મનુષ્યને કોઈ કોઈ આંતરસ્ફુરણ થાય છે તે આ સત્તામાંથી જ થાય છે. મનુષ્ય એ ઇશ્વરનો અંક અંશ જ છે. ઇશ્વર સર્વજ્ઞ છે, તથા સર્વ શક્તિમાન્ છે, જ્યારે મનુષ્ય અલ્પજ્ઞ છે, અને અલ્પ શક્તિમાન્ છે. પરંતુ વસ્તુતઃ આ બન્ને એક જ છે. વસ્તુતઃ તેમનો અભેદ છે અને જ્યારે મનુષ્ય પોતાના આ ઇશ્વરસાથેના અભેદને જાણે છે ત્યારે તે તે રૂપ થઈ રહે છે, અને તેને સર્વજ્ઞત્વ તથા સર્વશક્તિમત્વ પ્રાપ્ત થાય છે. આથી જગતમાં બીજી કઈ ઉત્કૃષ્ટ સ્થિતિ છે ? કોઈ પણ નહિ.

દાક્તરોના સંબંધમા આ પ્રમાણે ઘણા પ્રસંગે બને છે, કારણ, કે તેમણે જુદા જુદા વ્યાધિનાં સ્વરૂપોનો અભ્યાસ કરેલો હોવાથી, તે વ્યાધિમાંથી કોઇ વ્યાધિનાં એકાદ બે ચિહ્ન કહી તેમને પ્રતીત થાય છે તો તે પોતાની કલ્પનાવડે તે વ્યાધિ પોતાને થયાનું અનુમાન કરી લે છે. આવા પ્રસંગે તે પોતાની દવા કરી શકતા નથી, પણ બીજા દાક્તરની સલાહ તેમને લેવી પડે છે.

આ સ્થળે આપણે એક વાર્તા અવશ્ય જાણવાજેવી છે. તે એ છે, કે હાલની કેળવણી લેઇને મનુષ્ય ગમે તેટલો વિદ્વાન્ થાય, અને ગમે તે પદવી મેળવે, પરંતુ તેમનું મન ઉપર લેશ પણ સ્વાધીન હોતું નથી. આ બાબતમાં મોટા પ્રોફેસરો, અને એક અજ્ઞાન મનુષ્ય સરખા જ થઇ રહે છે. અથવા તો પ્રસંગે વધારે ભણેલા મનુષ્યો મનના વધારે નિર્બળ હોય છે. તેથી માનસશાસ્ત્ર સંબંધમાં, હાલનો કેળવાએલો વર્ગ તદન અજ્ઞાન છે, તો અધ્યાત્મશાસ્ત્ર સંબંધમાં તો તે અજ્ઞાન હોય તેમાં આશ્ચર્ય જ શું છે! મનુષ્યો વર્તમાન કેળવણીધી ગમે તેટલા કેળવાય, અને ગમે તેટલી 'ડીગ્રીઓ' આ દેશમાંથી, કે પરદેશ જઇને મેળવે, પણ તેમનું મન, જે રીતે મનુષ્યને સુખ ઉપજે તે રીતે કેળવાતું નહિ હોવાથી, આ સંસારના નાના વ્યાધિ તથા આધિનું દુઃખ તેમને તેટલું જ ભોગવવું પડે છે. એથી ઉલટું જે બુદ્ધિમાન્ અને વિવેકી મનુષ્યો કદાચ આવી 'ડીગ્રીઓ' ને નથી મેળવતા પણ માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રના રહસ્યને ગુરુપ્રણાલિકાદ્વારા જાણે છે તે વ્યવહારમાં સાધારણ સ્થિતિએ છતાં આ સંસારના અનેક આધિ તથા વ્યાધિથી મુક્ત રહે છે, અને અપૂર્વ સુખશાંતિને અનુભવે છે. આ સંબંધમાં અધિક ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી, જેથી આપણે આપણા પ્રસ્તુત વિષયઉપર જ આવીએ છીએ.

એક પ્રસંગે એક દાક્તરને પેટમાં ચુંક આવતી હતી. થોડી જ વારમાં તે ગભરાઇ ગયા હતા. અને પોતાનાં બૈરાં છોકરાંને તેમણે જેમ કોઇ મનુષ્ય અંતિમ સમયે કહેવાયોગ્ય વચનો કહે તેવાં વચનો કહી લીધાં હતાં. તેમણે થયેલાં ચિહ્નોઉપર બાંધી શકાય તેટલી કાટી ગાંઠી બાંધીને તે વ્યાધિનું સ્વરૂપ મોટું જ કલ્પી લીધું હતું. થોડા વખત પછી બીજા દાક્તરને બોલાવીને સલાહ લીધી હતી, તથા બની શકે તે ઉપચારો પણ કર્યાં હતા, અને તેમને થોડા કલાકમાં આરામ થઇ ગયો હતો.

વૈદકશાસ્ત્રના ઇતિહાસની નોંધમાં આવાં અનેક દૃષ્ટાંતો મળી આવવાનો સંભવ છે જ. લંડનમાંથી પ્રસિદ્ધ થતા લંડન મેડીકલ જર્નલમાં નીચેપ્રમાણે એક દૃષ્ટાંત પ્રસિદ્ધ થયો હતો.

લંડનની પાસેના એક ગામમાં એક જ ઘરમાં બે મનુષ્યો રહેતા હતા. તે વખતે ત્યાં 'સ્કારલેટ' નામનો જ્વરનો વાવર ચાલતો હતો. રાત્રે આ બન્ને મનુષ્યો આરોગ્યવાળી સ્થિતિમાં સૂતા હતા. સવારમાં ઉઠ્યા ત્યારે એક મનુષ્યને આ જ્વર આવેલો છે, એમ તે કહેતો તો. તે કહેતો હતો, કે તેને આખી રાત્રિ ઉંઘ આવી નથી. તેની આકૃતિ પણ એક રાત્રિમાં વિકૃત થઇ ગઇ હતી. તાર કરીને એક દાક્તરને લંડનથી બોલાવવામાં આવ્યા. તે આવ્યા ને જોયું તો પેલા માણસને તે જ્વર હતો નહિ. જેથી તે બુદ્ધિમાન્ દાક્તરે અનુમાન કર્યું, તેણે પોતાની કલ્પનાવડે જ તેનું અનુમાન કરી લીધું હોવું જોઇએ.

પૂર્વક હસ્તામલકવત્ જાણનાર સદ્‌ગુરુવરને જ ઉત્તમ પ્રકારે જ્ઞાત હોય છે, અને તે તેમની પાસેથી જ જાણી શકાય છે.

---

## પ્રકરણ ૮

### ઘોતન અને આરોગ્ય

આપણને જેવા થવાની ઇચ્છા હોય તેવા થવાની ઇચ્છાના વિચારો સ્થિર રાખવાથી આપણે તેવા થઇ શકીએ છીએ.

જે સત્તાએ મનુષ્યને બનાવ્યો છે તે જ સત્તા તેને આરોગ્ય તથા આયુષ આપે છે.

× × ×



તે મિત્રને તમે શત્રુ જ સમજજો. કે જે મિત્ર તમને આવીને એમ કહે છે કે 'આજે તમારી પ્રકૃતિ કંઇ સારી જણાતી નથી આજે તમને શું થયું છે? સંભાળજો. હાલનો વખત સારો નથી. ગામમાં હાલમાં મરકી ચાલે છે, કે અમુક રોગ ફેલાયો છે, વગેરે."

આ તમારા મિત્રનાં વચનોથી તમને જે હાનિ થાય છે, તેનો ખ્યાલ તમને પોતાને પ્રસંગે હોતો નથી, પરંતુ તેના શબ્દોથી પડેલું ઘોતન તમારા મન અને મગજઉપર અસર કરે છે, અને તમારી પ્રકૃતિ સારી હોય છે તો બગાડે છે, અને બગડેલી હોય છે તો વધારે બગાડે છે.

ઘોતનથી ખરેખરી શી અસર થાય છે તેની તમારે ખાત્રી કરવી હોય તો કોઇ ( hypactism ) કરનારના વિધેય-પાત્ર ( subject ) ને તમારે જોવો. આ પાત્રને ઘોતન કરનાર મનુષ્ય શરીરના કોઇ ભાગમાં એક ત્રાંબાનો, કે રૂપાનો ઠંડો સીક્કો અડકાડે છે. પરંતુ તેને કહે છે, કે તેના શરીરઉપર તે એક અંગારો ચાંપે છે, તો તે પાત્ર બીચારો તેની વેદનાથી બુમો પાડે છે, એટલું જ નહિ પણ તે ભાગઉપર તેને ખરેખર એક ફોલ્લો ઉઠી આવે છે.

આ જ પ્રમાણે આ જગતમાં અનેક મનુષ્યોના ઘોતનોને આપણે વશ વર્તીએ છીએ. કોઇ આપણને કંઇ કહી જાય છે, અને કોઇ કંઇ કહી જાય છે, અને તે સર્વની અસર આપણાઉપર થાય છે. બીજા મનુષ્યનું ઘોતનરૂપી બીજક આપણા અંતઃકરણરૂપી ભૂમિમાં પડે છે અને તે ક્રમે ક્રમે મોટું થાય છે અને તેનાં ફળ આપણને મળે છે.

ઘોતન કરનાર મનુષ્ય જો પોતાના પાત્રને માત્ર પાણીનો જ પ્યાલો પીવા આપે છે

પણ તેને કહે છે, કે તે દારૂ છે, તો તેનાઉપર દારૂની સર્વ અસર થાય છે; અથવા તો તેને કહેવામાં આવે છે, કે તે દુધ છે, તો તેને દુધનો સર્વ સ્વાદ તેમાં જણાય છે તથા તેને દુધથી જે ગુણ થવો જોઇએ તે થાય છે.

સુજ્ઞ વાચક ! આ વિષય વાંચતાં એ પણ લક્ષમાં રાખશે જ, કે મનની અમુક સ્થિતિઉપર સુખદુઃખનો કેટલો આધાર છે, તથા મન એ જ સુખદુઃખનું કારણ છે. મનુષ્ય ગમે તેટલા વિભવને પ્રાપ્ત હોય, કે ગમે તેવી નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત હોય, પરંતુ સર્વ સ્થિતિમાં સુખદુઃખનો આધાર મનઉપર જ રહેલો છે. અને જો મનુષ્ય મનને પોતાને વશ વર્તાવી શકે છે, તેનો જય કરી શકે છે તો તે ગમે તે સ્થિતિમાં સુખને ઉપજાવી શકે છે, અને સુખને અનુભવી શકે છે. એથી ઉલટું મનુષ્ય ગમે તે સ્થિતિમાં હોય, પણ જો તેનું મન તેને વશ નથી, તેનો તેણે જય કરેલો નથી, તો તેને સુખ મળતું નથી. તેથી બુદ્ધિમાને સર્વ સ્થિતિમાં અને સર્વ સમયમાં સુખને આપનાર પોતાના મનને વશ વર્તાવવા વિચારવું ઘટે છે.

પારીસના પ્રો. ડૅબોવ પોતાના પ્રયોગના અનુભવમાં લખે છે, કે તે પોતાના પાત્રને ઠંડો ચમચો તે ઘણો ઉનો છે, કહીને આપતા હતા, અને તે પાત્રના હાથમાં આવતાં દઝાય છે, કહીને તે એકદમ નાખી દેતો હતો. તેને તે એક કોરૂં પુસ્તક આપતા અને કહેતા, કે તેમાં અમુક અમુક સુંદર ચિત્રો છે, તો તે પાત્ર તે ચિત્રો જોઇને અત્યંત આશ્ચર્ય દર્શાવતો અને કહેતો, કે તેમાં અમુક અમુક ચિત્રો તો ઘણાં જ સુંદર છે.

એક વખતે તેમણે પોતાના પાત્રને કહ્યું, કે તેમને પોતાને માથું જ નથી, પેલા પાત્રે નેત્ર ઉઘાડીને જોયું તો જણાયું, કે તેને માથું જ નથી, અને તેને ઘણો ભય થયો.

આ દાક્તરે મનુષ્યથી ઇતર જનાવરને પણ ઘોતનની અસર થાય છે, કે કેમ તે જોવાને પ્રયોગ કરી જોયા હતા. તેમણે એક વખતે એક સાજા ઘોડાના શરીરે તે માંદો હોય તેમ એક દવા ચોળવા માંડી હતી, તથા તેને એક લુગડું ઓઢાડી રાખ્યું હતું; તેને વારંવાર તે થાબડતા તથા માંદા ઘોડાની સારવાર કરે તેમ સારવાર કરતા હતા. બે ત્રણ દિવસમાં તે માંદો થઈ ગયો હતો અને ઘાસ ખાતો અટકી ગયો હતો.

તે જ પ્રમાણે બીજા એક મજબુત ઘોડાને પગે, જાણે તેના પગને કંઇ ઇજા થઇ હોય તેમ કંઇ દવા લગાડીને પગે પાટો બાંધ્યો હતો. બે ત્રણ દિવસ પછી તે ઘોડાને ચલાવ્યો હતો તો તે પગે લંગડાતો લંગડાતો ચાલતો હતો. પ્રાણીઓના મનઉપર પણ આ પ્રમાણે ઘોતનની અસર થાય છે.

માતાના ભય, ચિંતા, ગ્લાનિ વગેરેના વિચારોની અસર બાળકો ઉપર કેટલી બધી થાય છે તેનો જો યથાર્થ ચિતાર માતાઓને હોય તો તેનો વિચાર માતાઓને હોય તો તે તેવા વિચાર કરવામાંથી તરત જ અટકી જાય. બાળકોના ઘણાં વ્યાધિઓ માતાપિતા ઘોતનને લીધે જ થએલા હોય છે, કે થતા હોય છે.

એક પ્રસંગે એક સ્ત્રીને પોતાના પતિને વ્યાપારમાં ઘણી ભારે ખોટ આવી હતી. તે વખતે તેના ગર્ભમાં એક બાળક હતું. આ પ્રસંગે આ માતાએ ઘણી જ ચિંતા કરી હતી. પછીથી તે બાળક જન્મ્યું ત્યારથી કેટલાંએ વર્ષસુધી તે માંદું રહ્યું હતું અને તેને અનેક

દવા કરવા છતાં તેને લાભ થયો ન હતો. તે બાળકનું શરીર તદ્દન સુકાઇ ગયેલા જેવું જ રહેતું હતું, અને ગમે તેટલા ઉપાયો કરવા છતાં પણ તે સુધરતું ન હતું, અહહ ! માતાના અઘટિત વિચારને લીધે બાળકોને કેટલું દુઃખ વેઠવું પડે છે.

એક પ્રસંગે એક સ્ત્રીએ એક બાળકને કોઇ ભયંકર રોગથી પીડાતું જોયું હતું, આ જોઇને તેના મનઉપર ઘણી ઉંડી છાપ પડી હતી, અને તેનો તેને ઉંડો ભય થયો હતો. કેટલાક વખત પછી પોતાનું જ બાળક તે જ વ્યાધિનો ભોગ થઇ પડેલું તેણે જોયું હતું ! અર્થાત્ જે ભય તેને લાગતો હતો તે આગળ જ આવીને ઉભો હતો. માતાના મનમાં જે ચિત્ર રચાય છે તેની છાપ તેના ઘોતનદ્વારા બાળકોના મન અને મગજઉપર પડે છે અને તે સ્થૂલરૂપમાં યોગ્ય સમયે પ્રકટ થાય છે. તેથી માતાઓએ કેવા વિચાર સેવવા અને કેવા ન સેવવા, એની અત્યંત સાવધાનતા રાખવાની છે.

એક વખતે એક કુટુંબમાં એક દાકતરને બોલાવવામાં આવ્યા હતા, તેમને જણાવવામાં આવ્યું કે તે કુટુંબમાં આઠ દશ છોકરાં હતાં, પણ તેમાંનાં ઘણાંખરાં હમેશાં માંદા રહેતાં હતાં. પેલો દાકતર એક બે દિવસ તે ઘરમાં જ રહ્યો અને નિરીક્ષણ કર્યું, કે શામાટે તે બાળકો વારંવાર માંદાં પડે છે. તેમણે જોયું તો જણાયું કે તે સ્ત્રી પોતાનાં બાળકોને તમે ઠંડી પડે છે માટે બહાર જશો તો શરદી થઇ જશે, તમે અમુક કરશો તો અમુક થશે, અને અમુક કરશો તો અમુક થશે, એ પ્રમાણે વારંવાર કહ્યા કરતી હતી, અને અમુકથી અમુક થયું, અને અમુકથી અમુક થયું એ પ્રમાણે તે વારંવાર તેમને કહેતી હતી. જેથી તે બાળકો હમેશાં માંદા રહેતાં હતાં.

આ બાળકોનો બાપ વળી એથી વધારે વ્હેમી હતો. તે વારંવાર બાળકોની નાડી જોતો અને કહેતો કે તારૂં શરીર ગરમ છે, અને તાવ આવ્યો છે, માટે સુઇજા. રખડ રખડ કરીશ નહિ. આ પ્રમાણે હાનિકારક ઘોતન કરીને તે તે બાળકોને રોગના ભોગ કરતો હતો. આ પ્રમાણે માતાપિતા ઉભય આવા વિચારને સેવતાં હોવાથી તેમનાં બાળકો હમેશાં માંદાં રહેતાં હતાં, એ વાર્તાનું સ્પષ્ટ ભાન પેલા દાકતરને થયું.

જે વ્યાધિને દૂર રાખવાને માબાપ ઇચ્છતાં હોય છે, તે જ વ્યાધિનાં બીજકો અનેક પ્રસંગે ભયથી ઘોતનવડે માતાપિતા બાળકોનાં મનમાં રોપે છે. બાળકોનું મન હંમેશાં ગ્રાહક ( receptive ) સ્થિતિમાં હોય છે, અને તેનાઉપર જે ઘોતન થાય છે તેની છાપને તે તરત જ ગ્રહણ કરી લે છે. આ પ્રમાણે જે બાળકોના મનઉપર માતાપિતાદ્વારા ઘોતન કરવામાં આવે છે, તથા તું અમુક ન કરીશ, અને અમુક ન કરીશ, એ પ્રમાણે વારંવાર નકારાત્મક વચનો કહેવામાં આવે છે, તે બાળકો મોટે ભાગે માંદાં જ રહે છે, અને મોટાં થતાં પણ તેમની તેવી જ દશા રહે છે. નિર્દોષ બાળકોની આ પ્રમાણે કેટલી દુર્દશા થઇ જાય છે ?

એક પ્રસંગે આ લેખકના એક ત્રણેક વર્ષના બાળકને જ્વર આવ્યો હતો તથા ઉધરસ પણ થઇ હતી. તે તે પ્રસંગે ખુલ્લી હવામાં ઠંડે પાણીએ નળતળે બેસીને નહાતો હતો. આ વખતે તેને અટકાવવો, કે શું કરવું, એ પ્રશ્ન તેમને થયો. તેમણે વિચાર્યું, કે જો તેને તે કહેશે, કે તું ઉઠી જા, અને ઠંડે પાણીએ નાહીશ નહિ તથા ખુલ્લા શરીરે હવામાં

કરીશ નહિ, તો તેની અસર તેના મનઉપર થશે, અને તેથી તેમણે તેને કંઇ પણ ન કહ્યું. તે બાળક કંઇ પણ હાનિકારક વિચારવિના ઠંડે પાણીએ નહાતો અને ખુલ્લે શરીરે ફરતો, પરંતુ તેને ' ન્યુમેનીઆ ' કે કંઇ જ થયું નહતું. તાત્પર્ય, કે માબાપના ઘણા વિચારની ઘણી અસર બાળકોઉપર થાય છે. તેથી કેવા વિચાર બાળકોના સંબંધમાં માતાપિતાએ સેવવા, તથા તેમને કેવું ઘોતન કરવું, તે માતપિતાએ જાણવાની જરૂર છે.

અનેક માબાપ પોતાનું બાળક પ્રસંગે માંદુ પડે છે ત્યારે તેને અમુક તો નહિ થાય, અમુક તો નહિ થાય, એ પ્રમાણે ભય ધરીને તે બાળકના મનઉપર વિપરીત છાપ પાડે છે, અને તેના પરિણામમાં તે બાળકને તે વ્યાધિ થઇ આવે છે.

એક પ્રસંગે એક બાળક ઘણું જ માંદુ હતું. તેને જેવાને અડોશીપડોશી તથા સગાંવહાલાં વગેરે જે જે આવતાં તે કહેતાં, કે હવે આ બાળકને. તમે જરા પણ વિશ્વાસ રાખશો નહિ, કારણ તે કઇ વખતે અટકી જશે તેનો ભરંસો નથી. આ વખતે તે બાળક શ્વાસ લે છે, કે કેમ તે પણ સમજાતું નહતું એટલું તે માંદું હતું. આ શબ્દો સાંભળીને તે બાળકની માતા અત્યંત રડતી અને તેને હવે નહિ જ બચે એમ ધારીને દુઃખી થતી. તેના પતિ બુદ્ધિમાન્ હતા, અને વિચારની શી અસર થાય છે તે ઉત્તમ પ્રકારે જાણનાર હતા. તેમને તે સ્ત્રી પૂછતી, કે તમને આ બાળકને માટે કેમ લાગે છે. તેના ઉત્તરમાં તે કહેતા, કે આપણે કઇ પરમેશ્વર નથી કે સર્વજ્ઞ નથી, કે જાણી શકીએ, કે અમુક વસ્તુ આમ જ થશે. અને તે પ્રમાણે જે આપણે જાણતા નથી તો પછી અમુક જ થશે, એવું આપણે શા માટે નક્કી કરી બેસવું જોઇએ અનેક પ્રસંગે મરણ પથારીઉપર પડેલાં મનુષ્યો બેઠાં થાય છે, તો આ બાળક હજી પણ સાજું ન થઈ શકે તેમ નથી જ જીવનનું સ્વરૂપ અકળ છે. માટે આપણે તે સંબંધમાં કંઇ પણ ખોટું અનુમાન ન કરવું, પણ સારૂં જ અનુમાન કરવું. ધારો, કે આ બાળક સાજું થનાર છે, અને આપણે તેને નહિ સાજું થશે, એમ માનીને રડીએ છીએ તો આપણે તેને મરેલો જ આપણા વિચારમાં જોઇએ છીએ. અને આપણા તે વિચારની અસર તે બાળકને થાય છે. તેથી તેને સાજા થવાના માર્ગમાં આપણે વિઘ્ન નાખીએ છીએ, માટે અશુભ વિચાર કરવાની આપણને જરૂર જ નથી. છેક છેલ્લી ક્ષણ સુધી આપણે તો તેને સાજા થવાની જ આશા રાખવાની છે. અને તેમ માનીને જે યોગ્ય જણાય તે ઉપાય કર્તવ્ય છે. તેમ છતાં પરિણામ જુદો આવે તો તે વખતે ઇશ્વરેચ્છાને અધીન થવાનું છે. પરંતુ પૂર્વથી એક પણ અશુભ, કે વિપરીત વિચાર સેવવો હિતકર નથી જ. "

આ વચનોને પેલી સ્ત્રી કે જે પતિની ઇચ્છાને અનુસરનાર હતી તેણે શ્રદ્ધાથી સ્વીકાર્યા, અને વિષ્ણ્દિત વિચારને પરિત્યજીને, આશા અને ઉત્સાહને જ ધારણ કરીને યોગ્ય ઉપચાર કરવા માંડ્યા.. આશ્ચર્યની સાથે તે બાળક થોડા દિવસમાં જ સાજું થઇ ગયું.

પ્રિય વાચક ! અત્ર જે જે દૃષ્ટાંતો આપવામાં આવે છે તે સર્વ પરદેશીય છે, એમ સમજવાનું નથી. કેટલાંક દૃષ્ટાંતો આ લેખકે પ્રત્યક્ષ જોએલાં જ આપવામાં આવે છે. પરદેશીય જે જે દૃષ્ટાંતો આપવામાં આવે છે તે પણ યથાભૂત જ આપવામાં આવે છે.

( અપૂર્ણ. )

## प्रकीर्ण.




( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૪૮ થી. )

૧૨. દક્ષિણ એશિયા, પૂર્વ આફ્રિકા, લાલ સમુદ્ર અને ઇરાની અખાતપરના વ્યાપારને જરાએ નુકશાન થવાનું નથી. સિંગાપોરની પૂર્વે બંને વ્યાપારની હરિફાઇ ચાલશે.

જકાતનો સવાલ પણ ભવિષ્યની ફતેહપર આધાર રાખે છે. સ્વેઝના કરતાં પનામાનો ટોલ વધારે તો હોવો જોઇએ જ નહીં. સ્વેઝના કર સન ૧૯૧૨ ની જાનેવારીની ૧ લી તારીખથી ઓછા કરવામાં આવ્યા છે. હાલ તે માલ ભરેલી આગબોટપર એક ચોખ્ખા ટનપર ૬-૨૫ ફ્રાન્ક ( ૧. ૦૬ ડોલર ) લે છે. ૧૨ વર્ષની ઉપરના ઉતારૂ માટે ૧૦ ફ્રાન્ક, ૩ થી ૧૨ વર્ષના છોકરાંને માટે ૫ ફ્રાન્ક લે છે. જો આથી પનામાના કર વધી જાય તો વ્યાપાર તથા ઉપજને ધોકો લાગે. જો એકદમ ઘટાડવામાં આવે તો કદાચ નફાને બદલે ખોટ પણ આવે.

મી. ટેફટનો ઢંઢેરો આગળ આપવામાં આવશે. ૧-૨૦ ડોલરનો ટોલ સ્વેઝનાં જેટલો જ છે. પનામા આગળ ઉતારૂ માટે ટોલ રાખવાના નથી. આ નવી હરિફાઇમાં સ્વેઝની નહેરના કર ઓછા કરી શકાય એમ છે. ૩૦ ટકાનું વ્યાજ અપાય છે, તેમાંથી સહજ ઘટાડો કરી શકાય તેમ છે.

જે રસ્તે સસ્તો કોયલો મળે તે રસ્તો આગબોટવાળા લે. આથી પનામા નહેરપર કોલન આગળ સસ્તો કોયલો રાખવો અને કર ઓછો રાખવો એ બે બાબત ખાસ અગત્યની છે.

આ ઉપરાંત હવા, પવનનાં તોફાન અને મહાસાગરના પ્રવાહ પણ ધ્યાનમાં લેવાના છે. આ બાબતમાં સ્વેઝ કરતાં પનામાનો રસ્તો વધુ સારો નીવડે એમ છે લાલ સમુદ્રની હવા ઘણી જ ગરમ છે. કેટલાક માલ માટે એ તદ્દન નાલાયક છે. એટલી બધી ગરમી કોઇ કોઇ વખતે પડે છે, કે કોલસા પુરનારને બરાબર વરાળનું દમાણ રાખવું પણ કઠણ પડે છે. આથી ઘણી વખત સ્વેઝ અને એડન વચ્ચે ૧૩૧૦ માઇલમાં વધુ વખત લાગે છે. હિંદી મહાસાગર અને ઉત્તર આટલાંટિક કરતાં ઉત્તર પાસિફિક અને કારીબીઅન સમુદ્રની આબોહવા વધારે સારી છે. અમેરિકાની દક્ષિણે કેપહોર્ન આગળ ઘણું જ તોફાન હોય છે અને તેથી આ પનામાનો ઘણો જ લાભકારક નીવડશે અને વીમના દર પણ એકદમ ઓછા થશે.

પનામા પોતાનો ખર્ચ કાઢશે. સ્વેઝ જેટલું તે વ્યાજ આપી શકશે નહિ. ખર્ચ લગભગ ચારગણો થશે અને વ્યાપાર જોઇએ તેવો ચાલશે નહિ. સ્વેઝ આગળ વધુ લાભ

૪.

થવાનું કારણ, એ છે કે પશ્ચિમની મૂડીથી પૂર્વના દેશોમાં વ્યાપાર બહુ ખીલ્યો તેથી યુરોપ જોડે તે વ્યાપાર ખુબ વધી ગયો છે. આગબોટોની મારફત સન ૧૯૧૧ માં ૧૮,૩૨૪,૭૯૪ ટન માલની આવજા થઇ હતી અને ઉતારની સંખ્યા ૨૭૫,૬૫૧ ની નોંધાઇ હતી. સન ૧૯૧૦ જે આગબોટોએ લાભ સાથે પનામાના રસ્તાનો ઉપયોગ કર્યો હોત તે આગબોટોનો માલ ૮,૩૨૮,૦૨૯ ટન ધારી શકાય છે.

સઢવાળાં વહાણો પનામાનો ઉપયોગ કરશે કે નહિ ? લોકો કહે છે કે સ્વેઝના જેટલો વહાણોથી તેનો ઉપયોગ થઇ શકશે નહિ. વહાણોને આગબોટો કરતાં, પવન, ભરતી અને પ્રવાહઉપર વધુ ધ્યાન આપવાનું છે. નહેરના બંને છેડાઓ—ખાસ કરીને પાસિફિક મહાસાગર તરફનો છેડો—સઢવાળાં વહાણો માટે બહુ સારો નથી. સાતે સમુદ્રોમાં આવાં સઢવાળાં વહાણો ચાલે છે. ચીલીનો નાઇટ્રેટ અને બ્રિટિશ કોલંબીઆનું લાકડું વહાણોની મારફત પરદેશ જાય છે. પનામાને લીધે આવાં વહાણો જેમ બને તેમ ઓછાં થશે. વરાળથી ચાલતી આગબોટોને લીધે આ વહાણોની સંખ્યામાં કેવો ઘટાડો થયો છે તે જાણવા જેવો છે. સન ૧૮૭૩–૭૪ માં એવાં વહાણોની મારફત આખી દુનિયામાં ૧૪,૧૮૫,૮૩૬ ટન માલની આવજા થઇ હતી. સન ૧૮૮૮–૮૯ માં ઘટી ૧૧,૬૩૬,૨૮૯ ટન થયો. ૧૮૯૮–૯૯ માં ૮,૬૯૩,૭૬૮ ટન થયો અને સન ૧૯૧૦–૧૧ માં ૬,૪૧૨,૨૧૧ ટન થયો. આગબોટોમાં સન ૧૮૭૩–૭૪ માં ૪,૩૨૮,૧૯૩ ટન માલની આવજા થઇ હતી તે વધીને સન ૧૯૧૦–૧૧ માં ૪૧,૦૯૬,૦૭૭ ટનની આવજા થઇ. આગબોટો દ્વારાજ પનામા ઉપયોગી થશે. કોયલા, લાકડું, દાણા, નાઇટ્રેટ, ને ખાંડ વહાણોમાં જ આવે છે, કારણ કે તેમને એકદમ પહોંચાડવાની જરૂર હોતી નથી.

ફિલીપાઇન અને હાવાઇનો યુનાઇટેડસ્ટેટ્સ સાથેનો વ્યાપાર બધો અમેરિકન વહાણો અને બોટોમાં ચાલતો હતો. પરંતુ પરદેશી અને મુખ્યત્વે કરીને આ ૨૭ વહાણોમાં યુનાઇટેડ સ્ટેટ્સનો ન્યુઝીલાંડ્ દક્ષિણ અમેરિકા, ઓસ્ટ્રેલિયા, ઉત્તર ચીન અને જાપાનનો વ્યાપાર ચાલતો હતો. બ્રાઝિલ, ચીલી, પીરૂ અને યુનાઇટેડ સ્ટેટ્સવચ્ચેનો વ્યાપાર એકે અમેરિકન વહાણમાં ચાલતો ન હતો. ન્યુયોર્ક વગેરે કેટલાંક બંદરોથી 'મેલ' પણ દક્ષિણ અમેરિકામાં યુરોપ થઇને જતી હતી. ઘણા એમ ધારે છે કે ન્યુયોર્કથી દક્ષિણ અમેરિકા ઘણો પાસે છે. પરંતુ દક્ષિણ અમેરિકા ઉત્તર અમેરિકાની પૂર્વ દિશામાં આવ્યો છે. બ્રાઝિલનું પૂર્વ બિંદુ ન્યુયોર્કથી ૨૬૦૦ માઇલ પૂર્વમાં છે. અને ન્યુયોર્કના અખાત અને ઇંગ્લીશ ચેનલની વચ્ચે વચ્ચ છે. તોપણ ન્યુયોર્ક યુરોપથી બ્રાઝીલની પાસે ૩૭૦ માઇલ વધુ પાસે છે. અમેરિકામાં વહાણો બંધાતાં નથી, તેનું મુખ્ય કારણ વહાણ બાંધવાનો ખર્ચ છે. ત્યાં ખર્ચ બહુ જ છે, એટલે જાપાનની કે યુરોપની સ્ટીમરો કરતાં અમેરિકન સ્ટીમરોને વધુ ખર્ચ પડે છે. આથી જ પનામાનો રસ્તો બહુ આવકારદાયક કેટલા અમેરિકનો ગણતા નથી. છતાં પણ કિનારાપરના વ્યાપારને વાસ્તે અમેરિકાને વહાણો બાંધવાં પડશે અને ધીમે ધીમે એ પ્રમાણે મોટાં મોટાં વહાણો પણ બાંધશે.